# કવિતા

ઓકટોબર . ૧૯૬૭

મુખપૃષ્ઠ . અશ્વિન મહેતા
સજાવટ : વિનોદ પીઠડિયા





### સૂચનાઓ

વરસમા છ અંકો દર બે મહિને – ઑક્ટોબર, ડીસેમ્બર, એપ્રિલ, જૂન, અને ઑગસ્ટમા પ્રકટ થશે

જરૂરી પોસ્ટેજ બીડ્યુ હશે તો જ અસ્વીકૃત કૃતિ પરત કરવામા આવશે

### લવાજમ

દેશમા રૂપિયા છ
પરદેશમા રૂા આઠ
છૂટક નકલનો રૂપિયો એક
વરસથી ઓછુ લવાજમ સ્વીકારવામા આવશે નહિ

### પત્રવ્યવહારનુ સરનામુ

જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં ૬૨ મુંબઈ-૧.

કાવ્ય—બીજ સંવેદન અખંડ હોય છે, અને કવિ તેને પ્રગટ કરવામાં પોતાની સર્વ શકિત—કલ્પના, બુદ્ધિ, સ્મૃતિ, જ્ઞાન, સમજ વગેરે યોજે છે. એ સૌને ઉત્તેજનાર કોઈ ઓછીવત્તી માત્રાની લાગણી હોય છે. કાવ્યનો પ્રતિભાવ, અનુભાવ (વાચકમાં) સર્વ પ્રથમ તો અખંડ જ હોય છે; પછી તેનું પૃથક્કરણ વાચક કરે છે. બીજું, આપણી કાવ્યની સમજ બૃહત્કાવ્ય, મહાકાવ્યથી માંડીને દુહાને આવરી લે; કોઈ લઘુ જીવન—સત્યને કે કોઈ ક્ષણિક નિસર્ગ— ચિત્રને ચમત્કારક કે રમણીય રીતે નિરૂપતા શ્લોકથી માંડી સાદ્યન્ત રસવાહી વૃત્તાન્ત કાવ્યને વા નાટકને આવરી લે ... કવિકર્મનું મહત્ત્વ શું પ્રગટ કરવા કવિ મથે છે, એને શું અભિપ્રેત છે, તે ઉપર અવલંબે છે. પ્રતીયમાન અર્થનું અનુસંધાન અભિપ્રેત અર્થ સાથે થવું જોઈએ.

વિષ્ણુપ્રસાદ ત્રિવેદી



# કવિતા

કવિતા આત્માની માતૃભાષા

## રંગતારા | સુન્દરમ્

ઘૂંટ ઘૂંટ રંગ તારા,
ઘૂંટ રે રંગારા,
રંગના રંગારા,
ચીતરી મને દે તારા
મહેલ ને મિનારા.

ટમટમ ટમકંતી આંખવાળા ઉતારી દે
રૂપલા સૂરજ અને સોનેરી સિતારા,
હીરા ભરી પાંપણમાં દેવહુમા તણા અગ્નિ
લાલ લાલ ઉગાડી દે આગન જવારા.

કાજળઘેરી તે પેલી કીકીઓ તું રચી દેજે
કેસરિયા સુરમાની કેડી,
હજી આ ડુંગર જેવા હૃદયને માથે તારે
બાંધવાની વાદળિયા મેડી.

સમી રે સંધ્યાના બધા જાગી જાગી ઝંખી રહ્યા
પગલાં કોઈકનાં કિનારા
માણેકના મહેલે એની પ્રિયતમા ગૂંથે કેશ,
એના પૂરા ન થયા છે સિંગારા.

વને વને સૂડલાનાં વૃંદ રહ્યાં ઘૂમી,
આ ચાંદને ચકોર રહ્યું ચૂમી,
સાથિયા પૂરીને બેઠી સુમ્મ રે સોહાગણ, એનો
કંથડો રહ્યો કો દેશ ઘૂમી.

પરાગની આગ કેરા રંગ તો તું જાણે,
જાણે ઊર્વશીના નેણ પલકારા,
પારિજાતે રાતભર સોણલાં સજાવ્યાં, એના
મૂકી જજે કંઈક તો અણસારા.

## નિર્વાણ | શ્રી અરવિંદ
અનુ. સુન્દરમ્

વિલુપ્ત સઘળું જ, માત્ર રહ્યું મૂક તે કેવલ.
વિચાર થકી ચિત્ત મુકત, હૃદય વ્યથામુકત થૈ
બન્યા જ અવ શૂન્ય, માન્યું નહિ રે મનાયે લવ;
રહ્યો નહિ જ 'હું', નથી પ્રકૃતિ, જ્ઞાત-અજ્ઞાત વા.

તરે નગર છાયચિત્રસમ, રંગ કોઈ ન ત્યાં,
અવાસ્તવિક શું કંપતું, વહી રહંત આકાર સૌ
વિના સઘનતા, શું આકૃતિ બધી સિનેમા તણી;
અફાટ જળમાં ડુબ્યા ખડક શી બની સૃષ્ટિ આ.

અહીં વિલસતું જ માત્ર અણસીમ તે શાશ્વત.
પ્રચંડતમ શાંતિ કો, સ્થિર, અરૂપિણી, સર્વનું
લઈ જ રહી સ્થાન,-જેહ હતું એકદા 'હુ' જ તે
રહ્યું થઈ અનામ રિકતપણું તદ્ વિષે તુષ્ટ ઓ
થવાય યદિ લોપ હા પરમ એહ અજ્ઞેયમાં,
પમાય દ્યુતિ-અબ્ધિની પુલક વા અનંતત્વના.

## પ્રીત કીધી
જયંત પાઠક

એક એવી તે પ્રીત અમે કીધી
કે ઘૂંટમાં આખી પિયાલી પીધી!

પીંછામાં એક, અમે પંખીને પામિયા
ને તારામાં એકલ, આકાશ;
લહરીમાં એક લીધો સાગરને તાગી
ને એક જ કિરણમાં પ્રકાશ.
એક એવી તે પ્રીત અમે કીધી
કે મીટમાં નજરું હજાર બાંધી લીધી!

એક જ ઉચ્છ્વાસ અમે લીધો ને રોમ રોમ
ઊઘડયાં ફટોફટ ફૂલ;
એક જ નિઃશ્વાસ અમે મૂકયો ને કંપિયાં.
વનવનનાં પરણો વ્યાકુલ,
એક એવી તે પ્રીત અમે કીધી
કે ભાંગમાં રેખાઓ ઊઘડી સીધી!

માલવિકા

અલકાપુરીનાં યક્ષ ને યક્ષિણી જોયાં છે મેં
મારી સગી આંખે
કોઈ કોઈની તો લાગે પ્રાણની સગાઈ.

મારા ઘરની પૂર્વ તરફની ગલીની પેલી બાજુ
રહે
મિત્ર, – માલવિકા.
પ્રાંગણમાં પરસ્પર આલિંગન દઈ
મ્હોરેલ
અશોક – મલ્લિકાની જેમ.

ગોધૂલિવેળાને અવસાન
ઢળતી રાત્રિની રમ્ય રજત કૌમુદી કેરા સમુદયે
વીણાવાદન શો આવે
મિલનઝંકાર ...
જેના લયનો વૈભવ
મારાં ગીતનો આધાર.

પ્રત્યેક તે દિન
વ્યતીત રાત્રિની સંતૃપ્તિના ભૂષણધારણથી
રોમ હર્ષ – મંજરિત,
નિશિગંધા સમ જેનાં પ્રત્યેક રાત્રિએ ખૂલે દલ,
નિદ્રિત લોકની હવા કરે સ્વપ્નમય......

સહસા સ્વપ્ન જેમ ભાંગે........
એની ક્યાંય તે જણાય નહીં આછી યે લકીર
તેમ
હવા સૂમસામ
(કયા અધિકારથી પ્રમત્ત? કયે અભિશાપ? તે ન જાણું)
ઈહ પુર મહીં નહીં મિત્ર.
એણે અવરલોકને પંથ કીધ પરિયાણ...



ઘર તે સ્મશાન
નિષ્પ્રાણ સ્મૃતિનાં ચહુ ગમ ભીડ કરી ખડકાયાં કંઈ શવ
મધ્યે માલવિકા
એકાકિની.
નિર્નિમેષ નેત્ર એનાં મંડાયાં છે અતીત ઉપર
અતીત જે
ગત અનાગત.

એક એક સ્મૃતિ તણાં મુંડ ભેળાં મળી
એને વીંટળાઈ વળે.
ગોળ ગોળ ઘેરી રહી ઘૂમે,
સરે સમીપ સમીપ
આવ
કેવળ શિરનું કરી કેન્દ્ર,
જેને
મહાકાલની પીઠિકા પર પદ ધરી રહી
માલવિકા
ગળાના હારની જેમ ધરે જાણે
શ્વેતામ્બરા સૌમ્ય કાપાલિકા

પ્રેમ એનો આવ અસીમિત,
અરૂપનું લક્ષ્ય કરી રહે,
રહે સર્વથકી પર.
લહું છું એને હું
લહું
અવકાશભરી એક આભામય કાયા
જેની
છાયાના તલપ્રદેશે મને
લહું
મુગ્ધ
એક શિશુક સમાન

રાજેન્દ્ર શાહ

## ઈશુને

જનસંમર્દની તો વાત શી ?
સેંકડોમાંથી બારને તારવ્યા,
કસી કસીને.

—માત્ર બારને જ. —

પલોટયા એમને
પ્રાણમાં પ્રાણ રેડીને,
પ્રેમપૂર્વક ને શ્રદ્ધાથી.

તમારો સાથ એમણે સ્વીકાર્યો
ચાલ્યું ત્યાં સુધી એ તમારા થઈને રહ્યા.
પણ વેળા ખરેખર આવીને ઊભી

ત્યારે
એક દોડયો તમને પકડાવી દેવાને :
બીજાએ ઈનકાર જ કર્યો તમારો
ત્રણ ત્રણ વાર,
એક જ રાતના ભાંગતા પ્રહરમાં,
કૂકડો બોલે તે પહેલાં :
અને એક એક થઈ ગયો છૂ,
ચેલાઓનાં પગલાં પારખતાં વેંત.

ને તો પણ—?

મનસુખલાલ ઝવેરી

---

અવાજને ખોદી શકાતો નથી
ને ઊંચકી શકાતું નથી મૌન.
હે વિપ્લવખોર મિત્રો !
આપણી રઝળતી ખોપરીઓને
આપણે દાટી શકતા નથી
અને આપણી ભૂખરી ચિતાઓને
આપણે સાંધી શકતા નથી.

તો
સફેદ હંસ જેવાં આપણાં સપનાંઓને
તરતાં મૂકવા માટે
ક્યાં સુધી કાલાવાલા કરીશું
આ ઉષરભૂમિની કાંટાળી વાડને ?
આપણી આંખોની ઝાંખાશનો લાભ થઈ
વૃક્ષોએ ઊડવા માંડ્યું છે એ ખરું,
પણ એ શું સાચું નથી
કે આંખો આપીને આપણને
છેતરવામાં આવ્યાં છે ?

વાગીશ્વરીના નેત્રસરોવરમાંથી
ખોબોક પાણી પી
ફરી પાણી પી
ફરી કામે વળગતા
થાકી ગયેલા મિત્રો !

સાચે જ
અવાજને ખોદી શકાતો નથી
ને ઊંચકી શકાતું નથી મૌન.

લાભશંકર ઠાકર

## રંગહેલી

વેણીભાઈ પુરોહિત

વ્હાલમ, તારી આંખલડીમાં ઊડે રંગફુવારા,
વ્હાલમ, મારી ચૂંદલડીના તરસ્યા રહે તુનારા !
રંગહેલી ! રંગહેલી !

ક્યાંથી આવે ઝીણા ઝીણા ઝાંઝરિયાના બોલ ?
ક્યાંથી આવે કાલા કાલા કાળજડાના કોલ ?
આવે ક્યાંથી રે અણસારા ?
લાવે ક્યાંથી રે પલકારા ?
રંગહેલી ! રંગહેલી !
મારા મનની વાત મને તો લાગે ગાલાવેલી !
રંગહેલી ! રંગહેલી !

ગયા વિના હું ગઈ વૃન્દાવન, ફૂલ રમે છે ફાગ :
ગોકુલની ગોપીને સરખા રાગ અને વૈરાગ.
આવે ક્યાંથી રે અણસારા ?
લાવે ક્યાંથી રે પલકારા ?
રંગહેલી ! રંગહેલી !
ઘરની બહાર જવાની ઘડીએ મને ડરાવે ડેલી !
રંગહેલી ! રંગહેલી !

આકાશી આલિંગન વચ્ચે રૂપશરદની રાત :
કદમ્બનાં ઝૂલે છે ઝુમ્મર : ઝોલાં લેતી જાત !
આવે ક્યાંથી રે અણસારા ?
લાવે ક્યાંથી રે પલકારા ?
રંગહેલી ! રંગહેલી !
જોબન દરિયો... જોબન નૌકા... જોબનિયું છે બેલી !
રંગહેલી ! રંગહેલી !

વન વીંધીને, મન વીંધીને આવે ક્યાંથી સૂર ?
કોણ મને પાસે બોલાવે ? કોણ ધકેલે દૂર ?
આવે ક્યાંથી રે અણસારા ?
લાવે ક્યાંથી રે પલકારા ?
રંગહેલી ! રંગહેલી !
મારું તો ઘર છોડયું, તારી જડતી નથી હવેલી !
રંગહેલી ! રંગહેલી !

## પ્રીતમના ઓરડા | કૅથેલિન રેઈન | મકરંદ દવે

૧

મારા પ્રીતમના ઓરડા ઊંચા
કે ઓરડા ઓહો કર્યા રે લોલ.

હરિયાળા ડુંગરાને ગોચરમાં પાથરી
ફૂલ ભરી જાજમની ભાત,
સાંજલ તારાનો રૂડો દીવો બળે ને
ઓલી આસમાની છત રળિયાત.

વાયરાના ઊઘડતા ચોગમ કમાડ અને
ઝરમરિયા પડદાના સૂર;
ઊંચા પહાડ તણા એકાકી થંભ અને
દરિયાઈ બેટ દૂર દૂર –

મારા પ્રીતમના ઓરડા ઊંચા
કે ઓરડા ઓહો કર્યા રે લોલ

૨

મારા પ્રીતમના ઓરડા ન્યારા
કે ઓરડા આભરે ભર્યા રે લોલ.

ધીંગો તે ધોધ વહે રાતોની રાત
કાંઈ વીંધીને બરફાળ છાતી,
ચટ્ટાને ચકરાતી આંબે જ્યાં આભને
પાંખો ગરુડની તાતી.

પ્રીતમના ઉંબરાને અંધારી ઘૂઘવે
ભરતીના લોઢ લોઢ લાખો,
જળચરનાં ઝુંડ જ્યાં ખેલે વિવિધ
કાંઈ ખેલે નજર જ્યાં નાખો.

મારા પ્રીતમના ઓરડા ન્યારા
કે ઓરડા આભરે ભર્યા રે લોલ.

૩

મારા પ્રીતમના ઓરડા મીઠા
કે ઓરડા આંખે ઠર્યા રે લોલ.

કોઈ મને લાવ્યું રે ઊંઘરેટી આંખે
ને જાગીને જોયું તો હે – ય!
નદિયું ને મોજાં ને સૂરજ ને વાદળ
ને પંખી તો મીઠડા લેય.

ભળતે બપોર સુણું પાંદડાંની આડશે
વહેતી હવાની વાણ,
જેનું ન મુખ હજી જોયું તે વાહ, મને
કેવી દે પ્રીતની લહાણ! –

મારા પ્રીતમના બાહુમાં પોઢું
કે નેણલાં હેતે હર્યાં રે લોલ –
મારા પ્રીતમના ઓરડા મીઠા
કે ઓરડા આંખે ઠર્યા રે લોલ.

ઋગ્વેદનાં પ્રથમ મંડલમાંથી કુત્સ આંગિરસ રચિત, ૧૧૩ માં સૂક્તમાંના કેટલાક મંત્રોનો, બનતાં સુધી મૂળના જ ભાવ તથા વિચાર યથાતથ જાળવીને, મૂળના જ ત્રિષ્ટુભ છન્દમાં અત્રે અનુવાદ આપ્યો છે.

## મંત્રવાણી

અનુ. સુરેશ ઉપાધ્યાય

જુઓ ઉદિત આ ઉત્કૃષ્ટ જ્યોતિ,
ઊગ્યો પ્રકાશ, દીપ્ત, સર્વગામી,
આવી ઉષા સૂર્યના જન્મકાજે
ને રાત્રિએ માર્ગ દીધો ઉષાને

ઉષા' વી, શુભ, દીપ્ત, શ્વેતવત્સા[1]
છોડી જતી સ્વસ્થાન કૃષ્ણવર્ણા[2]
*સહોદરા, નિત્ય, ક્રમાનુસારી
બંને સુવર્ણા નભે સંચરતી
દેવેચ્છાનુગામી, એક માર્ગે
ચરંતી બેલડી[3] ક્રમાનુસારે
સમાનમના, બંને ભિન્નદેહા
જાણે ન વિગ્રહ; વિશ્રાન્તિ યે ના.

નેતા મધુરસ્વરોની ઉષા આ
દેદીપ્યમાને આમ દ્વાર ખોલ્યાં
પ્રેરી પ્રવૃત્તિ, વેર્યા વૈભવોને
જાગૃત કર્યા પ્રાણી વિશ્વનાં સૌ.

આ સ્વર્દુહિતા ઊગી સંમુખે જો
એ યુવતી શી તેજોવસ્ત્રધારી
વિશ્વના વૈભવોની ઈશ્વરી હે !
પ્રકાશ આંહી, સુભગે ઉષા હે !

હે દ્રવ્યધારી! ઋતુજા! ઋતપા!
મધુસ્વરપ્રેરક ! હર્ષદા હે !
દેવ-હવિ-દા[4] ઉષા મંગલા હે !
પ્રકાશ આજે અહીં આ પ્રભાતે!

અનંત કાલથી ઉષા વિરાજે
આજે ય ઉદાર ઉષા પ્રકાશે
ભાવિ પ્રભાતે રહેશે પ્રકાશી
અજરામૃતા, સુપ્રકાશવંતી.

દીર્ઘાયુષી આશિષ સાથ લેને
સુતેજા, સુપ્રજ્ઞા, ઉષા પ્રકાશી
ગત ઉષા તણી છેલ્લી ઉષા આ
ગત ઉષા તણી જે અંતિમા આ
અદિતિ[5]-બલ તુ ! તું દેવ-માતા
શ્રેષ્ઠતમા ! યજ્ઞધ્વજા ! પ્રકાશ,
જાણ ! આમ સ્તોત્રને તું વખાણ
વિશ્વ-ઉદારા ! નવ પ્રાણ અર્પ !

સ્તોતા અને યાજક કાજ લાવે
ઉષા નેક મંગલ વૈભવો, તે
સિન્ધુ, ધાવાપૃથિવી, વરુણ, મિત્ર
અદિતિ, રક્ષો સદૈવ અત્ર.

---

૧ શ્વેતવત્સા=શ્વેત દીપ્ત–સૂર્ય જેનો વત્સ–પુત્ર છે તે ઉષા

૨ કૃષ્ણવર્ણા=રાત્રિ * સહોદરા=ઉષા તથા રાત્રિ

૩ બેલડી–ઉષા તથા રાત્રિ

૪ દેવ-હવિ-દા=દેવોને હવિ આપનાર

૫ અદિતિ=ઋગ્વેદમાં દેવી અદિતિને સર્વ દેવોની માતા ગણવામાં આવી છે.

## અમૃતરસ ઊલટયો

જે રસનો સ્વાદ ભગવાન શંકરે કે શુક જોગીએ જાણ્યો છે, કંઈક વ્રજની ગોપીએ જાણ્યો છે તેને – ભક્તિ પદારથને – નરસિંહે મન ભરીને ગાયો છે પ્રેમભક્તિના પૂર એણે એવા તો વહાવ્યા છે કે ત્યાર પછી આપણી મધ્યકાલની સમગ્ર કાવ્ય ભૂમિ એનાથી પરિપ્લાવિત થઈને પાંગરી ઊઠી એથી તો આપણે એને આપણો આદિ કવિ કહીએ છીએ એની પહેલા બીજા કેટલાયે કવિઓ થઈ ગયા હોવા છતા!

પ્રેમભક્તિનો અમૃતરસ ઊલટયો છે દેહના કાચા ઘટમા એને એણે આકંઠ ભરી દીધો છે જેને પ્રાપ્ત કરવાના પથે ચાલતા ચાલતા જુગના જુગ વીતી જાય અને તો પણ બેની વચ્ચે દશાંગુલ જેટલુ યે લગાર અમથુ પણ ક્યારેય ન આંબી શકાય એવડુ અંતર રહ્યા જ કરે, તે એને મન વેગળો નથી માત્ર આડે રહેલા અહંકારને ત્યજવો જોઈએ લોક લાજ અને કુળમર્યાદા લોપીને એને જ સર્વસ્વ સોંપી દેવુ જોઈએ પછી તો વાદળુ ખસી જાય અને સૂરજ ઝગહળી ઊઠે તેમ ભક્તને પણ એનો પેલો 'માલમી' મળી જાય છે અંધ કાર તો ક્યાય જતો રહે છે ભવપાર ઉતરવામા હવે કશોયે અંતરાય નથી રહ્યો

બન્નેય સરખે સરખા એક રંગે રંગાઈ ગયા છે રાતા રાતા બની ગયા છે – કામિની કહાનજીથી અને કહાનજી કામિનીથી આત્મા – પરમાત્માના પરસ્પર રાગના આ રાતામાતા રંગની છોળો નરસિંહે અનુભૂતિથી રસાયેલા કેવા આનંદમત્ત હૈયે ઉડાડી છે!

ગોપીને કહાન વિના દુ ખનુ કોઈ લેખું રહ્યુ નથી પ્રિયતમ પોતાની સાથે જરા જેટલું યે અંતર રાખે તે એનાથી ખમાતુ નથી તેમાયે આજે તો એ કાનુડે વહાલે એને કેવી છેતરી છે! અકળાઈને એ એને ધૂતારો કહી દે છે અને સ્વજનને તો એવું કહેવા એને અધિકાર પણ છેને!

ભાવભક્તિની એવી અમર પ્રેમવેલને આલેખતા નરસિંહ મહેતાના થોડાક પદો અહીં રજૂ કર્યાં છે

આંખ્ય આણીઆલી સહુ કોઈ આંજે
આંજયાં માંહે વહેરો[1] રે,
જાંહાં લગી પિયુજી પ્રેમે ન બોલાવે
કંઠમાળા પણ ડહેરો[2] રે!
મોહ મચકોડે મોહન વશ નવ થાયે
રુદિયા ભીતર જુઓ ગુણ રે,
આવલ કેરાં ફૂલ સુંદર
તે શીશ ઘાલે કુણ રે?
પ્રીત વિના પુરુષોત્તમ ના'વે
વહાલો પ્રેમ વિના નવ રાચે રે,
ભણે નરસૈંયો અમૃતરસ ઊલટયો
ભરી લેવો ઘટ કાચે રે!

---

૧ ફેર.
૨ પશુઓને ગળે બાંધવામાં આવતું આડું-લાકડું, ગોન્ને.

અનેક જુગ વીત્યા રે પંથે ચાલતાં રે
તોયે અંતર રહ્યો રે લગાર,
પ્રભુજી છે પાસે રે હરિ નથી વેગળા રે
આડડો[1] રે પડયો રે અહંકાર,
દિનકર રુંધ્યો રે જેમ કાંઈ વાદળું રે
ગયું અજવાળું થયો અંધકાર,
વાદળું તે મટયું રે લાગ્યું દીસવા રે
ભાનુ કાંઈ દેખાયો તેવાર.
લોકડીઆંની લાજ રે બાઈ મેં તો નાણીઓ રે
મેહેલી કાંઈ કુળતણી વળી લાજ,
જાદવાને માથે રે છેડો લઈ નાખીઓ રે
તારે પ્રભુવર પામી છું આજ.
નાવને સ્વરૂપે રે બાઈ એનું નામ છે રે
માલમી[2] છે વળી સરજનહાર,
નરસૈંયાનો સ્વામી રે જે કોઈ અનુભવે રે
તે તરી ઉતારે ભવપાર!

---

૧ આડો.
૨ માલમ, નાખુદા.

ગત કર નખ કામનીઆંના રે રાતા અધર સુદંત,
રાતી ચોળી ચુંદડીઆં રે રાતા કપોલ સોહંત.
રાતી પટોળી પાય સોહંતી રાતા ઝલકત રતન રુદે,
રાતા ગુલાલ ઉછાળતી અબળા ત્રિયા મીલી હોહો વદન વદે.
રાતા માંગ સિંદુરે ભર્યા રે રાતા કુંકમ રોળ,
રાતી કંચુકી કસણ કસા રે રાતા મુખ તંબોળ,
કાહાનજી રાતા કામનીએ રે કામની રાતી કૃષ્ણગુણે,
સરખા–સરખું સહુ કોઈ રાતું નરસૈંયો રાતો હરિચરણે.

કામણી[1] એ રે કહાને,
    મુને કામણી રે;
ન જાણે એ વાંસલડી માંહે
    મહેલ્યો મંત્ર ભણી રે!
        કહાને મુને કામણી રે!

ભૂલી રહી મુને ભુવન ન ભાવે
    કયમ કરી ધીરજ ધરીએ રે?
સુંદરવર શામળીઓ આવે
        પ્રેમ ધરીને મળીએ રે!
        કયમ કરી ધીરજ ધરીએ રે!

અંગે આકુલવ્યાકુલી રે
    જાં લગે નયણે ન દેખું રે;
નરસૈંયાચા સ્વામી વિણ બાઈ રે,
    દુઃખ તણું નહીં લેખું રે!
        જા લગે નયણે ન દેખું રે!

---

1 કામણ કરીને દેવી કરી. 'કામણ' નામ પરથી ક્રિયાપદ કરી ભૂતકાળનું રૂપ યોજ્યું છે.

આજ રે કાનુડે વહાલે, અમશું અંતર કીધો રે
રાધિકાનો હાર હરિઓ, રુક્મણિને દીધો રે!
શેરીએ શેરીએ સાદ પડાવું,ઘેર ઘેર હીંડું જોતી રે;
રાણી રુકમણિની કોટે મેં તો, ઓળખ્યાં મારાં મોતી રે!
જાગતી તો લેવા ના દેતી કરમસંજોગે સૂતી રે,
વેરણ નિદ્રા મુંને આવી હરિ હરિ કરીને ઊઠી રે!
આગળ જોઉં તો ગંગા ભરેલી, થર થર જીવડો કાંપે રે;
પ્રાણ તજું મારા પ્રભુજીની આગળ, મોતી મારાં આપે રે!
પહેરણ આછી લોંબડીનાં, ઓઢણો કમખો કાળો રે;
ભલે મળ્યો નરસૈંયાનો સ્વામી, કાનુડો ધૂતારો ચાળો રે!

## મારા જન્મ-પુનર્જન્મોનું સર્રીઅલ કાવ્ય

૧

કોનો તરાપો તરે છે રક્તનાં વહેણોમાં ?
કોણ જાય છે ? ક્યાં
ડબાક્ નાડીઓમાં ડબકોળાય છે ટોચ.
સાંભળું છું
હલેસાંનો અવાજ આવ્યા કરે છે સતત.
ક્યા રત્નભંડારના કોની પાસે છે નકશા ?
લબકારો થઈ ઊછળી અચાનક,
ભય થઈ ફેલાઈ રોમેરોમ અફળાઈ
છિદ્રે છિદ્રવાટે ઊતરી ગઈ ચામડીમાં ઊંડે
જાળ ધીમે; અટકી; પડી; રહી.
ખેંચાશે ક્યારેક.
જામેલા સરકારી પૂલોના સિમેન્ટ તળેથી
રાતના સરકી ગયું. સમુદ્ર ભણીની તાણ ભેગું
જ
કોણ ? કેટલે ?
વહેણમાં ડૂબી, વહેણ ફાડી ઊંચે વધતું, કાળું પાટિયું.
સફેદ આંકડાઓ લખી રાખ્યા છે ઈન્ચે ઈન્ચે-
કોઈ ઘસે છે ઊછળતી સપાટી ભાંગી કાઢેલાં
ઘેલાં ટેરવાં
એ આંકડા પર, - ભેરવાય જો ડૂબતી કાય
ક્યાંય ક્યાંય
ભૂંસાઈ જાય એ આંકડો છવ્વીસનો છેક
ડૂબે પહેલા પચીસે ભેગો જળમાંહ્ય જળમાંહ્ય
પૂલ પર ઊભી પ્હોળી આંખો વડે તકાય
ધબકતી નાડીએ નાડીએ ડબકોળતો
અધીરાં હલેસાંની એક સામટી ટોચ
કોણ ?
ના રોકાય. ના રોકાય. ના રોકાય
કોનો ભૂરો તરાપો તરે છે રાતાં વહેણોમાં
કોણ જાય છે ? ક્યાં ?

સિતાંશુ યશશ્ચંદ્ર

૨

ખૂન !
કર્યું છે. લાશ ગંદી ગટરોમાં વહી ગઈ છે, નહિ
મળે ક્યારે ય કોઈને ય, છરો કોઈ
ઝૂંટવી ગયું મારા હાથમાંથી. હું હવે નિઃશસ્ત્ર છું.
આસહાય એ
સ્ત્રી સતત પ્રસવ્યા કરતી હતી, સંતતિને
પોષી ન શકતો હું. પ્રજા હજી યે જીવે છે.
એ ગટરોમાં વહી ગઈ આથી હવે વંધ્ય,
મેં મારી હત્યા કરી છે.
મારા હાથમાંથી હવે મેં છરો આંચકી લીધો છે
મને સજા કરો. મને બચાવો. ઓ હું ઓ !

૩

ધીમે આ ધીમે આ લાંઆબિ ગુડ્ઝટ્રેનનો એક રાતો, તાળાં
લગાવેલો, S. R. માં આલીયાં કયાં, ચોકથી અને છપાવેલા
કાગળના લેબલોથી
તથા સાવ સાચ્ચી સીવણી ઉપરાંત કાર્ડ બોર્ડની પીળી તકતીઓથી.
લબડતો તથા લાંબો. મૂરખ આંકડા. પણ ભાઈ, બહુ કામના
રેલવેતંત્રના. આંકડા લખેલો ગોળ, ઓછામાં ઓછી
સ્પ્રીંગ કમાનોવાળો, વિચિત્ર, બીજા કોઈ ડબ્બાના ન હોય
તેવા, ગોળકાણાવાળા ગોળ સાદાં વિચિત્ર પૈડાં ઉપર
ગબડતો, બારીની ફાટો બાધી તાકે છે જેની ક્યાં યે
નહીં ખાસ તો આમ, આમ ને તેમ, તેવો જાણે કે
આ એક ડબ્બો ગયો ને પછી બીજો, રાતો, તાળાં
લગાવેલો, પણ અડધો ખુલ્લો સીલ વગરનો પણ
ઓછામાં ઓછી સ્પ્રીંગ કમાનોવાળો સાદો વિચિત્ર બીજો
ડબ્બો આ આવ્યો, હવે ત્રીજો કદાચ ખુલ્લો હશે સાવ,
લોખંડના ગર્ડરોવાળો, પણ સાદો, તે ગયો. આ આવ્યો તે
પંદરમો કે તેરમો તેત્રીસમો ? ના ના સત્તરમો કે
પહેલાવાળો જ તો ક્યાંથી હોય નવો જ હશે
સત્તાવીસમો.
લાંબી ગુડ્ઝટ્રેન ખખડે છે ખાંસી જેવી, મને ચેન નથી
ચેન ખેંચો, મરે, દંડ ભરી દઈશું. શું ચેન જ નથી
ગુડ્ઝ ટ્રેનને ? મને ચેન નથી, કોને ? શું ? શું શું છે ?

૪
ચાલીના છવ્વીશ દાદરા થઈ, ઊભી થઈ ગઈ છે અસ્વસ્થતા
મારા બરડામાં.
ચારે ખૂણે ચાર, માળ માળ વચ્ચે બે બે માં એ તૂટતા ખૂટતાના,
ને આ વચ્ચેના બે, એમ જેમતેમ ગણતરી પૂરી
કરીએ તો પાંચ માળના માળાના દાદરા છવીસ થઈ
જાય છે કુલ ગણતા ને તે છવ્વીસે દાદરા થઈ
ખખડધજ મારા બરડામાં ઊભી થઈ ગઈ છે ઊંઘ,
ઊંઘ યાને અસ્વસ્થતા.
ઊંઘ આટઆટલી ? આટઆટલે સ્થળે મારામાં ગોઠવાઈ
ગઈ ? ઊંઘના દાદરા રાતી આંખો ફાડતું કોણ ઊતરે છે
ને પછી સડસડાટ ચડી જાય છે અગાશીમાં ? ઊંઘના
દાદરા પર કોણ રાજકુમારી બની જાય છે માત્ર ભિખારણ ?
મને જોડો કોનો જડે છે ઊંઘના દાદરા પરથી ?
ચાલીના છવ્વીસ દાદરા પરના છવ્વીસ જોડા થઈ
પડી રહી છે અસ્વસ્થતા મારા બરડામાં.
હું કદાચ બાકીનાં વરસો તેર જોડી જોડા વેચીને
સુખે ગુજારી શકું.
ચાલીના છવ્વીસ દાદરા, મારા બરડામાં જોડા.
૫
લાલ લોહીનાં વહેણોમાં વહાણો ડૂબી ગયાં.
શાંત કાળાશ જહાજોવાળી જ જન્મી છે.
બીડેલા ભંડકિયામાં જે તે કોણ ?
વમળોના બળવાન બાહુઓએ સુકાનો સંભાળી લીધાં,
નકશાઓ પર પથરાયો તળિયાના રત્નરાશિનો પ્રકાશ.
બપોરની વેધક નજરે ન ઉકેલાયેલી ગુપ્ત રેખાઓ
ભેદી રસાયણોમાં હવે વિહાર થઈ શકતાં, ઊઘડી આવી.
ઊઘડેલા ભંડકિયામાંથી જે તે કોણ ?
ઊંડાણોમાં તરતી રેખાળવી કજાત હથેળીઓ
રેખાંકનોને સભય ભીડી દે મુઠ્ઠીમાં
શાંત કાળાશો જહાજોવાળી જ જન્મી છે
લાલ લોહીનાં વહેણોમાં વહાણો ડૂબી ગયાં.

## આવતી પેઢીઓને | બર્તોલ્ટ બ્રેખ્ટ | અનુ. મનસુખલાલ ઝવેરી

સાચે જ, હું જેમાં જીવી રહ્યો છું તે યુગ
ધૂંધળો છે.
નિષ્કપટ વાણી હોય છે મૂર્ખાઈભરી.
કરચલી વિનાની ભ્રમર
દર્શાવતી હોય છે સંવેદનશૂન્યતા. હસતા માણસે
માત્ર સાંભળ્યા નથી હજી
ભયંકર સમાચાર.
આ તે કેવો સમય છે, જ્યારે વૃક્ષો સંબંધી વાતચીત
છે લગભગ ગુન્હો.
કારણ કે એમાં સમાયું હોય છે મૌન,
અનેકાનેક દુષ્કૃત્યો વિશે!
પેલો નિરાંતે શેરી ઓળંગી રહ્યો છે,
તેણે હોવું જોઈતું નહોતું પોતાને ઘેર
પોતાના મિત્રોને જરૂર પડે તો?
ખૂબ સાચું છે: હું હજી મારો રોટલો રળી રહ્યો છું.
પણ સાચું કહું? તે માત્ર નસીબની વાત છે.
હું જે કંઈ કરું છું તેમાંનું કશું જ
મને અધિકાર આપતું નથી.
પેટભરીને ખાવાનો.
એ અકસ્માત છે કે હું બચી ગયો છું.
(જ્યારે મારું ભાગ્ય ખૂટી જશે ત્યારે મારો પત્તો પણ નહિ લાગે.)
સૌ મને કહે છે: ખા અને પી: તું એમ
કરી શકે છે તેથી રાજી થા!
પણ હું કઈ રીતે ખાઈ અને પી શકું, જ્યારે
ભૂખ્યા માણસ પાસેથી હું ઝૂંટવી લઉં છું હું ખાઉં છું તે,
પાણીનો મારો પ્યાલો લૂંટી લેતો હોય છે તરસે મરતા માણસને.
અને છતાં હું ખાઉં છું અને પીઉં છું.
ને મને ડાહ્યા થવાનું પણ ગમે:
પ્રાચીન ગ્રન્થોમાં આપણે વાંચીએ છીએ, ડાહ્યું એટલે શું?
સંડોવાવું નહિ દુનિયાના ઝઘડામાં ને ગાળવી
નાનકડી જિંદગી, રહીને ભયમુક્ત.
અને અટકવું હિંસાથી.

આપણું બગાડ્યું હોય તેનું ય સુધારવું :
ઈચ્છાઓને પૂર્ણ કરવી નહિ, પણ વીસરી જવી ;
એ ગણાય છે ડહાપણ.
આ બધું મારા ગજા ઉપરનું છે.
સાચે જ, જેમાં હું જીવી રહ્યો છું તે યુગ ધૂંધળો છે.

૨

હું શહેરોમાં આવ્યો, અવ્યવસ્થાના કાળમાં,
ભૂખ જ્યારે ફેલાઈ હતી ચોમેર,
હું લોકો સાથે ભળી ગયો, ક્રાન્તિના સમયમાં.
અને મેં બળવો કર્યો, તેમની જેમ.
આમ વીતી ગયો સમય
મને આ પૃથ્વી પર મળ્યો હતો તે.
મેં ખાધું, લડાઈઓની વચ્ચેના ગાળામાં:
સૂવા માટે મેં લંબાવ્યું, ખૂનીઓની વચ્ચે.
પ્યારની પાછળ હું પડયો, બેધ્યાન બનીને
અને પ્રકૃતિ પ્રત્યે જોયું, ધીરજ વિના.
આમ વીતી ગયો સમય
મને આ પૃથ્વી પર મળ્યો હતો તે.
શેરીઓ લઈ જતી હતી મને કળણોમાં, મારા જમાનામાં,
વાણી મને પ્રકટ કરી દેતી હતી કસાઈઓ કને.
મારાથી કંઈ જ થઈ શકે તેમ નહોતું, છતાં રાજ્યકર્તાઓનાં
આસન વધારે સલામત હતાં,
હું જો ન હોઉં તો,
એ હતી મારી આશા.
આમ વીતી ગયો સમય
મને આ પૃથ્વી પર મળ્યો હતો તે.
મારાં સાધનો વિપુલ નહોતાં.
મંઝિલ હતી દૂર દૂર દૂર દૂર.
એ દેખાતી હતી સ્પષ્ટ, મારાથી
ત્યાં ભાગ્યે જ પહોંચાય એમ હતું તો પણ,
આમ વીતી ગયો સમય
મને આ પૃથ્વી પર મળ્યો હતો તે.

૩

જેમાં અમે ડૂબી ગયા
તે પ્રલય જળમાંથી બહાર આવનાર તમે,
તમે જ્યારે અમારી ત્રુટિઓની વાત કરો
ત્યારે
તમે જેમાંથી ઊગરી ગયા છો તે
અંધારઘેરા યુગને પણ યાદ કરજો.
કારણ કે, જોડા બદલાવીએ તેના કરતાં પણ
વધારે ઝડપથી દેશો બદલાવતાં
બદલાવતાં, અમે વર્ગ વર્ગ વચ્ચેના
વિગ્રહોમાં થઈને ચાલ્યા હતા : નિરાશાપૂર્વક,
જ્યારે હતો માત્ર અન્યાય: ને વિપ્લવ નહિ:
અને છતાં અમને બરાબર ખબર છે
દુષ્ટતા પ્રત્યેનો તિરસ્કાર પણ
માણસની મુખરેખાઓને વરવી
બનાવી દે છે.
અન્યાય પ્રત્યેનો ક્રોધ પણ
એના સાદને ફાડી નાખે છે. અરે, અમે
જેમણે દયામાયા માટે ભૂમિ તૈયાર કરવાનું
ઇચ્છ્યું, તેઓ
અમારી પોતાની જાત પ્રત્યે જ દાખવી ન શક્યા દયામાયા.
પણ તમે, જ્યારે સમય સાનુકૂળ હોય
માણસ માણસનો સહાયક બને તે માટે,
ત્યારે અમને યાદ કરજો
કૃપાની રાહે.

## ખુલ્લાં ખેતર જેમ

મકરન્દ દવે

ખુલ્લાં ખેતર જેમ મારું મન જો આકાશી તત્ત્વો તળે
ચત્તુંપાટ પડ્યું રહે, નિજ તણું બોલે ન ચાલે જરા,
ને જે કામ કરી રહી અરવ તે આ પ્રકૃતિના બળે
થાવાનું કંઈ થાય, શાંત ધબકે નિસ્પંદ મારી ધરા—
તો તો ઊથલપાથલે અવનવી અદૃશ્ય સાથી તણી
જાણું નિત્ય સહાય, શાં ખળખળે પાતાળ પાણી બધે!
ખેડે સૂરજ ભોમ, સોમ કરતો આનંદની વાવણી,
આખી સીમ ભરી ભરી ધુધવતો શો મોલ મારો વધે!
આવો, જીવન! આ થરેથર બધા થીજેલ ખુલ્લા કરો!
ઝંઝાવાત ભલે વિંઝાય, જકડ્યું છો જાય, શાને ડરો?
આવો જીવન! અંગ પે ઉપરણાં રંગે ન રંગો નવા,
જે છે તે જ ગ્રહો, વૃથા વિષયનાં પેખો નહીં ઝાંઝવાં.
આવો, જીવન! આ નિરાવરણની ચોળી ભભૂતિ ડિલે,
ખુલ્લાં ખેતર જેમ નિશ્ચલ બની પહોંચો ખરી મંઝિલે.

## આ ક્ષણે

ઉશનસ્

આ કોઈ છે ક્ષણ તણાઈ જ આવી વીળમાં
વેળા તણી; વિરલ કો ઉડુ શી ઊગેલી
ભાગ્યાવકાશ પટ પ્રસ્ફુરતી વિશિષ્ટ,
આજે દશા ઉરની ઉચ્છલ રોમહર્ષની,
છે લાભનું ઊઘડ્યું ચોઘડિયું અલભ્ય કો;
સૌ અંતરો શમી જતાં ઝટ સ્હેજ, આ ઘડી
પ્રસ્થાપનાની સહુ દૂર વિયુક્તની સહ
સંબંધ ગાઢ ફરીથી; ધરતી પરે ખડો
તોળી રહું ટચલી અંગુલિ એક પે પડો
આકાશનાં; નયન અશ્રુભીનાશ સાથમાં
સ્હેલાઈથી લઈ શકાય અસીમ બાથમાં,
ભીની દગે ઉડુની સંગત કોઈ! અંકુર
ક્યાંયે સુદૂર વનપ્રાન્ત સ્ફુરે, સ્ફુરે હિય
હ્યાં બેઠું બેઠું ધડકે વશ વિશ્વને લય
હે વ્રેહિણી! લખ ભવો તણી પાર, આપણા
સોહાગને ભવન આજની આ ઘડીએ
પામું અવિઘ્ન તુજશું સહજ પ્રવેશ.

એક નામેરી વૃદ્ધને મળતાં

ખીલી સમી ખોડાઈ ગઈ મારી નજર
મારા ઉપર
હું વૃદ્ધ આંખોમાં ભરી મણ એક ઘેરી ઊંઘની ઊંડી અસર
(જ્યાં અગ્નિનું અંજન સ્વયં હું આંજતો)
અંધારાના મખમલ મુલાયમ પોત શા
મારા સુંવાળા વાળ
આજે રૂખડા
સુક્કા તણખલા ઘાસના ટુકડા સમા
અહીં તહીં જરી ફરકી રહ્યા
જાડી કથી બેડોળ કે રે દોરડા જેવી કઠર
મારી નસો સૌ સામટી ઊપસી રહી
(જેની મહીં વેગે વહેતા મસ્ત મારા રક્તમાં
શત સૂર્યની ઉષ્મા હતી)...
'મળશું કદી' કહી તે નલિન ચાલ્યો ગયો.
કોલાહલોની ભીંસથી તૂટુંતૂટું થઈ આ રહ્યા
રસ્તા પરે
'મળશું નહીં' બબડી કશું હું મૂઢ
વર્ષો વીસ મૂકી ક્યાંક મારાં ભૂલમાં
હું ભૂલમાં આગળ અને આગળ કશે ચાલ્યો જતો...

'ઉદ્‌ગાર'] નલિન રાવળ

જુલે સુપરવિલે નામના એક ફ્રેન્ચ કવિની કવિતાના અંગ્રેજી અનુવાદની મનમાં વસી ગયેલી પ્રારંભની પંક્તિઓ આ કાવ્ય વાંચતાં યાદ આવી ગઈ.

God speaks:
I am looking for a raindrop
Just now fallen into the sea.

શું આપણું શૈશવ કે શું આપણું યૌવન, એ કાળના સમુદ્રમાં ખરી જતું વર્ષાનું બિંદુ નથી? અને કેટલીક પરિસ્થિતિમાં ઈશ્વર જેવો ઈશ્વર પણ લાચાર હોય તો માનવીનું તો વળી શું ગજું?

આપણું એ પરમ સદ્‌ભાગ્ય છે કે આપણે આપણામાં રહેલા શિશુને ગમે ત્યારે મળી શકીએ છીએ. શૈશવની અવસ્થા ભોગવી ચૂકયા છીએ એટલે એની સાથે સર્જાય છે પુન: મિલન. પણ જેને આપણે (લાંબુ જીવીએ તો) ભાવિમાં અચૂક મળવાના છીએ એવા, – આપણામાંથી જ પ્રકટેલા વૃદ્ધ સાથેના, – એટલે કે વૃદ્ધાવસ્થાની સાથેના મિલનની એક ક્ષણની શાશ્વત વ્યથાના ઉદ્‌ગારનો આકાર આ કવિતામાં રચાયો છે.

અરીસામાં જોઈને 'બધું બરાબર છે કે નહીં' એની નોંધ કરી લેતી નજર સ્વ-રૂપને આ રીતે જુએ અને જે અવાક્ આંચકો અનુભવે ત્યાંથી કવિતાનો પ્રારંભ થયો છે.

**ખીલી સમી ખોડાઈ ગઈ મારી નજર**

પ્રથમ પંકિતમાં દીર્ઘ ઈનું આવર્તન આંચકાની ક્ષણને વિસ્ફારિત કરવામાં કેટલું બધું ઉપકારક નીવડે છે. 'ઉદ્‌ગાર' કાવ્યસંગ્રહમાં નજરના રૂપને કવિએ અવારનવાર ઝીલ્યું છે. 'મેઘ થઈ વરસી પડી મારી નજર વેરાઈ જતી તૂટતી નજરને ગોઠવી/નજરની ફૂલ હળવી એવી થપકી મારી / અને ગોફણ છૂટયા પથ્થર સમી મારી નજરનો વેગ.' પ્રસ્તુત કાવ્યની પ્રારંભની પંકિતને આ બધી પંકિતઓના સંદર્ભમાં પામવાનો આનંદ કંઈ જુદો જ છે. કાવ્યને (ક્રમાંકની કક્ષામાં ગોઠવવાની આળપંપાળમાં પડયા વિના) અન્ય કવિતાના કે કાવ્ય પંકિતના સંદર્ભમાં જોઈએ તો એ અનુભવ ભાવકને એકને અણસારે અન્યને ઓળખવાનો કિમિયો બક્ષે છે.

'વાર્ધકય હો શરદના ઘન શું કૃતાર્થ' એમ કહી વાર્ધકય કેવું હોવું જોઈએ એનું અહીં આદર્શ ચિત્ર નથી અપાયું. આ કાવ્ય વૃદ્ધાવસ્થા વિશેનું કાવ્ય નથી. વાર્ધકય વિશેના વિચારો નહીં પણ વૃદ્ધાવસ્થાની વેદના અહીં મૂર્તિમંત થઈ છે. એ વેદના વેધક છે કારણ કે કાવ્યનો નાયક – એટલે કે અહીં તો કવિ જ, – અને સહૃદય – એ સીધો જ અહીં સંડોવાય છે. પરિસ્થિતિની અકળામણનો પૂરેપૂરો ખ્યાલ જ્યાં સુધી પરિસ્થિતિમાં મુકાતા નથી હોતા ત્યાં સુધી નથી આવતો. અહીં વ્યકિતનું પરિસ્થિતિ સાથેનું Involvement કેટલી હદે છે એનો તો આમાં જે ભારપૂર્વક પોતાની વાત પુનરાવર્તન પામે છે એના પરથી પણ અંદાજ આવી શકે. "**મારી નજર / મારા ઉપર / હું વૃદ્ધ / મારા સુંવાળા વાળ / હું આંજતો / મારી નસો મારા રકતમાં / હું મૂઢ / વર્ષો વીસ મારાં ભૂલમાં / હું ભૂલમાં**"

'**હું વૃદ્ધ આંખોમાં ભરી પણ એક ઘેરી ઊંઘની ઊંડી અસર.**'–આ પંકિત પાસે સહેજ થોભવું પડે એમ છે. આંખમાં ઊંઘ નહીં પણ ઊંઘની અસર. એ કઈ ઊંઘ?

**ગયાં વર્ષો તે તો ખબર ન રહી કેમ જ ગયાં!**
**ગયાં સ્વપ્નોલ્લાસે, મૃદુ કરુણ હાસે વિરમિયાં!**
**ગ્રહ્યો આયુર્માર્ગ સ્મિતમય, કદી તો ભયભર્યો;**
**બધે જાણે નિદ્રામહીં ડગ ભરું એમ જ સર્યો! ઉમાશંકર.**

આ ઊંઘ કે પછી આવનારા મૃત્યુની નિદ્રાની અસર? કવિએ આ વિશે સ્પષ્ટ નથી કર્યું એ જ સારુ છે બાને ઊંઘ પોતપોતાનો અધિકાર જમાવીને અસરને વધારે ઘેરી અને ઊંડી કરી શકે એમ છે

એક વખત શું હતું અને આજે શુ છે – એ પલટાયેલી સ્થિતિનું બ્યાન જે રીતે અહીં કવિએ કર્યું છે એથી ભાવ અણિયાળો બન્યો છે રૂખડા, ટુકડા, દોરડા, ઠર – આમા આવતો ડ, (અને ઠ પણ) વૃદ્ધાવસ્થાની નીરસ રુક્ષતાને વ્યકત કરવામા ઓછી મદદ નથી કરતો

**(જેની મહીં વેગે વહેતા મત્ત મારા રક્તમાં શત સૂર્યની ઉષ્મા હતી)**

આ પકિત પરથી કવિ શબ્દના ધ્વનિનો કેટલી પરાકાષ્ઠાથી ઉપયોગ કરી શકે છે એનો પરિચય પણ મળી રહે છે જીવનમા થઈ ગયલા અવસ્થાના વિપર્યયને આપણા આદિ કવિ નરસિંહે એની રીતે રજૂ કર્યો છે

"ઉમરા તો ડુગરા થયા રે પાદર થયા પરદેશ" તો યેટસની પકિતઓ પણ ઉલ્લેખ કર્યા વિના રહેતી નથી

"Through all the lying days of my youth
I swayed my leaves and flowers in the sun;
Now I may wither—"

જાણે જાસાચિઠ્ઠી મૂકીને કોઈ ચાલ્યું જતું હોય એમ, 'મળશુ કદી' કહી તે નલિન ચાલ્યો ગયો "તે, પોતાની જ અણુકલ્પી અવસ્થા – એટલે જાણે કે એ ત્રાહિત હોય એ રીતે જ એની વાત કરે છે 'તૂટુ તૂટુ થઈ આ રહ્યા રસ્તા પરે' આ રસ્તો એ આયુષ્યનો તો નહીં? વૃદ્ધાવસ્થા આયુષ્યને તૂટુતૂટુ કર્યા વિના ક્યા રહે છે?

અને આ ચોકાવનારી ભયપ્રદ અવસ્થા પ્રત્યેનો અણગમો, લાચારી, અને ખેદને, 'બબડી', 'મૂઢ', અને 'ભૂલમા' એ ત્રણે શબ્દો દ્વારા વ્યકત કરી દીધા છે

એક નામેરી વૃદ્ધને મળતા – એ શીર્ષકથી માંડીને અંતિમ પકિતઓ ગણશું તો એ પણ વીસ છે કઈક બાહ્ય લાગે એવી આ હકીકત પણ નોંધી લેવી જોઈએ

ઠાકોરની પ્રતિભાએ આલેખાયલાં 'વૃદ્ધાવસ્થા' નાં કાવ્યો તો કાવ્યરસિકની આંખે ચડયા વિના નહીં જ રહ્યા હોય જુદા જ અર્થઘટનવાળુ રશિયન કવિ યેવટુશેન્કોનું કાવ્ય આ સાથે જોઈને અહીં જ વિરમીએ

### A KNOCK ON THE DOOR

"Who's there?"
"I am old age,
I've come to you"

"Later!
I'm busy now.
Got things to do!"

"All right, my lad,
but bear in mind
I'm waiting for you behind this door."
I wrote.
Telephoned.
Swallowed a fried egg.

Then I opened the door,
but no one there.

May be friends
were pulling my leg?

Or perhaps
I hadn't got the name right.
It was not old age had called,
but maturity.

It couldn't wait
and sighing
departed.

## પીંછું

ગગન સાથ લઈ ઊતરે એ ફરકતું
વિહગ-પાંખથી જે ખરી જાય પીંછું.
ફરકતું પડે ત્યારે ભૂરી હવામાં-
ઝીણાં શિલ્પ કૈં કોતરી જાય પીંછું.
હજી એમાં કલશોર ગૂંજે વિહગનો
સૂનું આંગણું આ ભરી જાય પીંછું.
હૃદયમાં વસ્યાં પંખીઓ બહાર આવે
કદી આંખમાં જો તરી જાય પીંછું.
ગગનના અકળ શૂન્યમાં જઈ ડૂબે, જે-
વિહગને ખર્યું સાંભરી જાય પીંછું.

## રેતી

જુવો આવે વણઝાર તડકો ભરીને
કહો કોઈ છાંયે સરી જાય રેતી.
પગો તો પગરખાં પહેરી ફરે પણ-
શું પગલાંનું-જ્યારે તપી જાય રેતી?
સમયનાં હવે ઊંટ હાંફી ગયાં છે
કહો કયા સ્થળે આ પૂરી થાય રેતી?
બપોરે સુકાતું ગળું એનું ત્યારે-
ખજૂરીના પડછાયા પી જાય રેતી.
હવે રણનાં રણ એક પગલામાં ડૂબે.
અને આંખમાં ઓગળી જાય રેતી...

મનોજ ખંડેરિયા

ઑડેન–વય ૨૦,૬૦

સ્ટીફન સ્પેન્ડર

અનુ. હ. દ.

તું તરુણ, બો બાંધી બેઠેલો, સમવિવર્ણ* વિદ્યાર્થી

*પેકક્વેડ પરના (સૂર્યને બહાર રાખવા મધ્યાહ્નને

પડદા પાડેલા) ખંડમાં, તારા વિશ્લેષ્ય સ્વરે

મોટેથી કવિતા વાંચતો હતો.

મને થતું હતું કે જાણે તું એક એક શબ્દને

ચીપિયાથી ઊંચકી તારા દીવા ધરી અજવાળે છે.

ઠંડાગાર સૂક્ષ્મદર્શક યંત્રમાંથી જોવાતી તકતીઓમાં

પ્રહસનમાં ઢળી પડતાં પશ્ચિમનાં

કાળાં ધાબાંઓની આસપાસની ફિક્કી કોર પ્રગટતા

ટુકડા જેવાં લાગ્યાં હતાં એ કલ્પનો,

છતાં એ પ્રહસન પર રુદન કરવાનું નથી.

આ ખંડેરો કવિને ખુલ્લા ઘૂંટણવાળા ઈજનેરની માફક

કાટમાળમાં ઘસડાતા ચાલીને

કશુંક ઉગારી લેવાની તક આપે છે,

કાર્બ્યુરેટરો, સ્પાર્કિંગ પ્લગો,

દેવળની પરસાળમાં કંડારેલું નર્કનું શિલ્પ,

વીરગાથાનાં દશ્યો, પાણીમાં તરબોળ ભીંજાયેલી

ગુમાયેલી સંકેતલિપિ, નિકોટિનના ડાઘવાળી

આંગુલિઓ વડે તું આવા કાટમાળને

નવાં અજાણ્યાં યંત્રોમાં પલટાવતી લીલા રચે છે.

પ્રભાતે મળેલાં એ બે–ક્ષિતિજ સામે તોળાયેલા શિલાખંડો–

સુકાયેલા જળાશયના પેટાળ પર લપાતો ગુપ્તચર

ભીનાં સરકટને વળગી છટકવાનો પ્રયત્ન કરતો હતો

ત્યારે એના પર ગોળી છોડવામાં આવી [ઉપહાસનો

શબ્દ મારા સ્વપ્નમાં બોમ્બો અફાળે છે.'

---

* સમવિવર્ણ: Nea albino શ્વેત, નાજુક ત્વચાવાળો; જે સૂર્યનો તાપ સહન ન કરી શકે એવો.

* પેક ક્વેડ : સ્થળનું નામ

તરુણ મુગ્ધાત્માના આ સ્વપ્નમાં
એ પ્રાર્થના હતી કે
એનો જખમ સમાધિસ્થ ચન્દ્ર હેઠળ ચમકતા
લોહીના ગુલાબમાં મહોરી ઊઠશે,
આશ્ચર્યોદ્‌ગાર સાથે. ]
આજે ચાલીશ વરસ પછી, ઋષિ જેવો તું
સાદડીની સપાટ પહેરી 'પેશંસ*' રમતા
એકાકી ખેલાડીની તન્મયતાથી
હજી યે લીલા રચે છે'...
નિરપેક્ષ પ્રેમનો સિદ્ધાંત જેના નિયમો છે
એવી તારી રમતમાં અમારા જીવનને
તું રુક્ષતાથી ગોઠવે છે.

---

* પેશંસ : એકલાં જ રમી શકાય એવી પત્તાંની રમત.

## રહ્યું એવું વહેવું !

વહે આંસુ ધીમે નિયમથી કથા કૂચ કરતા
જતા જાણે કેદી ટહલ કરવા જેલ બગીચે
રહ્યું એવું વહેવું જનસકળની આંખ ચૂકવી
પુરાઈ જવાનું પછી ફરી તુરંગે હૃદયની !
ધીરુબ્હેન પટેલ

લે પુરુષોત્તમ શિવરામ રેગે
અનુ॰ સુરશી ઠાકુર

# જી. શંકર કુરૂપના બે કાવ્યસંગ્રહો

કવિતા પાસે આપણે શી અપેક્ષા રાખીએ છીએ? કવિતા અને સાહિત્યના અન્ય રૂપો અંગેની આપણી અપેક્ષામા કોઈ ખાસ ફરક ખરો? આ કવિતા તો આપણને ગમી, એમ જ્યારે આપણે કહીએ છીએ ત્યારે આપણને શું ગમ્યુ હોય છે? બે અથવા એથી અધિક કવિતાઓના આપણા ગમાઅણગમા એક જ પ્રકારના હોય છે શુ? કવિતા વિશે આપણા મનમા ઊઠતી પ્રક્રિયાને શબ્દસ્થ કરવા જતા અનેક પ્રશ્નો આપણી સામે ઉપસ્થિત થાય છે એ પ્રશ્નોનો સતોષકારક ઉકેલ હજી સાપડ્યો નથી એવો કોઈ સપૂર્ણ ઉકેલ મળે એવી કોઈ શક્યતા પણ વરતાતી નથી

એમા ય એકાદ કો કવિની વિશિષ્ટ એવી કાવ્યસપત્તિનો આપણે સમગ્રતયા વિચાર કરવા બેસીએ છીએ ત્યારે ઉપર્યુક્ત પ્રશ્નો વધુ વિકટ લાગવા માડે છે કવિની અગભૂત 'ધારણા' (કલ્પના) શી હતી, એનો એની કૃતિમા કેવી રીતે આવિષ્કાર થયો છે, એ પોતાની મૂળભૂત ધારણા પ્રતિ કેટલો પ્રામાણિક રહ્યો છે એની મૂળ ધારણા અને એના આવિષ્કાર વચ્ચે કોઈ સમર્થ તત્ત્વ અનુસ્યૂત ખરુ, એના ભાવજીવનના સદર્ભમા આપણે એનો કોઈ વિશિષ્ટ અર્થ શોધી શકીએ ખરા—વગેરે પ્રશ્નો આપણી સમક્ષ સહેજે ઊભા થાય છે ત્યારે લાગે છે કે, સામાન્ય વાચક બહુત સુખી હોય છે એ તો કવિતા વાચીને થયો મોકળો એને એ ગમે તો ફરી કદી વાચવાનો એકાદ એને ગમતી પક્તિને યાદ રાખશે ને કોઈક કોઈક વાર એને ગુજ્યા કરશે કવિ જે કે આપે એનાથી એનુ મન તો સંતુષ્ટ થઈ ગયુ હોય છે જીવનના સંદર્ભમા કવિતાના તાણાવાણા તપાસવાના પ્રયત્નો એ કરતો નથી કહોને કે કાવ્યચર્ચા એને મન એક પરાયો જ વિષય હોય છે [કાવ્યચર્ચામા એને કોઈ ખાસ રસ હોતો નથી]

મલયાલમ કવિ શ્રી જી શકર કુરૂપના પ્રસ્તુત બે કાવ્યસગ્રહ એક વાર ઉપલક ને બીજી વાર જરા ચીવટથી વાચતા મારા મનની પણ આવી જ કો સ્થિતિ થઈ છે 'ઓટકકુષલ' (બાસુરી) નામના એમના કાવ્યસગ્રહને ભારતીય વિદ્યાપીઠનુ રૂા એક લાખનુ પારિતોષિક મળ્યું છે ૧૯૨૦ થી ૧૯૫૮ સુધીના સર્વોત્તમ ભારતીય સાહિત્યગ્રથ તરીકે એનું ગૌરવ કરાયું છે આ સંગ્રહમા મૂળ મલયાલમ ડાબી બાજુએ દેવનાગરી લિપિમા તથા જમણી બાજુએ તેનો હિન્દી અનુવાદ છાપ્યો છે એ એક સુખદ વાત છે એની ભાષા અતિ સસ્કૃત પ્રચુર હોઈ મૂળ તથા અનુવાદની મલયાલમ ભાષાનો વિશેષ પરિચય ન હોવા છતા, તુલના કરવાનુ સુલભ બન્યુ છે આ સગ્રહમા કવિની ૧૯૫૦ પૂર્વની મહત્ત્વની રચનાઓનો સમાવેશ કર્યો છે, એ એક ધ્યાન ખેચે એવી બીના છે આથી આ સંગ્રહમા કવિના કવિત્વનું સપૂર્ણ એવું આલેખન સાપડે છે બીજો સગ્રહ પ્રસિદ્ધ કર્યો છે, ભારતીય જ્ઞાનપીઠે (એક ઔર નચિકેતા)

એમાં ૧૯૫૦ પછીના કવિના સર્જનમાંથી વીણેલાં કાવ્યો છાપ્યાં છે. ત્યાર પછીની કવિતાઓ ખાસ નિરાળી નથી. કવિની મૂળની જીવનધારણાનો એમાં પરિપાક જોવા મળે છે. રચનાઓમાં એક પ્રકારનું વ્યાપક સમદર્શિત્વ વરતાય છે.

શ્રી કુરૂપની કાવ્યસૃષ્ટિના મુખ્ય વિષયો છે બે: નિસર્ગ અને દેશ. પોતાનું આંતરિક જીવન અને આજુબાજુના જીવનપ્રવાહોના વિચારોના મૂળમાં ઉપરોકત બે વિષયો તથા કવિકલ્પનાનો સુમેળ જોવા મળે છે. નિસર્ગ એમના ભાવજીવન સાથે જાણે એકરૂપ થઈ ગયેલું લાગે છે. નિસર્ગ એનાં નિરનિરાળાં રૂપ – વગેરેનું આકર્ષણ તો સાધારણત: કવિનામધારી પ્રાણીમાત્રને હોય છે. પરંતુ કવિ કુરૂપને મન નિસર્ગ એ કોઈ ભિન્ન વસ્તુ નથી. એ તો કવિનો પોતાનો એક ઘટક હોય એમ લાગે છે.

"ખિલે હુએ ધવલ મુકુલોં સે લદી
યહ નભ–માલતી
અપને ભારસે ચારોં ઓરસે
નીચે કી ઓર ઝૂકી જા રહી હૈ
ઔર પશ્ચિમી દિશા સે આકર
સંધ્યા ફૂલ ચુન રહી હૈ.

આમ જ્યારે એ ગાય છે–યા–

"સડક કે કિનારે ખડે પેડ કી કાલી છાયા
એક ક્ષણ મેં હી પ્રેત કી તરહ બઢ જાતી હૈ !"

(કવિ) જ્યારે આવું વ્યાકુળ ચિત્ર ખડું કરે છે ત્યારે આપણે પણ એમની સાથે અવભૃથ બની નવાઈથી નિહાળી રહીએ છીએ. નિસર્ગનાં રૂપોનું કવિનું વર્ણન સહજ અને સાદું હોય છે. આવાં વર્ણન કયાંક સંસ્કૃતપ્રચુર હોય છે ત્યારે એ આપણને પૂર્વસંકેતોથી આશ્લિષ્ટ અને પરિચિત લાગે છે. છતાં એમાં ય કવિની એક અનોખી વિશિષ્ટતા ને સામર્થ્યનો અનુભવ તો થાય જ છે.

સુનહરી કિરણોં કે ધાન કા
ભુટ્ટા લે જાને લગી
બિખરે હુએ ધાન્ય કે સમાન
ઈધર-ઉધર ચમકને લગે તારક,
જ્યોં ખોંસા ગયા હો ભુટ્ટે પર
ચંદ્રમા કી રેખા દિખાયી દે રહીથી.

☆

"ઉદાહરણ કા ઉજ્જવલ મયૂખ
હૈ આરકત આનન
માનો પી હૈ મદિરા બારમ્બાર,
કરતા હૈ આલિંગન
આસમાન પર સોયી કૃશ મેઘમાલા કા
જગાતા હૈ ઉસે ચુંબનો સે ઐસે
કિ હો જાતે હૈં મૃદુલ કપોલ લાલ !"

"ઓટકકુપલ'મા નિસર્ગનું વર્ણન આ પ્રકારનું છે કોક વાર રવીન્દ્રનાથ ઠાકુરનાં નિસર્ગના વર્ણન એ વાચતા યાદ આવી જાય છે રવીન્દ્રનાથની મોહિનીથી પોતે તરબોળ છે એમ એમણે પોતે જ કહ્યું છે [જ્ઞાનપીઠે એમને પારિતોષક આપવાનું જાહેર કર્યું ડિસેમ્બર ૧૯૬૫ ત્રિવાયે (કેરળ)મા સત્કારસમારભ વેળાએ] પણ રવીન્દ્રનાથની નિસર્ગસૃષ્ટિ અતિમત શાતિસ્વરૂપ છે એ એક સ્થિર એવી અવસ્થા પ્રાપ્ત કરી ચૂકી છે – આપણે તો એમનું એમની એ અવસ્થાનું આકલન કરવાનુ માત્ર રહે છે – એમ એમના કાવ્યો વાચતા લાગ્યા કરે છે કુરૂપની નિસર્ગસૃષ્ટિ જરા જુદા પ્રકારની છે – ને મારે મતે વધુ પ્રત્યય-કારી છે (અનુભવજન્ય છે) એ પોતાનુ સમગ્ર રૂપ કદી જ દાખવતી નથી એના ત્રુટક ત્રુટક કે અશોનુ માત્ર દર્શન થાય છે એ એક જિનસી અથવા સંસમાવેશક નથી અને તેથી એ વિકસનશીલ છે સ્થિર નથી તે પોતાની રગે વધ્યે જાય છે, રમે છે ગુસ્સે થાય છે, ખિન્ન થાય છે આપણે તેની સાથોસાથ એની વિભિન્ન લહરી પ્રમાણે (સાથે) વહી જ શકતા નથી

એમની આ મૂળ ધારણાને પરિણામે કદાચ એઓ આપણી આસપાસના આ અસ્ત વ્યસ્ત વાસ્તવિક જીવનને વિસારી શકતા નથી દેશ, ભૂમિ, સમકાલીન લોક અને એમની વ્યથાઓ – એ એમની મૂળ ધારણાનુ એક અંગ છે એમ મે પહેલાં જે કહ્યુ એનો મર્મ એમની આવી વૃત્તિમાથી જ પ્રતીત થાય છે એમ કહેવું પડશે આ વિષય અગે એ ઠેરઠેર ઉલ્લેખ કરે છે અને એમના કાવ્યોમા એ કયાક કયાક સહજતાથી નિરૂપણ પામે છે વસતા ગમનની ઘોષણા કરતા વચમા જ એ સહજ રીતે કહે છે

"નિયતિ કે આજ્ઞા સે
અવિચલ વિવશ ખડે રહનેવાલે યે ટીલે
કોકિલ કે કઠો મે
અપ્રત્યાશિત કૂક ઊઠતે હૈ,
જબ પરતંત્રતા કા છૂતા હૈ,
આનંદ અપને કર સ્પર્શ સ
તા ભારી હલચલ ઉત્પન્ન હો જાતી હૈ,
યહી કારણ હૈ શ ચદ !"

પકજ ગીત ગાતા એઓ અતે કહે છે

"મુઝે જન્મ દેનેવાલી ભૂમિ કે પ્રબુદ્ધ કપન મે
તથા પ્રક્ષુબ્ધ અતરિક્ષ કે દુર્નિવાર નિશ્વાસ મે
મૈં તુમ્હારે હી મુખ કા નિત્ય નૂતન સૌંદર્ય દેખૂ
ઔર ઉસકા પાન કરને કે લિએ ખડા રહૂ "

સામાજિક આશયોથી સ્પષ્ટપણે પરિપૂરિત એવી એમની કવિતાઓમાં આવા વિષયોનો ઉલ્લેખ અધિક સ્પષ્ટ હોય એ સ્વાભાવિક છે. કવિતામાં આ સામાજિકતા (સોશ્યલ કન્ટેન્ટ) કેટલી અને ક્યારે આવે એની કોઈ નિશ્ચિત ફૉર્મ્યુલા આંકવાનું અશક્ય છે. કલા તો સર્વસ્પર્શી ગણાય - સર્વસ્પર્શી હોવી જ જોઈએ એમ આપણે સામાન્યત: માનીએ છીએ. એમાં કોઈ વિષય વર્જ્ય નથી. આમ હોવા છતાં એકાદ 'આશયાત્મક' રચના ખરા અર્થમાં કવિતા લાગે છે ત્યારે બીજી (એવી કવિતા) લાગતી નથી એનું શું? શ્રી કુરૂપની 'શવપેટિકા' નામની કવિતા અને (પછી તરત જ લખાયેલી) 'ભારત–સંદેશ' આ દષ્ટિએ વિચારવા - તપાસવા જેવી છે. 'શવ - પેટિકા'માં સ્વાતંત્ર્યના પ્રભાતનો જે સમર્થ આવિષ્કાર છે - આખી કવિતા એનાથી તેજસભર લાગે છે.

"રાજ કિયા હૈ સૌ–સૌ અંધકારોંને ઈસ ધરા પર
પર સૌ–સૌ અંધકારો કે લિયે યહ ધરતી હૈ
એક હી શવ–પેટિકા."

હિંદી અનુવાદ કરતાં મૂળ કવિતા અધિક પ્રભાવશાળી છે. ઉપર્યુક્ત અનુવાદની મૂળ પંક્તિઓ જોવાથી એ કથન સહેજે સમજાશે.

"નૂરુનૂરિળુકળ્ વાણાતાકિલુમેન્તા
નૂરુનૂરિરુમ્પિનુમ્ પારોટ ટશ્શવપ્પેટ્ટિ!'

આની સરખામણીથી ભારતસંદેશ કેવળ 'વૃત્તપત્રીય' કથા લાગે છે. આવી કવિતામાં જે ભેદ વરતાય છે એનું મુખ્ય કારણ જ એ છે કે, કવિતાની (લગભગ સર્વ કલાપ્રકારની) પ્રકૃતિ સ્વરૂપે અન્યોક્તિ પૂર્ણ જ હોય છે. એક દષ્ટિએ એમાં એનો આશય નિરોહિત હોય છે જ્યારે બીજી દષ્ટિએ વિચારતાં તે કોઈ વિલક્ષણ અસરને કારણે અધિક સંવર્ધિત થયેલો હોય છે. થોડો વિરોધાભાસ કરી આ વિધાન ફરી કહું તો – "જે કહેવું છે એ ન કથ્યું ત્યાં જ એ વધુ સારી એવી રીતે કહેવાઈ જાય છે' [એમ કહી શકાય]

શ્રી કુરૂપની બધી કવિતાઓ વાંચતાં એક વિચાર મનને અસ્વસ્થ કરી દે છે. એમની મૂળભૂત ધારણામાં જ ક્યાંય અંતર્વિરોધ તો નથી ના? એવી આશંકા જાગે છે. એટલે કે – સર્જકક્રિયામાં એક પ્રકારનું દ્વંદ્વ આવશ્યક છે. પણ દ્વંદ્વ એટલે દ્વિત્વ નહીં. દ્વંદ્વની બે બાજુ હોય છે - અને એ નિરનિરાળી હોય છે–પણ તે નિરનિરાળી છે–વિરોધી છે–એનો મેળ (કારણ ગમે તે હોય) અશક્ય છે, અશક્યપ્રાય છે એ તો આપણે મનોમન જાણીએ છીએ. અને ઉત્તમ કાવ્ય આવા પ્રકારના દ્વંદ્વમાંથી જ સિદ્ધ થાય છે - સર્જાય છે. પણ જો આ બન્ને બાજુ નિરનિરાળાં સ્તર પર હોય તો તેમાં ક્યાંક કશી ઊણપ રહી જાય છે. - કે એમાં ઓછું લાગે છે - એનો આવિષ્કાર પ્રત્યયકારી લાગતો નથી. દ્વંદ્વ જતાં કેવળ દ્વિત્વ જ રહે છે. શ્રી કુરૂપની ઉત્તરકાલીન કવિતામાં આવું કૈં અધિકાધિક દેખાય છે એમ કહેવું જોઈએ.

અને શ્રી કુરૂપને પોતાને પણ આની આછી એવી જાણ છે–એમના સંગ્રહની પ્રસ્તાવના વાંચતાં એમ લાગે છે. એમણે પોતે એક વ્યાપક દષ્ટિકોણથી પોતાની કાવ્યયાત્રાનું

સમર્થન કર્યું છે 'સૂર્યકાતી' નામના એમના કાવ્ય સગ્રહના પ્રકાશન પછી એમની કવિતાનો વિકાસ અટકી ગયો છે એવો પણ એક મત છે તો 'સૂર્યકાતી' પછી એમની કવિતા વિકસી છે એવો એક–જુદો–ઊલટો જ–મત પ્રવર્તે છે આ બે વિધાનોનો ઉલ્લેખ કરી એઓ કહે છે

"મેરે લિએ મેરી સભી કવિતાએઁ મેરે આત્મવિકાસ કા પ્રતિબિબ હૈ, 'સૂર્યકાતી' મેરે શ્મશાન કા ફૂલ નહીં, વરન્ તારુણ્ય કે શિખર પર મધુર સવેદનાઓસે પ્રેરિત હોકર ખિલા હુઆ મેરા હૃદયહી હૈ ઉસકે બાદ મૈં વહાઁસે ભી ઉપર ઊઠ ગયા હૂં, મેરી આંખોને નયે દશ્ય દેખે હૈ, કાનોને નઈ ધ્વનિયાઁ સુની હૈ મેરે હૃદયને અપની વ્યક્તિગત પરિધિ કો પાર કર વિશ્વમાત્ર કે જનજીવન કે સાથ એકાકાર હોને કી ચેષ્ટા કી હૈ "

એમનુ જો આ કથન સાચુ હોય તો ય એમાથી ખાસ કાઈ સિદ્ધ થતુ નથી જનજીવન સાથે એકાકાર થતા ઉત્તમ કાવ્ય નીપજે એની કોઈ ખાત્રી આપી શકાય નહીં વ્યક્તિગત પરિધ પાર કર્યા સિવાય ઉત્તમ કવિતાનુ નિર્માણ થવું અશક્ય છે પ્રશ્ન આત્મવિકાસનો નહીં 'કાવ્યસ્વનો છે' (રાજસ્વ રાજાને આપવાનો ભાગ, એ જ પ્રમાણે "કાવ્યસ્વ" કાવ્યને દેવાનો ભાગ), વાચક અપેક્ષા રાખે છે આ 'કાવ્યસ્વ' ની કવિનો આત્મવિકાસ જો કાવ્યરૂપ ન બને તો પછી એનો એને કાજે કોઈ અર્થ રહેતો નથી એને કવિનુ આત્મચરિત્ર જોઈતુ નથી ઘણી બધી વાર કવિને યા લેખકને લાગે છે કે પોતાનો ફલક મોટો થયો, વિષયની વ્યાપકતા વધી એટલે સર્જન અધિક પ્રત્યયકારી ને મૌલિક બને પણ આવાં સાદા સમીકરણ તારવી શકાય નહીં

શ્રી કુરૂપની ઉત્તરકાલીન કવિતામા (જેમાં 'એક ઔર નચિકેતા' સમાવિષ્ટ છે) પણ આવુ કે બન્યુ છે એમ સખેદ નોધવુ રહ્યું ઉદાહરણ તરીકે આ સગ્રહનું જે કવિતા પરથી નામ પાડ્યું છે એ કવિતા જ જોઈએ બીમાર બાળકને યમધર્મનો એમા સવાદ છે યમધર્મનું એક આગવું કરુણાપુનીત રૂપ દર્શાવવાનો એમા પ્રયત્ન કર્યો છે પણ ખરુ જોતા બાળકની મૂળભૂત જિજ્ઞાસા તેની આછીઆછી શ્રદ્ધા એણે અનુભવેલી ક્રૂરતા અને અન્યાય વગેરે વાતોનો ક્યાય ઉત્તર સાપડતો નથી આ કરુણામય યમધર્મ એને પાછો મોકલે છે ને કહે છે કે

"વત્સ !

યહ જીવન સ્વયં એક પ્રચંડ આઁધી હૈ,
દાહ સે ભરા મહાજ્વર હૈ,
તુમ ઉસી મેં લૌટ જાઓ,
સમય આ જાને પર
સુખમય વિશ્રામ કે લિએ લૌટ જાઓ."

સાદીસીધી ભાવવિવશતા અને તેથી ય વધુ સાદી એવી જીવન–ચિકિત્સાનાં બેવડા આવર્તોમા કવિતા ફસાઈ પડી છે આવુ કેમ થયું એનો વિચાર કરીએ તો લાગે છે કવિ બાળકનુ બાલકપણુ અને યમનું યમપણુ ક્યાય ચિત્રિત કરી શક્યા

## ૨

### પ્રિયતમાસુ
નીરેન્દ્રનાથ ચક્રવર્તી

તેં કહ્યું હતું: ક્ષમા નથી, ક્ષમા નથી.
તો પણ ક્ષમા તો છે.
પ્રસન્ન હાથે કોણ ઢાળે છે જીવન શીતના શીર્ણ વૃક્ષે;
અંતરે તેના કોઈ ક્ષોભ ભેગો થએલો નથી.

તેં કહ્યું હતું: તમિસ્રાજયી થશે.
તમિસ્રાજયી થઈ નહિ
દિવસના દેવતાએ છિન્ન કરી છે અમારાત્રિની છલના:
ભર્યું છે હૃદય શિશિરની સૌરભથી.

તેં કહ્યું હતું: વિચ્છેદ જ છે છેલ્લો શબ્દ.
છેલ્લો શબ્દ કોઈ જાણે છે?
વાત જે ફેલાઈ ગઈ છે હૃદયનાં બધાં ગીતે, બધે સ્થળે:
તેની પછી યે પણ છે વાઙ્મય નીરવતા.

અને તુષારમૌલિ પહાડે ધુમ્મસ વીખરાઈ ગયું છે,
અને નીલાભ સૂર્ય કિરણે ઝરે છે પ્રશાન્ત ક્ષમા,
અને પૃથ્વી તડકાને ધારણ કરે છે પ્રસન્ન કરપુટે,
જો, ક્યાંય કશો વિચ્છેદ નથી;
છે અનંત મિલને અમેય આનંદ, પ્રિયતમા.

## ૩

### અનુરણન
ઉત્પલ ચૌધુરી

રે તારું તે નામ
પ્રથમ ક્યાં, ક્યારે, કયા પરિવેશ મહીં સાંભળ્યું'તું
ભૂલી ગયો, ભૂલી ગયો તે દિનની ક્લાન્ત સંધ્યાવેળા,
આકાશને ખૂણે તડકાની મેઘની રમત
હતી કે નહીં, યાદ મને આવે નહિ આજ
મુજ દૃષ્ટિખૂણે હતું ચિહ્ન કઈ પ્રત્યાશાનું.

પરિકીર્ણ પૃથ્વીના ધૂલિરુક્ષ પથે અંતહીન
વ્યર્થતાની પરિક્રમા, માત્ર દૈનંદિન પ્રવાહમાં રાતદિન
વહી જાય; ભૂલી જાઉં જીવનનાં સર્વ આવેદન,

જીવિકાના પ્રયોજને પ્રતિદિન કર્યું છે લાંછિત
જીવનને. પ્રતિપળે ક્ષુદ્ર રીતે જીવવાના પ્રયાસે
નિહત કર્યો છે નિત્ય માનવીય મૂલ્યોનો પ્રકાશ.

ભૂલી ગયો છું હું મારી પૃથ્વી, અનિર્વૃત મ્લાન મન આમે
ભૂંસાઈ ગયાં છે સ્વપ્ન, રંગ અને તેજતણી કલ્પના,
રે નામ તે તારું ઉદાસ ક્ષણોમાં તોયે લઈ આવે.
અતીતની અનુલિપ્ત સ્મૃતિતણી આલ્પના.

૪

## એક કવિતા

અર્થ નહિ, પ્રેમ નહિ, સંચિત થયું ના કંઈ
ઘેરી રહ્યા હીન અનુભવ ચારેકોર
માત્ર ક્ષોભ, ગ્લાનિ અને ઘૃણા–આવો શૂન્ય ભાર
તો યે હાથ હથેળીઓ ભીની કરી લેઈ લેવા જેવી કોઈ
તીવ્ર અનુભવની સૃષ્ટિ નહિ થઈ હજી ય તે.

જેમ તેટલો જાઉં હું દૂર, તેથી યે દૂર જાય આંખ
કેમ જાય તે હજી ય હું જાણું ના,
બધી દિશાઓમાં જઈ શકે, આંખ ચાલી જાય
બહુ દૂર અથવા દૂરત્વ નથી કશું, માત્ર અંધકાર.

હેમન્તની હવા વહે વેગે, કંપે મ્લાન મુખ
થંભ્યો છું ચંદ્રની નીચે
વિસ્તીર્ણ મેદાનમાં એકઠા કર્યા છે ખરેલા મેં તારા.

એટલે તો કોઈ વૃક્ષ કને ચાલીને જો જાઉં તો
અડવાની ઇચ્છા. થાય
બે હાથ લંબાવી અડી લેતાં મને થાય
વિશાળ ખોળામાં તેના ચાલ્યો જઈશ,
ક્યારે ય શું ડાળી પરે હતો–ફળ જેમ?
અન્તહીન તારા બ્રહ્માંડમાં, હે વિધાતા
અસ્થિરતા થરથર કંપે મારા હૃદયમાં
આ દ્રુત કંપનમાંથી કશીક વાણી પ્રગટશે –
ખરેલા નક્ષત્ર જેવો રહું છું હું અંધકાર.

અનામય દત્ત
જન્મ: ૨૪-૧૨-૧૯૪૪
મૃત્યુ : ૨૬- ૮-૧૯૬૬

## દોસ્ત

એ રીતે સાથ દે છે સદા એક ક્ષણના દોસ્ત
પગલાં બની ગયાં છે તમારા ચરણનાં દોસ્ત.

ઊભરો રહે ન દિલમાં ન બદનામીઓનો ડર
શોધું છું ભેદ કહેવાને નબળાં સ્મરણના દોસ્ત.

એના લીધે નિભાવી લીધી કંઈક દોસ્તી
બાકી અમે અહીં હતા બસ એક જણના દોસ્ત.

હિંમતની એ ઊણપ હો કે કિસ્મતની વાત હો
ખાબોચિયામાં તર મેં દીઠા છે ઝરણના દોસ્ત.

એનું થવાનું એ જ કે પટકાશે આમતેમ
દરિયાનાં મોજે મોજા થયાં છે તરણનાં દોસ્ત.

તારા લીધે ખુવાર થયો છું જહાનમાં
ઢાંકણ એ ભેદનાં છે બુરા આચરણના દોસ્ત

ઓ દોસ્ત, કોઈ દોસ્તનો એમાં નથી કુસુર
વાતાવરણ બનાવે છે વાતાવરણના દોસ્ત.

જઈને વતનમાં એટલું જોયું અમે 'મરીઝ'
મોટા બની ગયા છે બધા બાળપણના દોસ્ત.

મરીઝ

## જે તારા માર્ગમાં

મુકદ્દરના સિતારાની અસરની ઠેસ ના વાગે,
કે ધરતી પર મને આકાશ પરની ઠેસ ના વાગે.

નહીં તો ક્યાંય નહિ મળશે વિસામાની જગા એને,
જગતમાં કોઈને પોતાના ઘરની ઠેસ ના વાગે.

પ્રણયનો પંથ મેં લીધો છે આંખોના ઈશારા પર,
મને આ આપની ચંચળ નજરની ઠેસ ના વાગે.

ચમનમાં કંટકો વાગે તો એ મંજૂર છે અમને,
શરત છે એટલી કે પાનખરની ઠેસ ના વાગે.

ભલા એ બેય વસ્તુ એક વખતે તો બને ક્યાંથી?
તને નીરખું ને તારી રહેગુઝરની ઠેસ ના વાગે.

લથડવાની ને પડવાની દશાને મસ્તી માની લે,
કોઈને એમ જીવનની સફરની ઠેસ ના વાગે.

ગમે તે દુઃખ મળે કિન્તુ મળે તારો સહારો પણ,
ભલે વાગે મગર તારા વગરની ઠેસ ના વાગે.

ઘણાયે પંથ એવા છે કે જે પંગુ બનાવે છે,
કદમ ત્યાં રાખજે જ્યાં ઉમ્રભરની ઠેસ ના વાગે.

નહીં તો મારા જેવા અંધની શ્રદ્ધા ડગી જાશે,
મને દોરી જનારા રાહબરની ઠેસ ના વાગે.

જે તારા માર્ગમાં પથ્થર બની જીવતા હતા બેફામ,
ખુદા રક્ષે તને એની કબરની ઠેસ ના વાગે.

બરકત વીરાણી "બેફામ"

જીવિકાના પ્રયોજને પ્રતિદિન કર્યુ છે વાંછિત
જીવનને પ્રતિપળે ક્ષુદ્ર રીતે જીવવાના પ્રયાસે
નિહત કર્યો છે નિત્ય માનવીય મૂલ્યોનો પ્રકાશ
ભૂલી ગયો છુ હુ મારી પૃથ્વી, અનિર્વૃત મ્લાન મન આજે
ભૂંસાઈ ગયા છે સ્વપ્ન, રગ અને તેજતણી કલ્પના,
રે નામ તે તારુ ઉદાસ ક્ષણોમા તોયે લઈ આવે.
અતીતની અનુલિપ્ત સ્મૃતિતણી આ પના

૪

## એક કવિતા

અર્થ નહિ, પ્રેમ નહિ, સંચિત થયુ ના કઈ
ઘેરી રહ્યા દીન અનુભવ વારંવાર
માત્ર ક્ષોભ, ગ્લાનિ અને ઘૃણા—આવો શૂન્ય ભાર
તો યે હાથ હથેળીઓ ભીની કરી રાઈ લેવા જેવી કોઈ
તીવ્ર અનુભવની સૃષ્ટિ નહિ થઈ હજી ય તે
ગમે તેટલો જાઉ હુ દૂર, તેથી યે દૂર જાય આખ
કેમ જાય તે હજી ય હુ જાણુ ના,
બધી દિશાઓમા જઈ શકે, આખ ચાલી જાય
બહુ દૂર અથવા દૂરત્વ નથી કશું, માત્ર અંધકાર
હેમન્તની હવા વડે વેગે, કંપે મ્લાન મુખ
ઢળ્યો છુ ચદ્રની નીચે
વિસ્તીર્ણ મેદાનમા એકઠા કર્યા છે ખરેલા મે તારા.
એટલે તો કોઈ વૃક્ષ કને ચાલીને જો જાઉ તો
રડવાની ઈચ્છા થાય
બે હાથ લંબાવી ઝાલી લેતા મને થાય
વિશાળ ખોળામા તેના ચાલ્યા જઈશ,
ક્યારે ય શું ડાળી પરે હતો-ફળ જેમ?
અન્તહીન તારા બ્રહ્માંડમા, હે વિધાતા
અસ્થિરતા થરથર કંપે મારા હૃદયમા
આ દ્રુત કંપનમાંથી કંઈક વાણી પ્રગટશે –
ખરેલા નક્ષત્ર જેવો રહુ છુ હુ અંધકાર.

અનામય દત્ત
જન્મ ૨૪-૧૨-૧૯૪૪
મૃત્યુ ૨૬-૮-૧૯૬૬

## દોસ્ત

એ રીતે સાથ દે છે સદા એક ક્ષણના દોસ્ત
પગલાં બની ગયાં છે તમારા ચરણનાં દોસ્ત.

ઊભરો રહે ન દિલમાં ન બદનામીઓનો ડર
શોધું છું ભેદ કહેવાને નબળાં સ્મરણના દોસ્ત.

એના લીધે નિભાવી લીધી કંઈક દોસ્તી
બાકી અમે અહીં હતા બસ એક જણના દોસ્ત.

હિંમતની એ ઊણપ હો કે કિસ્મતની વાત હો
ખાબોચિયામાં તર મેં દીઠા છે ઝરણના દોસ્ત.

એનું થવાનું એ જ કે પટકાશે આમતેમ
દરિયાનાં મોજે મોજાં થયાં છે તરણનાં દોસ્ત.

તારા લીધે ખુવાર થયો છું જહાનમાં
ઢાંકણ એ ભેદનાં છે બુરા આચરણના દોસ્ત

ઓ દોસ્ત, કોઈ દોસ્તનો એમાં નથી કુસુર
વાતાવરણ બનાવે છે વાતાવરણના દોસ્ત.

જઈને વતનમાં એટલું જોયું અમે 'મરીઝ'
મોટા બની ગયા છે બધા બાળપણના દોસ્ત.

મરીઝ

## જે તારા માર્ગમાં

મુકદ્દરના સિતારાની અસરની ઠેસ ના વાગે,
કે ધરતી પર મને આકાશ પરની ઠેસ ના વાગે.

નહીં તો ક્યાંય નહિ મળશે વિસામાની જગા એને,
જગતમાં કોઈને પોતાના ઘરની ઠેસ ના વાગે.

પ્રણયનો પંથ મેં લીધો છે આંખોના ઈશારા પર,
મને આ આપની ચંચળ નજરની ઠેસ ના વાગે.

ચમનમાં કંટકો વાગે તો એ મંજૂર છે અમને,
શરત છે એટલી કે પાનખરની ઠેસ ના વાગે.

ભલા એ બેય વસ્તુ એક વખતે તો બને ક્યાંથી?
તને નીરખું ને તારી રહેગુઝરની ઠેસ ના વાગે.

લથડવાની ને પડવાની દશાને મસ્તી માની લે,
કોઈને એમ જીવનની સફરની ઠેસ ના વાગે.

ગમે તે દુ:ખ મળે કિન્તુ મળે તારો સહારો પણ,
ભલે વાગે મગર તારા વગરની ઠેસ ના વાગે.

ઘણાયે પંથ એવા છે કે જે પંગુ બનાવે છે,
કદમ ત્યાં રાખજે જ્યાં ઉમ્રભરની ઠેસ ના વાગે.

નહીં તો મારા જેવા અંધની શ્રદ્ધા ડગી જાશે,
મને દોરી જનારા રાહબરની ઠેસ ના વાગે.

જે તારા માર્ગમાં પથ્થર બની જીવતા હતા બેફામ,
ખુદા રક્ષે તને એની કબરની ઠેસ ના વાગે.

બરકત વીરાણી "બેફામ"

# અંતરની ઓળખ | બાલ મ૧૭

પ્રિય સુરેશ,

તમે 'કવિતા'ના કાર્ય સાથે સંકળાયા એ મને ગમ્યું

ગુજરાતની સાહિત્યસૃષ્ટિમા જે અવિચલ નક્ષત્રો છે તેમા ઉમાશંકર અનોખા છે એમની સાહિત્યિક નીપજ સાથે તમારે અને સાહિત્યના અભ્યાસીઓને ઘરોબો પણ કોઈના ય પહેલુઓનો જેણે ચીવટાઈથી અભ્યાસ ન આદર્યો હોય તેવાને, એક વ્યક્તિત્વની જે સમગ્ર છાપ ઊઠે તેનો મારે તમને આછો અણસાર દેવો છે

ગોકળીબાઈ સ્કૂલમાથી અમદાવાદ આવીને કૃષ્ણ સોસાયટીમા ઉમાશંકર સ્થિર થયા ત્યારનો મે એમને ત્યા આવનજાવનનો સબંધ કેળવેલો કૉલેજમા એમના સંગ્રહ 'નિશીથ' નો અભ્યાસ કરવાનો હતો એમાના મુક્તકો વાગોળી વાગોળી પત્રોમા ટપકાવતો રહેતો હતો

૧૯૪૦ ના વરસામા એલિસબ્રિજ વ્યાયામશાળાના ચોગાનમા શરત્પૂર્ણિમા પર અમે એક મુશાયરો યોજેલો અને એના પ્રમુખસ્થાને ઉમાશંકરને આમેલા ત્યારે મે એમને સૌ પ્રથમ ભાષણ કરતા સાંભળ્યા

ઉમાશંકરના વક્તવ્યમા પારદર્શકતાનો જે રણકો છે તે સૌ કોઈ બોલનારા પાસે હોત તો? એમની વાણીના નીરમા ડોકિયું કરો તો એમનું હૃદય દેખાય

સુરેશ, તમે સિતારનવાઝ રવિશંકરની કોઈ બેઠકમા એમને નિકટથી સાંભળ્યા છે? વાદકની નજદીકમા બેઠા છો? તમને ખ્યાલ હશે કે ક્યારેક, પલભર, મિજલસ આખી નીરવ થઈ જાય છે ત્યારે રવિશંકરનું ચિત્ત સભામાથી ફરેગ થઈ જાય છે, અને પહોંચે છે એમના મનમા જે સૂરના ભંડાર ભર્યા છે ત્યા એક ક્ષણમા એ સ્વરોની મનોમન પસંદગી અને ગોઠવણી કરી લે છે, એક નવી જ તાન શ્રોતાઓ સમક્ષ મૂકે છે ને વૃન્દ ડોલી ઊઠે છે આ બધું પલવારમા બની જાય છે અને છતાય, એ ક્ષણિક નીરવતા પણ મિજલસમા છૂપી રહેતી નથી

ઉમાશંકર પણ ક્યારેક આમ શબ્દોની પસંદગી કરવા થોભે છે એના ઔચિત્યનો હિસાબ માંડી લે છે હળવેથી તોલાઈ તોલાઈને આવતો શબ્દ એમની વાણી બનીને વહેવા લાગે છે સભાપણને આત્મીય બનાવી દેવાની એમને હથોટી છે એટલે એમનું વક્તવ્ય સભાની ઉપરવટ ચાલી જવાને બદલે શ્રોતા ફરતો વળાંક લે છે શબ્દ શ્રોતામા સમાઈ જાય છે મૂક શ્રોતા સાથે સંવાદ માંડવાની અને સભાપણને સંભારણામા પલટાવવાની કલા ઉમાશંકરે હાસલ કરી છે

મુશાયરા પછી ઉમાશંકર સાથે નિકટની પિછાણ કેળવવાનો મારો માર્ગ મોકળો થયો

એક રાતે મુંબઈમા અમે એમને અમારા ઘરે લઈ આવ્યા રેંટિયો કાંતતા કાંતતા એ વાતો કરતા હતા એક વિધાન એમણે એવું કર્યું 'કોઈનેય માઠું ન લગાડવાનું વ્રત પણ

એક કઠિન, છતાં આવશ્યક વ્રત છે.' મને થયું એમણે એમના અંતરની ઓળખની એક વધુ બારી મારી આગળ ખોલી દીધી.

તમે કોઈને માનપત્ર અપાતા મેળાવડામાં ગયા છો ને? ગુણગાનભર્યું જેને માનપત્ર અપાતું હોય તેના મોઢા સામે સતત જોજો. મૂક, દયામણા મોંએ એ વ્યકિત પોતાની પ્રશસ્તિ થઈ રહી હોય છે ત્યારે હરેકને પ્રાર્થી રહે છે: પ્રભુ મોરે અવગુણ ચિત્ત ન ધરો.

આપણા રોજિન્દા વ્યવહાર, વ્યવસાયમાં આપણી સાથે જેને પનારું પડે છે તેની જોડે આપણે આ દયાની આપ-લે કરીએ છીએ. ઉદારતાથી આપણા કેવળ સદ્‌ગુણો જ સામી વ્યકિત પારખે અને અવગુણો ઉવેખે એ આપણી ઇચ્છાનો જ્યાં સુધી સ્વીકાર થાય ત્યાંસુધી આપણું હરેક કાર્ય સુતરું નભી જાય. સદ્‌ગુણોની બાદબાકી થઈ શકે અને શેષમાં અવગુણો રહે એવા અંકગણિતવાદી વ્યકિતથી વેગળા રહેવાનો આપણે પ્રયત્ન કરીએ છીએ. આપણા વિશેના એવા ગણિતથી અન્યને અળગા રાખીએ છીએ.

આમ, પરસ્પરવિરોધી, કરોળિયાનાં જાળાં જેવી, ગૂંચાયલી મનોવૃત્તિઓના શંભુમેળા સમી વ્યકિતઓની વચ્ચે અટવાઈ પડેલા સમાજમાં જ્યારે ઉમાશંકર જેવી નિશ્ચલ, નિર્મલ, ને તેથી નિર્ભય, વ્યકિતનો પરિચય થાય ત્યારે એમની પ્રતિભા આપણા સુષુપ્ત જ્ઞાનતંતુઓને હચમચાવ્યા વિના રહે નહિ.

દમનો દર્દી દમનો ઈલમ દાખવી શકે. વિધુર કે વિધવા પુનર્લગ્ન કરી શકે. પાંચ વાર ખોટ ખાઈને નવા ધંધામાં છઠ્ઠી વાર પગભર થવાના કોડ વેપારી સેવે. પણ શિક્ષણ એક એવું ક્ષેત્ર છે જ્યાં વ્યકિતના આચાર અને વિચાર વચ્ચે પૂરી સંવાદિતા આવશ્યક છે. એ ન હોય તો સમાજ તેને શિક્ષણકાર્યમાંથી જાકારો દે છે.

ઉમાશંકરે આચાર અને વિચારનું આ તાદાત્મ્ય સાધ્યું છે. એમના જીવનમાં એ વણાઈ ગયું છે અને આ વણાટના ઉપરણાથી એમની પ્રતિભાએ એક દીપ્તિ ધારણ કરી છે.

શાળાના વર્ગના, એ પછી અનુસ્નાતક વર્ગના, ગુજરાત વિશ્વવિદ્યાલયના અને હવે સાહિત્ય પરિષદના પ્રમુખના સોપાનેથી એમની ક્ષિતિજે માનવતાનો અસીમ અનુરાગ એમને દૃષ્ટિગોચર થયો છે. માનવતાવાદીઓને અમાનુષી તત્ત્વોનો સામનો કરવો પડતો હોય છે. આવા મુકાબલા એમણે પણ કર્યા હશે. પણ એથી એ માનવતાના અનુરાગી મટી નથી ગયા એ સૌ કોઈને માટે ઉત્સાહપ્રેરક બીના છે. સાચા ભક્તમાં અશ્રદ્ધા હોય પણ શેની?

લાભ લેવાના હેતુથી જ પરાયાંને પોતીકાં ગણતા સ્વાર્થસાધુઓથી ઊભરાતા સમાજમાં, આછકલાઈની વચ્ચે અતાગ ઊંડાણભર્યા, આપવડાઈની આસપાસ પરસૂઝવાળા ઉમાશંકર જ્ઞાનક્ષેત્રે જે યજ્ઞ માંડીને બેઠા છે એ પરથી આપણી કેળવણી આત્મકલ્યાણના પંથે છે એવા જેપ જોવામાં અને શ્રેયની આગાહી કરવામાં કોઈ અદ્વિતીય આવડતની આવશ્યકતા નથી. ઉમાશંકરની માનવતાનો શ્રદ્ધાદીપ ઊછરતી પેઢીના આતમને અજવાળી રહ્યો છે એ નકરી હકીકત છે.

પહેલુઓના પરીક્ષકને સરખામણીનું પ્રલોભન. મારે તો એમના વ્યકિતત્વના ટકોરાથી મારી વાચાનું બારણું ખોલવું હતું.

હવે ઉમાશંકરની, અને એમને પ્રિય માનવતાભરી અન્યની કાવ્યસૃષ્ટિની કેડીએ વાચકોને દોરી જવાનું કામ 'કવિતા'ના તંત્રીનું – તમારું.

તમને સફળતા વરો.

## કવિ કાન્તને | સુરેશ દલાલ

પ્રિય કવિ કાન્ત!
તમે મારું ભર્યું ભર્યું કર્યું છે એકાન્ત!

હૃદયનાં વિહ્વલ આ જલ...
ચન્દ્રનો ઉદય
(કવિતાની પલ)
વિલસી રહ્યાં છે અહીં સાગર અને શશી
થઈ પરિમલ
શ્વેત કમલને પ્રાન્ત!

વસન્તવિજય ...
જન્મસિદ્ધ પ્રકૃતિના ઉછાળાનો વહી રહે લય.

ચક્રવાક જોડું ...
મન્મથે રચી દીધું કેવું આ મિથુન!
નિયતિના અંતરમાં મચી એક ધૂન
ઊર્મિઓના તંતુ તંતુ કેમ કરી તોડું!

મંથન અને ક્લેશ
મૃત્યુને આશ્લેષ કદી થઈ જાય શાન્ત?

જ્ઞાન તણી પિપાસાથી પ્રેરાઈને આવ્યો કચ
મારગમાં દેવયાની મળી ગઈ અધવચ.
ભેદી હૃદય કવચ

રક્તધાર જેવો જાણે વહી રહ્યો પ્રેમ
વિધાતા તો કદી નહીં મૂકી શકે વિરામનું ચિહ્ન
પળે પળે બધે એ તો પૂછી રહે કેમ?
ને અતિ-નીથી હોય કથા-
જ્ઞાન જેવા જ્ઞાનની ઘનીભૂત કશી વ્યથા!
નથી ક્યાંય ક્ષેમ-

એમ
તમે અહીં ઘૂંટી ઘૂંટી આપો કરુણાન્ત!
પ્રિય કવિ કાન્ત!

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ સંચાલિત

# જન્મભૂમિ-પત્રો

વતમાનપત્રો મારફત
લોકોપયોગી પ્રવૃત્તિમાં મોખરે



**મુંબઇ**

જન્મભૂમિ
દૈનિક

જન્મભૂમિ-પ્રવાસી
સાપ્તાહિક

વ્યાપાર
અર્ધ - સાપ્તાહિક

સુધા
મહિલાઓ માટેનું સાપ્તાહિક

કવિતા
કાવ્ય વિવેચનાનું દ્વૈમાસિક

**રાજકોટ**

ફૂલછાબ
દૈનિક અને સાપ્તાહિક

**સુરત**

પ્રતાપ
દૈનિક અને સાપ્તાહિક

**ભુજ**

કચ્છમિત્ર
દૈનિક અને સાપ્તાહિક

જન્મભૂમિ પંચાંગ
જન્મભૂમિનું વાર્ષિક પ્રકાશન



મુખ્ય કાર્યાલય:
જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, મુંબઇ-૧

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરૂભાઇ દેસાઇ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઇ-૧.

## કવિ કાન્તને | સુરેશ દલાલ

પ્રિય કવિ કાન્ત!
તમે મારું ભર્યું ભર્યું કર્યું છે એકાન્ત!

હૃદયનાં વિહ્વલ આ જલ...
ચન્દ્રનો ઉદય
(કવિતાની પલ)
વિલસી રહ્યાં છે અહીં સાગર અને શશી
થઈ પરિમલ
શ્વેત કમલને પ્રાન્ત!

વસન્તવિજય ...
જન્મસિદ્ધ પ્રકૃતિના ઉછાળાનો વહી રહે લય.

ચક્રવાક જોડું ...
મન્મથે રચી દીધું કેવું આ મિથુન!
નિયતિના અંતરમાં મચી એક ધૂન
ઊર્મિઓના તંતુ તંતુ કેમ કરી તોડું!

મંથન અને ક્લેશ
મૃત્યુને આશ્લેષ કદી થઈ જાય શાન્ત?

જ્ઞાન તણી પિપાસાથી પ્રેરાઈને આવ્યો કચ
મારગમાં દેવયાની મળી ગઈ અધવચ.
ભેદી હૃદય કવચ

રક્તધાર જેવો જાણે વહી રહ્યો પ્રેમ
વિધાતા તો કદી નહીં મૂકી શકે વિરામનું ચિહ્ન
પળે પળે બધે એ તો પૂછી રહે કેમ?

ને અતિ - ની થી હોય કથા -
જ્ઞાન જેવા જ્ઞાનની ઘનીભૂત કશી વ્યથા!
નથી ક્યાંય ક્ષેમ—

એમ
તમે અહીં ઘૂંટી ઘૂંટી આપ્યા કરુણાન્ત!
પ્રિય કવિ કાન્ત!

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરૂભાઇ દેસાઇ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ,

# કવિતા

ડિસેમ્બર ૧૯૬૭




મુખપૃષ્ઠ: પ્રદ્યુમ્ન તન્ના ('વકીલ એન્ડ સન્સ'ના સૌજન્યથી)

સજાવટ. વિનોદ પીઠડિયા


**સૂચનાઓ:**

વરસમા છ અંકો દર બે મહિને ઑકટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં,–વીસમી તારીખે પ્રકટ થશે

જરૂરી પોસ્ટેજ બીડ્યુ હશે તો જ અસ્વીકૃત કૃતિ પરત કરવામા આવશે

**લવાજમ:**

દેશમા રૂપિયા છ

પરદેશમા રૂા આઠ

છૂટક નકલનો રૂપિયો એક

વરસથી ઓછુ લવાજમ સ્વીકારવામા આવશે નહિ


**પત્ર-વ્યવહારનું સરનામું:**

જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ન. ૬૨. મુંબઈ ૧.

# કવિતા

## ધરા પર અમૃત સરિતા



નર્મદ-દલપત પછી કાન્તની કવિતા એક એવી અવસ્થા પર આવીને ઊભી રહે છે કે જેમાં સામાજિક કે રાજકીય પરિબળોનું પ્રેરક તત્ત્વ ઓછું થતું જાય છે અને માનવના જીવનમાંથી સ્ફૂટ થતાં પ્રેરક બળો આ કાવ્યસર્જનની પાછળ કામ કરે છે. એટલે જ કાવ્ય વધારે શુદ્ધ બનીને સૌન્દર્યાભિમુખ બને છે. નર્મદ-દલપત પછી ગતિશીલ થયેલી આપણી કાવ્યપ્રવૃત્તિનો સૌન્દર્યમાં પરિણમતો ચરમ આવિષ્કાર — જાણે કે એક શિખર સર કર્યું હોય તેવો — કાન્ત અને ન્હાનાલાલમાં મળે છે. તે પછી પાછાં સામાજિક – રાજકીય પરિબળો સાહિત્યમાં પ્રવેશ કરે છે. વ્યકિતગત 'હું' કાવ્યો, જનકલ્યાણનાં કાવ્યો, રાષ્ટ્રપ્રેમનાં કાવ્યો, ઉદ્‌બોધન કાવ્યો વગેરે આ કોટિનાં છે. તે પછીની કવિતા આમાં સંસિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી પાછી સૌન્દર્યાભિમુખ બની કાન્તની કેડી પર જ નવો વળાંક લે છે.

રાજેન્દ્ર શાહ

## કે આજ મારી માછલીને | મકરન્દ દવે

માછલીને માનસર જાવું!
પંકમાં પોઢેલ એની આંખોને જાગી હવે
આભમાં અસીમ પથરાવું.

પાંખોની ઝંઝાનો લાગ્યો પરસ એને,
જોઈ એણે હંસોની હાર,
પ્રાણ એના આજે તો માને ન કાંઈ
હાય, ઊડ ઊડ ઊડ શતવાર:
ઊછળીને ફેર પછડાવું—
કે આજ મારી માછલીને માનસર જાવું.

અંતર તો દૂધિયા સરોવરનાં સમણાં ને
આંખે તો હંસોના દીપ!
અંગ અંગ કોરે આ કીડાનો સંગ
અને કાદવ સમીપ ને સમીપ;
ઊંડે અસહ અકળાવું—
કે આજ મારી માછલીને માનસર જાવું

બોલાવે દૂર દૂર આતમના બંધવા ને
શ્વાસે શ્વાસે અહીં આગ;
તીણી તે વેદનાની શૂળે વીંધીને કોઈ
ઝોકું ખાધું કે કહે: જાગ!

માછલીને માનહંસ થાવું
કે આજ મારી માછલીને માનસર જાવું.

ઓ હૃદય, તેં પણ ભલા કેવો ફસાવ્યો છે મને?
જે નથી મારાં બન્યાં, એનો બનાવ્યો છે મને!

સાથ આપો કે ન આપો એ ખુશી છે આપની,
આપનો ઉપકાર — મારગ તો બતાવ્યો છે મને,

સાવ સહેલું છે, તમે પણ એ રીતે ભૂલી શકો;
કે તમારા પ્રેમમાં મેં તો ભુલાવ્યો છે મને.

લ્યો કહો — સુખ આપનારાં કેટલાં ઓછાં હશે?
એ જ લોકો યાદ છે જેણે હસાવ્યો છે મને.

હોત દરિયો તો હું તરવાની તક પામી શકત;
શું કરું કે ઝાંઝવાંઓએ ડુબાવ્યો છે મને.

કાંઈ નહોતું એ છતાં સૌએ મને લૂંટી ગયા,
કાંઈ નહોતું એટલે મેં પણ લુંટાવ્યો છે મને.

એ બધાંનાં નામ દઈ મારે નથી થાવું ખરાબ,
સારાં સારાં માનવીઓએ સતાવ્યો છે મને.

તાપ મારો જીરવી શકતાં નથી એ પણ હવે,
લઈ હરીફોની મદદ જેણે જલાવ્યો છે મને.

આમ તો હાલત અમારા બેયની સરખી જ છે,
મેં ગુમાવ્યાં એમ એણે પણ ગુમાવ્યો છે મને.

આ રીતે સમતોલ તો કેવળ ખુદા રાખી શકે,
ભાર માથા પર મૂકયો છે ને નમાવ્યો છે મને.

સાકી, જોજે હું નશામાં ગમને ભૂલી જાઉં નહિ,
એ જ તો આ તારા મયખાનામાં લાવ્યો છે મને.

આ બધાં બેફામ જે આજે રડે છે મોત પર,
એ બધાંએ જિંદગી આખી રડાવ્યો છે મને.

## થયું છે શું? | મનસુખલાલ ઝવેરી

કહે છે કે સાલ્મન માછલી
અકળ ને અદમ્ય
કો અન્તઃપ્રેરણાને વશ વર્તીને
ઝંપલાવે છે ઝરણના કલરવતા પ્રવાહમાં
ને વહેળા ને વેકળા
નદી ને નદની વાટે
આરંભી દે છે પોતાની યાત્રા
જીવનમાત્રના આરંભ ને અંત,
મહોદધિભણી.

મુખ હોય છે એનું ઊગમ ભણી,
ને પુચ્છ, સમુદ્રાભિમુખ.

પણ મંજિલ નજીક આવતાં
મહાનદનાં વિપુલરાશિ જલમાં
આવવા લાગે છે ખારાશ,
કે તરત મોરો એ બદલે છે
ને મુખ એનું વળી જાય છે
સમુદ્ર તરફ.

નીર તો મારાં યે થવા લાગ્યાં છે ખારાં;
ને છતાં ય આ સ્નાયુઓને થયું છે શું
કે મુખ મારું વળતું જ નથી
તારા ભણી?

૪

## ૨–૧૧–૬૭નું નળસરોવર | 'આદિલ' મન્સૂરી

અકંપ મૌન કોઈનું ક્ષિતિજની પાર વિસ્તર્યું
ઊભું ઊભું તિમિરનું ઘાસ સૂર્ય ડૂબતો જૂએ

હલેસું હાથ હાલતાં ન શબ્દ કોઈ ઉદ્ભવે
ધૂંવાંફૂવાં વિચારનાં ઊડી રહ્યાં છે પક્ષીઓ

ચળકતું સૂર્ય–તેજ–બિંબ સ્થિર નીર દર્પણે
ગહન અહીં કશું નથી સપાટી એ જ સર્વ છે.

## તો ? | ચીનુ મોદી

શ્વાસમાં છલકાય છાની ગંધ તો ?
ને બધે ચર્ચાય આ સંબંધ તો ?

કંઠથી છટક્યો ટહૂકો મોરનો–
ડાળ પરથી જો મળે અકબંધ તો ?

આંખમાંથી આંસુઓ લૂછો નહીં
તૂટશે પે ... લો ઋણાનુબંધ તો ?

હું ક્ષણોના મ્હેલમાં જાઉં અને
કોક દરવાજો કરી દે બંધ તો ?

## વાયરો | જગદીશ જોશી

છછેડ્યા સાપના તે વેગથી વછૂટી અહીં
જંઝાનો વાયરો વીંઝાયો!

લીલીછમ પાદરીમાં ઝાડ અને ઝાંખરાંએ
પાગલ આવેશ અહીં ઠાલ્યો,

ડાળ ડાળ પાન પાન તોડી તોડી ને વળી
વાયરો વ્યાકુળ થઈ કોળ્યો

ધરતી પર ડમરી થઈ ઘૂમ્યો ઝૂમ્યો ને નભે
કાળોડિબાંગ થઈ ઘેરાયો!

ડુંગરાની આડશમાં થમશે એમ માન્યું તો
પડઘાઓ ઊંચકીને દોડે,

સરવરની આંખડીને ધૂળથી રજોટે અને
ઝાકળની કીકીઓને ફોડે

આવકાશી મોકળાશ માણીને માતેલો
ઝીલ્યો ના કોઈથી ઝિલાયો!

●

## કે જોઈ મેં તો

પ્રિયકાન્ત મણિયાર

કે જોઈ મેં તો ઊડતા પતંગિયાની આંખો
દરતા ઝભૂકિયાની પાંખો
પાણીમાં પોપચાં ને આંખોમાં પાણી,
કે માછલી દરિયાને લઈ ગઈ તાણી
ઝરણાની ઝાંઝરીમાં પહાડ ભરે પગલાં
સરવરની ભોય પડે ચંદ્રમાના ઢગલા,
ચકલીની ચાંચમહીં વન આખું લચક
આભમાં તિરાડ પડી એક તારાના ટચકે

નમોઽસ્તુ હે વિશ્વવિરાટ ચેતના!

વાયુ યથા વિશ્વ ભરી વહી રહ્યો,
યથા અપાઢી ઘન વ્યોમ ઘેરતો,
તથૈવ તું આવરી વિશ્વ આ-ખડી,
સદા અમારે શિર એક છત્ર શી,
આખ્ખી ય આ ભૂ પર ઝૂમતી રહી.

તું આવતી: સ્પર્શ નિગૂઢ તારો
મૂકી જતી, આ આમ ઘટ્ટ શીશમાં
પ્રવેશતી ભેદક કોઈ યંત્ર શી.

અને અમે ભીતરથી ય ભીતરે,
અને અમે ઊર્ધ્વથી ઊર્ધ્વને વિષે,
તારા પ્રવાસી થઈ: આ અહંના
મટી જઈ દ્વીપનિવાસી, તારાં
અનંત એ આભ શું બાથ માંડીએ.

અને પછી ત્યાંથી પરાત્પરે પરે...
નીચે નીચે સરતી અખિલા ભૂમિ ને ભૂ-પદાર્થો.

## મીરાં

## ....એનો કોઇ નહિ રોકણુહાર!

**મી**રાના કયા પદ લેવા અને કયા છોડવા?

યાદ કરવા જઈએ તો લોકહૈયે અને કંઠે માળો કરીને વસેલા એના સરળ મધુર પદોની પંકિતઓની પંકિતઓ મનને છોળે છોળે ભીંજવી રહે છે

ત્યારે 'જૂની પશ્ચિમ રાજસ્થાની' (મારુ ગુર્જર) ભાષા ગુજરાત સહિત આખાય પશ્ચિમ રાજસ્થાનની બોલી હતી એ સમયે એ ધીમે ધીમે પોતાના ભિન્નાભિન્ન પ્રાદેશિક રૂપ ધારણ કરી રહી હતી ભાષાના એ સંક્રાન્તિકાળમાં મીરાંના પદો રચાતા હતા અને પેઢી દર પેઢી કંઠોપકંઠ પ્રચાર પામતા પામતા ગુજરાતી, મારવાડી–રાજસ્થાની, કે હિંદી સ્વરૂપ ધારણ કરતા ગયા. વ્રજમંડળ અને દ્વારિકા આવ્યા પછી મીરાના પદોમા તે તે પ્રદેશની બોલીની વિશેષ છાટ દર્શાવા લાગી

અને છતાયે મીરાનું હરિરસઘેનુ હૈયુ એ બધામા છૂપું નથી રહી શકતું એ દરદ દીવાની હતી એને તો બડે ઘર તાલી લાગી હતી એને કાચ કથીર કે લોહાનું, અર, સોના રૂપાનૂ પણ કશુ કામ નથી એનો તો હીરાનો બ્યોપાર છે હરિ એને હાજરાહજૂર મિલ્યા છે ગિરધર ગોપાલ જ એનું સર્વસ્વ છે, દૂસરા કોઈ નહીં લાલને લોચનીએ એણે દિલ દઈ દીધા છે, એ જ એની મિરાત છે, એનુ ઘરેણુ ગાઠુ છે એ જ્યા બેસાડે છે ત્યા બેસે છે, ઉઠાડે છે તો ઊઠે છે બેચે તો બીક જાય છે પગે ઘૂઘરુ બાંધીને એની આગળ નાચી રહે છે

પ્રેમની કટારી એને એવી વાગી છે કે કૃષ્ણ વિના સંસાર આખો એને અલૂણો લાગે છે

ચારે બાજુ દવ લાગ્યો છે હાલવા જઈએ તો હાલી ન શકીએ અને બેસી રહીએ તો બળી મરીએ એવી સ્થિતિ છે ગોપ ગોપીનો શામળીઓ હવે ઓધવનો અને કુબજાનો વહાલો થઈ ગયો છે ગોકુલના સૌને વિસારી મેલ્યાં છે એણે હરિએ મનને હવે કાઠુ કરી દીધુ છે—કઠોર બનાવી દીધુ છે પાછા આવવાનું વચન–પોતે જ આપેલું વચન–એ પોતે જ વીસરી ગયો છે પછી તો હૈયુ ફાટી જ જાય ને!

બાદલની ઘટા ઊમડી ઊઠી છે. વિરહિણીને ડર લાગે છે. ચારે પાસ પાણી પાણી થઈ રહ્યું છે. ભોમકા લીલીછમ હરીયાળી બની ગઈ છે. વિરહથી એ કાંપી રહી છે, ડરી ગઈ છે અને છતાં જેનો પતિ પરદેશ હોય તે બહાર ખડી ખડી વાટ નીરખી રહે છે. એની સાથે તો પ્રભુએ ખરી પ્રીત કરવી જોઈએ!

પિયાને એ પોતાનાં નૈણાં આગે રહેવાને વીનવે છે. પોતાને ભૂલી ન જવાને, એક વાર મળીને ત્યજી ન દેવાને, પ્રાર્થે છે. કહે છે: 'મિલ બિછૂડન મત કીજ્યો જી!...'

બાકી, એને બીજા કોઈની પડી નથી–રાણાની નહીં, કુલમરજાદાની નહીં, લોકલાજની નહીં, બિખના પ્યાલા કે પૈયા બાસકની (નાગની) યે નહીં; કોઈની પણ નહીં; રૂડારૂપાળા માર-વાડ મેવાડની પણ નહીં. ત્યાં તો જળ પીવાનો પણ દોષ લાગે.

જ્યાં સાધુ-સંત સંગાથે બેસવાથી લોકલાજ ખોવી પડતી હોય ત્યાં કેમ રહેવાય? કેમ જિવાય? સગુણ, નિર્ગુણ, નાથ-જોગી... બધા સંપ્રદાયના સાધુસંતો પાસેથી તો એને, મળે તો, પોતાના પ્રિયતમના મિલનનો રાહ મેળવવો હતો. રામ અને રમૈયો (જે બધે સ્થળે રમી રહ્યો છે તે), જોગી (કૃષ્ણ પણ યોગેશ્વર હતા ને!) અને ભુવનપતિ......સૌ એને મન પોતાના ગિરિધર નાગરના પર્યાયો હતા. નિર્ગુણને જાણીને પણ એણે સગુણને જ ભજ્યા હતા. એના ચરણ કંવલ પર એ સદા યે લિપટાઈ રહી હતી; એની જ એ ચાકર હતી; એની ચાક-રીમાં એને ભાવભગતિની જાગીરી મળી ગઈ હતી.

વિરહના દવમાં બળતાં-ઝળતાં યે એ પોતાના બંસીવાલા પર વારી જાય છે. ભાવભક્તિનો એ જ તો મહિમા છે. પછી લોકો ભલે ને એને ગમે તે કહે––કુલનાસી કહે!

એને તો બડે ઘર તાળી લાગી છે.

એનું કોઈ રોકણહાર નથી... ! મગન ભઈને એણે તો પોતાનો માર્ગ આપોઆપ નક્કી કરી લીધો છે. જેને પૂરવ જનમની પ્રીત હોય તેને કોણ રોકી શક્યું છે?



**બાદલ દેખ ડરી હો, શ્યામ! મૈં બાદલ દેખ ડરી...**
**કાળી–પીળી ઘટા ઊમડી, બરસ્યો એક ઘરી;**
**જિત જાઉં તિત પાણી–પાણી, હૂઈ સબ ભોમ હરી!**

**જાકા પિય પરદેસ બસત હૈ, ભીજૂં બહાર ખરી***
**મીરાંકે પ્રભુ હરિ અવિનાસી, કીજે પ્રીત ખરી!**

---
*** ખડી**

## મીરાં

## ....એનો કોઇ નહિ રોકણહાર!

**મી**રાના કયા પદ લેવા અને કયા છોડવા?

યાદ કરવા જઈએ તો લોકહૈયે અને કઠે માળો કરીને વસેલા એના સરળ મધુર પદોની પકિતઓની પકિતઓ મનને છોળે છોળે ભીંજવી રહે છે

. ત્યારે 'જૂની પશ્ચિમ રાજસ્થાની' (મારુ ગુર્જર) ભાષા ગુજરાત સહિત આખાય પશ્ચિમ રાજસ્થાનની બોલી હતી એ સમયે એ ધીમે ધીમે પોતાના ભિન્નભિન્ન પ્રાદેશિક રૂપ ધારણ કરી રહી હતી ભાષાના એ સક્રાન્તિકાળમા મીરાના પદો રચાતા હતા અને પેઢી દર પેઢી કઠોપકઠ પ્રચાર પામતાં પામતા ગુજરાતી, મારવાડી–રાજસ્થાની, કે હિંદી સ્વરૂપ ધારણ કરતા ગયા. વ્રજમડળ અને દ્વારિકા આવ્યાં પછી મીરાના પદોમા તે તે પ્રદેશની બોલીની વિશેષ છાટ દર્શાવા લાગી

અને છતાયે મીરાનુ હરિરસઘેલુ હૈયુ એ બધામા છૂપુ નથી રહી શકતુ એ દરદ દીવાની હતી એને તો બડે ઘર તાવી લાગી હતી એને કાચ કથીર કે લોહાનુ, અગે, સોના રૂપાનૂ પણ કશુ કામ નથી એનો તો હીરાનો બ્યૌપાર છે હરિ એને હાજરાહજૂર મિલ્યા છે ગિરધર ગોપાલ જ એનુ સર્વસ્વ છે, દૂસરો કોઈ નહીં લાલને લોચનીએ એણે દિલ દઈ દીધા છે, એ જ એની મિરાત છે, એનુ ઘરેણુ ગાઠુ છે એ જ્યા બેસાડે છે ત્યા બેસે છે, ઉઠાડે છે તો ઊઠે છે બેચે તો બીક જાય છે પગે ઘૂઘરુ બાધીને એની આગળ નાચી રહે છે

પ્રેમની કટારી એને એવી વાગી છે કે કૃષ્ણ વિના સંસાર આખો એને અલૂણો લાગે છે

ચાર બાજુ દવ લાગ્યો છે હાલવા જઈએ તો હાલી ન શકીએ અને બેસી રહીએ તો બળી મરીએ એવી સ્થિતિ છે ગોપ ગોપીનો શામળીઓ હવે ઓધવનો અને કુબજાનો વહાલો થઈ ગયો છે ગોકુલના સૌને વિસારી મેલ્યા છે એણે હરિએ મનને હવે કાઠુ કરી દીધું છે–કઠોર બનાવી દીધુ છે પાછા આવવાનું વચન–પોતે જ આપેલું વચન–એ પોતે જ વીસરી ગયો છે પછી તો હૈયુ ફાટી જ જાય ને!

બાદલની ઘટા ઊમડી ઊઠી છે. વિરહિણીને ડર લાગે છે. ચારે પાસ પાણી પાણી થઈ રહ્યું છે. ભોમકા લીલીછમ હરીયાળી બની ગઈ છે. વિરહથી એ કાંપી રહી છે, ડરી ગઈ છે અને છતાં જેનો પતિ પરદેશ હોય તે બહાર ખડી ખડી વાટ નીરખી રહે છે. એની સાથે તો પ્રભુએ ખરી પ્રીત કરવી જોઈએ!

પિયાને એ પોતાનાં નૈણાં આગે રહેવાને વીનવે છે. પોતાને ભૂલી ન જવાને, એક વાર મળીને ત્યજી ન દેવાને, પ્રાર્થે છે. કહે છે: 'મિલ બિછૂડન મત કીજ્યો જી!...'

બાકી, એને બીજા કોઈની પડી નથી—રાણાની નહીં, કુલમરજાદાની નહીં, લોકલાજની નહીં, બિખના પ્યાલા કે પૈયા બાસકની (નાગની) યે નહીં; કોઈની પણ નહીં; રૂડારૂપાળા માર-વાડ મેવાડની પણ નહીં. ત્યાં તો જળ પીવાનો પણ દોષ લાગે.

જ્યાં સાધુ-સંત સંગાથે બેસવાથી લોકલાજ ખોવી પડતી હોય ત્યાં કેમ રહેવાય? કેમ જિવાય? સગુણ, નિર્ગુણ, નાથ-જોગી... બધા સંપ્રદાયના સાધુસંતો પાસેથી તો એને, મળે તો, પોતાના પ્રિયતમના મિલનનો રાહ મેળવવો હતો. રામ અને રમૈયો (જે બધે સ્થળે રમી રહ્યો છે તે), જોગી (કૃષ્ણ પણ યોગેશ્વર હતા ને!) અને ભુવનપતિ......સૌ એને મન પોતાના ગિરિધર નાગરના પર્યાયો હતા. નિર્ગુણને જાણીને પણ એણે સગુણને જ ભજ્યા હતા. એના ચરણ કંવલ પર એ સદા યે લિપટાઈ રહી હતી; એની જ એ ચાકર હતી; એની ચાક-રીમાં એને ભાવભગતિની જાગીરી મળી ગઈ હતી.

વિરહના દવમાં બળતાં-ઝળતાં યે એ પોતાના બંસીવાલા પર વારી જાય છે. ભાવભક્તિનો એ જ તો મહિમા છે. પછી લોકો ભલે ને એને ગમે તે કહે—કુલનાસી કહે!

એને તો બડે ઘર તાળી લાગી છે.

એનું કોઈ રોકણહાર નથી... ! મગન ભઈને એણે તો પોતાનો માર્ગ આપોઆપ નક્કી કરી લીધો છે. જેને પૂરવ જનમની પ્રીત હોય તેને કોણ રોકી શક્યું છે?



બાદલ દેખ ડરી હો, શ્યામ! મૈં બાદલ દેખ ડરી...  
કાળી–પીળી ઘટા ઊમડી, બરસ્યો એક ઘરી;  
જિત જાઉં તિત પાણી–પાણી, હૂઈ સબ ભોમ હરી!

જાકા પિય પરદેસ બસત હૈ, ભીજૂં બહાર ખરી*  
મીરાંકે પ્રભુ હરિ અવિનાસી, કીજો પ્રીત ખરી!

---
* ખડી

દેખો સહિયાં, હરિ મન કાઠો કિયો!
દેખો, સહિયાં...
આવન કહી ગયો અજહું ન આયો, કરી કરી વચન ગયો;
ખાનપાન સુધબુધ સબ બિસરી, કૈસિ કરી મૈં જિયો?
બચન તુમ્હારે તુમહી બિસરે, મન મેરો હરકે લિયો;
મીરાંકે પ્રભુ ગિરધર નાગર, તુમ બિન ફાટે હિયો!



પિયાજી, મ્હારે નેણાં આગે રહજ્યો જી...
નેણાં આગે રહજ્યો જી,
મ્હાંને ભૂલ મત જાજ્યો જી,
મ્હારે નેણાં આગે રહજ્યો જી!

ભવસાગરમેં બહી જાત હૂં,
બેગે મ્હારી સુધી લીજ્યો જી,
મ્હારે નેણાં આગે રહજ્યો જી!

મીરાં કે પ્રભુ ગિરધર નાગર,
મિલ બિછુડન મત કીજ્યો જી,
મ્હારે નેણાં આગે રહજ્યો જી!



શામળીએ મેલ્યાં તે વિસારી,
ઓધવને વ્હાલે, શામળીએ તે મ્હેલ્યાં વિસારી!

પ્રીત કરીને વ્હાલા પાલવ પકડ્યો પ્રેમની કટારી મુને મારી,
ઓધવને વ્હાલે, શામળીએ તે મ્હેલ્યાં વિસારી!

ગોકુલથી મથુરામાં ગયો છે વ્હાલો કુબજાની લાગી છે તાળી,
ઓધવને વ્હાલે શામળીએ તે મ્હેલ્યાં વિસારી!

બાઈ મીરાંકે પ્રભુ ગિરધરના ગુણ વ્હાલા ચરણકમલ બલિહારી,
ઓધવને વ્હાલે શામળીએ તે મ્હેલ્યાં વિસારી!



દવ તો લાગેલ રે ડુંગરીએ
કેમ કરીએ વ્હાલા, કેમ કરીએ? દવ તો લાગેલ રે ડુંગરીએ!

હાલવા જઈએ તો વ્હાલા, હાલી ન શકીએ
ને બેસી રહીએ તો, બળી મરીએ રે!

આ રે વસ્તીએ વ્હાલા, નથી રે ઠેકાણુ
ને પર-વસ્તીની પાંખે અમે ફરીએ રે!

સંસાર-સાગર વ્હાલા, મહાજળ ભરીઓ
ને બાંહેડી હાલો નીકર બૂડી મરીએ રે!

બાઈ મીરાંકે પ્રભુ ગિરિધર નાગર
હે રી, ગુરુજી તારે તો અમે તરીએ રે!



થારો કોઈ નહિ રોકણહાર, મગન હોઈ મીરાં ચલી!

લાજ સરમ કુલકી મરજાદા, સિરસૌં દૂર કરી;
માન-અપમાન દોઊ ધર પટકે, નિકસી ગ્યાન-ગલી!

ઊંચી અટરિયા, લાલ કિંવડિયા, નિરગુણ સેજ બિછી;
પંચરંગી ઝાલર સુભ સોહૈ, ફૂલન ફૂલ-કલી!

બાજુબંદ કડૂલા સોહૈ, સિંદૂર માંગ ભરી;
સુમિરણ થાલ હાથમેં લીન્હો, સોભા અધિક ખરી!

તુમ જાઓ રાણા, ઘર આપણે મેરી થાંરી નાહીં સરી;
સેજ સુખમણા મીરાં સોવે, સુભ હૈ આજ ઘરી!

— જવું છે તો સખિ, જાઓ ...!
તમારી ઝુલ્ફ પરથી લો, ગગન મારું ઉપાડી લઉં
પછી અવકાશમાં છો પ્રશ્ન સઘળા વિસ્તરી રહેતા ...

ઉદ્‌ગ્રીવ સળવળતી તમારી શૂન્ય આંખોમાં
હું જાણું છું કે
મારાં નૈન કેસૂ, હોઠ કેસૂ, કીર - નમાણું નાક કેસૂ
— કેસરી આખું ગગન
ચિરકાળ લગ તરતું રહે ...
ને તે છતાં
— જવું છે તો સખિ જાઓ ...!

જે બિંદુએથી ચાલશો સખિયર તમે આજે
હું પૂર્વ ને પશ્ચિમના બે ભેદ સમજી લઈશ.

લો, દૂર દૂર લગ વિસ્તરી રહી છે નજર
સમાંતર વેદનાનું રણ ભીતરમાં જાય વિસ્તરતું
... જશો કે દ્વાર બીડી દૈશ વેદનનું.
— જવું છે તો સખિ, જાઓ ...!

હું જાણું છું કશુંક મૂકી તમે ચાલ્યાં જશો
ને એ કશુંક વેંઢારતો હું ક્યાં લગી ...?
... પછી અવકાશમાં એ પ્રશ્ન સઘળા વિસ્તરી વર્તુળશા
ફૂંકી ગયા આકારની કબરો ઉપર.

... લો જવું છે તો સખિ, જાઓ ...!

હવે તારા પગોનો ભાર લઈને લાકડાનાં સમુદ્રમાં ફરું છું.
ગઈ કાલથી શરૂ થયેલી સફરનો પડઘો
પ્રસરતા ખુલ્લા મેદાનોમાં ડૂબે છે.
અરીસાની સામે ઊભા છે તે મહેલોની સાથે.
ટ્રેનો ચાલી જાય છે ગુફાઓમાંથી.
ખૂંપી ગયેલા વહાણો સળવળે છે કાંઠા પર
કબાટમાં રહી ગયેલા અવાજોનું સરઘસ
ભળી જાય છે આફ્રિકન કીડીઓના ટોળાઓમાં,
ને હસે છે.
હસે છે તેથી અહીં બસમાં, શહેરના ગોળાકાર વર્તુળની
બરબાર વચમાં
હવે ડૂબેલા શહેરમાં ટેલિફોનના અવાજો જોઉં છું.
ફરતા સળિયાના પગો
ને ચાલતી દિશાઓમાં તરતા બાદશાહોની
ચાલતી આંગળીએ ઓળંગું છું
પિત્તળના નશાબાજ સ્વપ્નો
પાંખાળા ઘુમ્મટો ભીંત પર,
ખખડે છે બધે પ્રજાનાં નસકોરાં.
હવે તારા કાણાવાળા ચહેરા પર પથરાયેલા પીળા
ટેબલક્લોથની નીચે રહેતા આકાશમાં ઊડું છું.

અમે બરફના પંખી રે ભાઈ! ટહુકે ટહુકે પીગળ્યાં.
લૂમાં તરતો ઘોર ઉનાળો
અમે ઉઘાડે ડિલે
ઓગળતી કાયાનાં ટીપાં
કમળ પાંદડી ઝીલે

ખરતા પીંછે પરછાંતી બપ્પોર મૂકીને નીકળ્યા!
અમે બરફના પંખી રે, ભાઈ! ટહુકે ટહુકે પીગળ્યાં!

લીલા - સૂકા જંગલ વચ્ચે
કાબરચીતરા રહીએ
નભમાં ઊડતાં સાંજ પડે તો
સોનલવરણાં થઈએ

રાત પડે ને ડાળ ઉપરથી કોયલ થઈને ટહુક્યા!
અમે બરફના પંખી રે, ભાઈ! ટહુકે ટહુકે પીગળ્યાં!

'સમર્પણ' ઑગસ્ટ-૬૭] અનિલ જોશી

## તમાલ

રેતાળ આ દગસીમા લગીની વિશાળ રણભૂમિ
પર
ઊભેલ તમાલતરુ નીલ
શ્યામની કનિષ્ઠ કરાંગુલિ
ઝીલી રહે અચલ ગગન ઘન - ગિરિ
મૃદુલ છાયાની મોકળાશ...
— મહીં
રમું હું
વિરમે આહીં સકલ ગોકુલ

'ચિત્રણા'માંથી] રાજેન્દ્ર શાહ

ફરતી પીંછી
અંધકારની: દીપ
નહીં રંગાય

જુઓ હરિણી
આંખ સિંહની: હિમ
વસન્ત – પુષ્પે.

વ્હેરાય થડ:
ડાળે માળા બાંધતાં
પંખી કૂજતાં.

પતંગિયું ત્યાં
થયું અલોપ: શૂન્ય
ગયું રંગાઈ.

નવવધૂએ
દીપ હોલવ્યો રાત
રૂપની વેલ.

સૂકેલી ડાળે
પોપટ બેઠો: પાન
ચોગમ લીલાં

ગીત આકાશે:
પંખીની પાંખમાંથી
ફૂટે પરોઢ

દેવદર્શને
ગયો મંદિરે: જુઓ
વેણીનાં ફૂલ

પારિજાતક
ફૂલ ઝરી રૂમાલ
નિશાનો ગૂંથે

રાખી જળને
બહાર હોડી જળે
તરતી જાય.

'સોનેરી ચાંદી રૂપેરી સૂરજ'માંથી]

'સ્નેહરશ્મિ'

# મને ગમે છે

કાજળભર્યાં નયનનાં કામણ મને ગમે છે,
કારણ નહીં જ આપું કારણ મને ગમે છે.

લજ્જાથકી નમેલી પાંપણ મને ગમે છે,
ભાવે છે ભાર મનને, ભારણ, મને ગમે છે,

જીવન અને મરણની હરક્ષણ મને ગમે છે,
એ ઝેર હોય અથવા મારણ, મને ગમે છે

ખોટી તો ખોટી હૈયાધારણ મને ગમે છે,
જળ હોય ઝાંઝવાનાં તો પણ મને ગમે છે

હસવું સદાય હસવું, દુઃખમાં અચૂક હસવું
દીવાનગીતણું આ ડહાપણ મને ગમે છે

આવી ગયાં છો આંસુ, લૂછો નહીં ભલા થઈ,
આ બારેમાસ લીલાં તોરણ મને ગમે છે

લાવે છે યાદ ફૂલો છાબો ભરી ભરીને
છે ખૂબ મહોબતીલી માલણ, મને ગમે છે

દિલ શું હવે હું પાછી દુનિયાય પણ નહીં દઉં,
એ પણ મને ગમે છે, આ પણ મને ગમે છે

હું એટલે તો એને વેંઢારતો રહું છું,
સોગંદ જિંદગીના ! વળગણ મને ગમે છે

ભેટ્યો છું મોતને પણ કૈં વાર જિન્દગીમાં !
આ ખોળિયાની જેમ જ ખાંપણ મને ગમે છે !

'ઘાયલ' મને મુબારક આ ઊર્મિકાવ્ય મારું,
મેં રાઈને ભર્યાં છે, એ રણ મને ગમે છે

અમૃત 'ઘાયલ'

['રૂપ'માંથી ]

## તે પહેલાં

ઘાસનાં નાનકાં ફૂલોની ઝૂલ નીચે
નિરાશ્રિત પવન ઊંઘી ગયો.

કપાસનાં કાલામાંથી ધસી આવેલી
ધવલતામાં બાલ કિરણોની સહજ
સંતાકુકડી જોઈને
ભોંઠો પડેલો અંધકાર
ખરેલાં પાંદડાં નીચે ભરાઈને
જુદો રહ્યો.

ઘેટાંનાં ટોળાની ઊજળી ભોળાશ
પાંગરેલાં મેદાન પર ફેલાઈ ગઈ.
બાજરીના વાવેતરમાં
ઊંચા વધીને અવાજ કરતાં
જુવારના છોડવાઓએ
ખેતર ચણવાનો વિચાર કર્યો
શેઢા પરની ધરો સુકાઈ ગઈ
એ મેં જોયું.

તે પછી મારા ગામની સીમની
ઊંડી આંખ જેવી તલાવડી સુકાઈ ગઈ.
એટલું જ નહીં, આકાશમાંથી પંખી ખર્યું
અને વડવાઈઓ ધ્રૂજી નહીં.
તે જ દિવસે એક ખિસકોલી
વડના પાંદડેથી સરકીને સડક પર પડી.
હું ખાતરી કરત
પણ બધામાં દોરવાઈ ગયો.
માતાએ આપેલા હૃદયને
દેશવટો મળે અને
મારા વિચારોને કરચલી પડે
તે પહેલાં મેં ઘર બદલ્યું

'તમસા' માંથી ]

રઘુવીર ચૌધરી

## ચાંદની | રમેશ પારેખ

પાનને તાલી દઈ પાછી વળેલી ચાંદની
વૃક્ષ નીચે થરથરે નીચે ઢળેલી ચાંદની!

ઠેક ઝરણાની લહર પરથી લહર પર મારતી,
ખળખળાટોથી હરણ પેઠે છળેલી ચાંદની!

પોયણી એ વાત પર સંમત હજુ થાતી નથી:
આ અમાસી અંધકારો છે બળેલી ચાંદની!

વૃક્ષમાં ઝૂલતા પવનની સાથમાં રઝળ્યા કરે–
કોઈને મળવા સમયસર નીકળેલી ચાંદની!

ભાંગતી રાતે દીવાલો ધીરેધીરે પી ગઈ–
સૂના ઉંબર આજુબાજુ પીગળેલી ચાંદની!

એટલે તરસ્યો રહે છાંયો ખજૂરીનો પછી,
પી જતું રણ રેતીઓમાં ઓગળેલી ચાંદની.

## સૂર્યનું છેલ્લું કિરણ | વિપિન પરીખ

હિમાદ્રીએથી સરકી જઈને
પડે પ્રપાતે વળી ડૂબકી દઈ
તરે સરિતે થઈને પ્રફુલ્લ;
ને સૂર્યમુખી ચૂમીને લજાળ
ક્યાંયે જતું શ્યામલ અશ્વ-પીઠે!

ચાવી ઉછાળી
અવકાશમાં અદ્ધર ગઈ જે ક્યાંક ટીંગાઈ !
ને ઓરડામાં
તપ્ત તડકાના કણોથી માંજીને
જિંદગીના પાત્રને
અભરાઈ પર પાડી ઊંધું –

વેરાયલાં વીણી લઈ –
( કઈ ધૂળમાં ? )
– તે જ કણ - ની
પોટલી બાંધી
મૂકી
મંજૂસને ખંભાતી તાળું ભેરવી –

કલ્લો કરી ભેગો
કરાંઠી – ઉંધનો
એક ખૂણામાં કરી ઢગલો –

– શીર્ષ નીચે ટેકવીને લાકડી
આજ સુધી જે હતા જોયા કર્યા
તાકી તાકી તારલા
એ –
ઓરડાના આંગણાને ઓટલે
ઝૂકી
ઝૂકી
જોયા કરે.

## સાગર અને શશી

આજ મહારાજ! જલ પર ઉદય જોઈને
ચન્દ્રનો, હૃદયમાં હર્ષ જામે,
સ્નેહઘન, કુસુમવન વિમલ પરિમલ ગહન
નિજ ગગન માંહિ ઉત્કર્ષ પામે,
પિતા! કાલના સર્વ સંતાપ શામે!
નવલ રસ ધવલ તવ નેત્ર સામે!
પિતા! કાલના સર્વ સંતાપ શામે!

જલધિજલદલ ઉપર દામિની દમકતી
યામિની વ્યોમસર માંહિ સરતી,
કામિની કોકિલા કલિ કૂજન કરે
સાગરે ભાસતી ભવ્ય ભરતી
પિતા! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી!
તરલ તરણી સમી સરલ તરતી!
પિતા! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી!

પૂર્વાલાપ] કાન્ત

**આ** કવિતાને આ પ્રથમ હું અનેક વેળા મળી ચૂકયો છું નિર્જીવ પાઠ્યપુસ્તકના પાના ઉપર આ કવિતાને જીવતી જોઈ છે વાતાવરણને પામવાને બદલે સામસામી અર્થો ગોઠવવાની ગડમથલ કરતા શિક્ષકોની પકડમાંથી છટકી જતા પણ આ કાવ્યને જોયું છે 'સમુદ્રતટે શરદ પૂર્ણિમા' એવા કોઈ નિબંધમાં પણ અવતરણરૂપે 'સાગર અને શશી'ની પંક્તિઓ ઊતરી પડતી હોય એમ જોયું છે અને ભલભલા વિવેચકોની કલમને કસતી આ કાવ્યની અખૂટ શકિતનું દર્શન પણ કયાં નથી કર્યું?

કવિતા વિષે વાત કહું છું ત્યારે મનમાં એમ પણ થાય છે કે શબ્દોમાં વ્યકત કરીએ છીએ એના કરતાં મૌનમાં અવ્યકત રહે છે ત્યાં તો કવિતાનું રૂપ નહીં વસતું હોય? અને છતાં આપણે શબ્દોને—જાણે કે દૂત હોય એમ—મોકલીએ છીએ મૌનના કમાડ ઢંઢોળવા. કદાચ, એકાદ તિરાડમાંથી પણ એના રૂપની ઝલક જોઈ શકાય.

બીજા કોઈના નહીં પણ માત્ર તમારા જ કાન સાંભળી શકે એમ આ કાવ્ય મનના એકાન્તમાં વાંચવા જેવું છે. તમારું સીધુંસાદું પઠન માત્ર એને ગુંજનનો ઘાટ આપી દેશે એવું એનું લયમાધુર્ય છે. હોઠ ઉપર ધ્વનિને ચિત્રિત કરવાની એની ગુંજાશ છે.

સમુદ્રતટે ફરતાં ફરતાં કયારેક શંખલાને ઊંચકી લઈએ છીએ અને કાન આગળ ધરીએ છીએ તો એમાંથી કોઈકમાં સાગરના ઉછાળાનો ધ્વનિ તમે કદી સાંભળ્યો છે? જાણે કોઈ નવા જ આકાશ તળે ઊભા રહીને સમુદ્રના ઉછાળાનું નાદચિત્ર જોતા હોઈએ એવી અનુભૂતિ આ કાવ્ય સહૃદયને આપે છે.

રાત, ચંદ્ર, સમુદ્ર, એકાંત – પ્રકૃતિનું અનુપમ વાતાવરણ સર્જવા માટે આ ચાર તત્ત્વો પૂરતાં છે. આ ચારમાં ભળે છે પંચામૃતની એક અ-મૃત સામગ્રી જેવું કવિહૃદયનું સંવેદન. આનંદને અભિવ્યકત કરવાનો હૃદયનો સ્વભાવ છે. અને એટલે જ આ એકાંતમાં પ્રકૃતિના સ્પર્શથી મુખરિત થઈ ઊઠેલું કવિહૃદય ઈશ્વરને જ કહી ઊઠે છે:

"આજ મહારાજ! જલ પર ઉદય જોઈને
ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે."

કદાચ આવી ક્ષણોમાં જ કવિઓને ઈશ્વરનો સાક્ષાત્કાર થતો હશે. ઈશ્વરનું સર્જેલું વાતાવરણ અનુભવીને કવિ ઈશ્વરને જ પાછું સમર્પે છે, નવી રીતે શબ્દો દ્વારા સર્જીને. 'કવિ એ નાનકડો બ્રહ્મા છે' એવું કયાંક વાંચ્યું'તું એની પ્રતીતિ તો આવી કોઈ ભાવસૃષ્ટિનું નિર્માણ જોઈએ ત્યારે જ થાય.

ઇમારતોની ઉપર ઊગતો આકાશમાં જે ચંદ્ર આપણે જોઈએ છીએ તે, અને જલ પર ઉદય પામતો ચંદ્ર—આ બન્ને આમ તો એક જ હોય છે છતાં કેટલા બધા જુદા છે! અને આ કાવ્ય વાંચીને આપણા વિસ્મયનું બિંદુ વિકાસ પામીને પોતાની અંદર એક જ વાતને ઘૂંટે છે કે, ખરેખર અહીં ચંદ્રના ઉદયની વાત છે કે ચંદ્રોદયની સાક્ષીએ થતા પોતાની ઊર્મિના ઉદયની વાત છે!

આ કાવ્યમાં આનંદ છે, પણ એ શાંત આનંદ છે અને એથી જ એ વાચાળ છે એના કરતાં મૂગો વિશેષ છે. માટે જ કવિ કહે છે: 'હૃદયમાં હર્ષ જામે.' આનંદના સ્થાયી ભાવનું અહીં સૂચન છે. પણ શાંત હોય તો પણ એ આનંદ છે અને ઊછળે નહીં તો એ આનંદ નહીં. એટલે જ એ પછીની પંકિતઓમાં જણાય છે ઊર્મિની જલ્પના, શબ્દનો કેફ.

"સ્નેહઘન કુસુમવન વિમલ પરિમલ ગહન
નિજ ગગન માંહિ ઉત્કર્ષ પામે."

કવિતાની આવી સંગીતસભર પંક્તિઓને અનુભવીને જ રસિકોએ કવિતાનો અનુવાદ અશક્ય છે એવો સાહસિકોને ઇશારો કર્યો હશે

પ્રથમ દૃષ્ટિએ અહીં નર્યું નાદસૌન્દર્ય જ છે એમ લાગે. અર્થ લગભગ નેપથ્યમા જ રહે છે શબ્દનો અર્થ સતત સાથ નથી આપતો એમ પણ થાય, કદાચ! એલિયટની ઉક્તિ યાદ આવે છે "Genuine poetry can communicate before it is understood આખા કાવ્યમાં આમ પણ અનુભૂતિની પરાકાષ્ઠા નાદ દ્વારા સૂચવાય છે પૂર્ણિમાના શીતલ અને વ્યાપક પ્રકાશ જેવી અર્થની ધૂસર દ્યુતિ પથરાઈ છે

દેખીતી રીતે અસગત લાગતી પક્તિઓને ખોલીને જોઈએ તો કોઈ વિરલ સગતિ છે

ચદ્રની સાથે આકાશ તો સકળાયેલુ જ હોય અને આકાશ એટલે વાદળોની સૃષ્ટિ અને વાદળો તો બહુરૂપી વાદળોના અનેક રૂપોમાથી કવિએ તો આપણને એક જ રૂપ બતાવ્યુ અને આપણે હજી એ રૂપ જોઈએ ત્યા તો એને અરૂપ કરી મૂક્યું કવિ છેવટે તો ઘન અને ગહનની, વાણી અને મૌનની, રૂપ અને અરૂપની જ લીલા કરતો હોય છે

આ કાવ્યમા સ્નેહઘન, કુસુમવન—આ બે શબ્દો ઊથલાવી ઊથલાવીને જોવાજેવા છે અને આ બેની વચ્ચે રહેલુ વિમલ પરિમલનુ તત્ત્વ છે એને તો કવિએ આ બે શબ્દોની પાછળ સહેતુક તો નહીં મૂકી દીધુ હોય! જીવનમા પણ આ તત્ત્વ વચ્ચેથી સરકીને પાછળ જ રહી નથી જતું? વ્યક્ત આકાશ અને પૃથ્વીની વચ્ચે રહેલુ અવ્યક્ત એવુ—પરિમલ જેવુ વિમલ ગહન તત્ત્વ આજે નિજ હૃદયમા ઉત્કર્ષ પામે છે જલ પર ચદ્રના ઉદયની સાથે સાથે જલ જેવા આર્દ્ર હૃદયમા કશાક અવ્યક્ત તત્ત્વનો ઉદય થાય છે એનો સૂર ધીમે ધીમે અના ક્રમક રીતે કાવ્યમા આકાર પામે છે

'મહારાજ!' એ સબોધનમા થોડુક distance છે હવે તો એ દૂરતા પણ ભૂસાઈ ગઈ "પિતા! કાલના સર્વ સતાપ શામે!" આ પક્તિ પાસે આવીએ છીએ એટલે પ્રારભના શબ્દ "આજ"નો મહિમા વિશેષ સમજાય છે અનતની મુદ્રાનુ જેના પર અકન થઈ ગયુ છે એવી આજની આ ક્ષણ છે આ એ ક્ષણ છે કે જેમા બધી જ ગઈ કાલ એના સર્વ સતાપ સાથે ઓગળી ગઈ છે રાત એ દિવસનો તાપ શમાવે, પણ મનનો સતાપ કોણ શમાવે? ઈશ્વરના લોચન જેવા ચદ્રની સાથે એક ક્ષણ પણ 'મળે દષ્ટોદષ્ટ' તો મનના, ભૂતકાળના બધા જ સતાપો એકી સાથે શમી જાય છે

ઈશ્વરનું ધવલ નેત્ર એ ચદ્ર એમ કવિઓ કહ્યુ કોઈક કવિએ આકાશમા થતી વીજળીને જોઈને એમ કહ્યુ હતુ કે, પરમાત્મા જાણે પોતાના હસ્તાક્ષર આપી રહ્યા છે એ પણ અહીં યાદ આવે છે નિરજન ભગતે એક કાવ્યનો પ્રારભ આ રીતે કર્યો

શ્વેત શ્વેત
આ ચાંદની કે નભ કેરું હેત?

ચંદ્રના ઉદયની આ એક જ ક્ષણ. એ ક્ષણની ત્વરિત ગતિને આ પંક્તિઓમાં કવિએ મૂકી છે.

"જલધિજલદલ ઉપર દામિની દમકતી
યામિની વ્યોમસર માંહિ સરતી;"

યામિની વ્યોમના સરોવરમાં સરે છે. આ પંક્તિની અર્થછાયા પણ ઉકેલવા જેવી છે. ગઈ કાલ સુધી સંતાપ હતો, રાત કેમેય વીતતી નહોતી અને આજે સર્વ સંતાપ શમતાં

યામિની વ્યોમસર માંહિ સરતી."

'કામિની કોકિલા કેલિ કૂજન કરે' - સાગરની ભવ્ય ભરતીના ઘૂઘવાટની પડછે કોકિલાનું કેલિકૂજન મૂકી કાન્તે કલાકારની રીતે – અવાજના બે અંતિમ રૂપો – એની ભવ્યતા અને એની રમ્યતાનો આપણને પરિચય આપ્યો છે.

ઈશ્વરનું એક ક્ષણનું પણ સાન્નિધ્ય સ્વના સીમાડાઓ ભૂંસ્યા વિના કેમ રહે? જોકે, એમ કહેવું જોઈએ કે જ્યાં સુધી સ્વના સીમાડાઓ ભૂંસાતા નથી ત્યાં સુધી ઈશ્વરની નિ:સીમતાનો અનુભવ જ થતો નથી. માત્ર પોતાની જ સૃષ્ટિ નહીં, પણ સારીયે સૃષ્ટિ સમુલ્લસિત થઈ ઊઠી છે અને ઉલ્લાસના આ સાગર પર કોઈક તરલ નાવ સમી આખી સૃષ્ટિ તરતી રહી છે.

પ્રકૃતિનું દશ્ય, એની આંતરસૃષ્ટિ પર અસર, અને એની સાથે સમષ્ટિનો સંવાદ. ઘન અને ગહન એવો બેવડો અનુભવ. ઈંદ્રિયગોચર કલ્પન દ્વારા કોઈક અગોચર વિશ્વનો સ્પર્શ આ કાવ્યમાં અનુભવાય છે.

ગોચર અને અગોચર એવા બન્ને વિશ્વની વાતનો સંકેત સ્પેનિશ કવિ લોર્કાના કાવ્યમાં પણ જુદી રીતે મળી રહે છે એને પણ અહીં ઓળખી લઈએ.

The Moon Peeps Out

When the moon comes out, the bells are lost and the impenetrable paths appear.

When the moon comes out Sea covers the earth, and the heart feels itself an island in the infinite.

No one eats oranges beneath a full moon. It is proper to eat green and icy fruit.

When the moon comes out with a hundred identical faces, silver money Sobs in the purse.

વાઘ | યોસેફ મેકવાન

અંધારાનું ઘાસ–
ઘાસમાં પીઠ ઘસીને અલોપ થાતો વાઘ ફરે !

વાઘ ફરે છે રાતો માતો સૂરજ લઈ આંખોમાં,
આભ ઊતરે ધરતી ઉપર જંગલ લઈ પાંખોમાં,
પાંખ થકી એક આછું આછું
ચંદ્રપીંછું આ શાંત નીરમાં ખરે !
અંધારાનું ઘાસ –
ઘાસમાં પીઠ ઘસીને અલોપ થાતો વાઘ ફરે !

વાઘ ધસે છે ઝાડોના પર્વત પર પર્વત તોળી,
ઘડીક વનની ઘડીક મનની વિજનતા ઢંઢોળી,
છલાંગ મારી સરિતા કાંઠે કૂદે –
જલમાં જૂઓ
વહી જાય છે વ્હેણ છાયા નિજની ઉપર તરે !
અંધારાનું ઘાસ–
ઘાસમાં પીઠ ઘસીને અલોપ થાતો વાઘ ફરે !

વાઘ સરે છે પંજામાં લઈ દિવસનામનો ટુકડો,
ટુકડા ઉપર સળવળ કરતો ચૂપ મૂઓ છે કૂકડો,
કૂકડો ? ક્યાં છે કૂકડો ?
કૂકડાની કરવતિયા કલગી કાપાકાપ કરે !
અંધારાનું ઘાસ –
ઘાસમાં પીઠ ઘસીને અલોપ થાતા વાઘ ફરે !

## આ શૂન્ય તે વળી હશે શું ? | ઉશનસ્

આ શૂન્ય તે વળી હવે શું ? પ્રિયે, ન જાણું;
તાગી શક્યો, તરી શક્યો, સમજી શક્યો ન કૈં;
શેનું બનેલ ? ઈંડું ફોડી શક્યો ન મર્મનું;

મેં આસમાન ગણીને ટહુકો કર્યો, તો
ક્યાંથી મળ્યો ન પ્રતિશબ્દ; જલૌઘ માનીને
ઝંપાવ્યું શબ્દતરીથી, કશું ન કપાનું
દૂરત્વ ! વિસ્તરતું ઓકળીનું ન વર્તુલે !
પાછી અફાટ અણતૂટ સપાટ રિક્તતા;

કો રિક્ત ભાંડ ગણી ધાતુનું પૂરવા મેં
આંખો નિચોવી, પણ નિસ્તલ ! 'ટપ્પ'ના ધ્વનિ !
મેં આહથી ડૂંફૂવવા ચહ્યું તો — અરે અરે,
થીજી ગઈ ત્યાંહીં જ બાષ્પ ! કશું ન વિસ્તરે;

આ શૂન્ય : ના તળિયું, ના તટ, ના કશું કશે !
એ આંસુ, શબ્દ, ટહુકા બધું ક્યાં ગયું હશે ?

## જીવન | ચંપકલાલ વ્યાસ

છે અનુભૂતિ એ જ જીવન
કર્મમાં જીવને કેટલું ?
બે — ચાર ડોલ ખેંચીએ
શું કૂપનું જળ એટલું ?

## પ્રીતમનો હાર | કેથલિન રેઇન | અનુ૦ મકરન્દ દવે

[ ૧ ]

મારા પ્રીતમનો હાર મારે કંઠે,
કે હાર મારે હૈયે ઝૂલે રે લોલ.

દરિયાને કાળજેથી ઊઠી લહર એમાં
ગૂંથ્યા લઈ કિરણોના તાર;
ઝળહળતા સૂરજનું ચગદું પરોવ્યું કે
તેજીલા આંજે અંબાર !

હિમને શિખરેથી મારે માથે ઓળે ધર્યો
ધોળા વાદળનો મોડ,
ઝંઝાનાં ઝાંઝરને પાયે પહેરાવ્યાં
ને લીધી વંટોળને સોડ—

મારા પ્રીતમનો હાર મારે કંઠે,
કે હાર મારે હૈયે ઝૂલે રે લોલ.

[ ૨ ]

મારા પ્રીતમનો હાર મારે કંઠે,
કે ભેદ કાંઈ ભવના ખૂલે રે લોલ.

ચાંદાની આજવાળી રેખાઓ રેખાઓ
એનો આ હાર શો ઝગારે !
તારાની પુંજ પુંજ જ્યોતિ વણીને મને
સાંકળે અસીમને કિનારે.

કાળનાં અમાપ વહે મોજાં ને સાથ
મારા પ્રીતમના નેહનું પૂર,
તોફાની પવનો પલાણી કે શાંત અમે
ઓથીકે સાથ ચકચૂર. —

મારા પ્રીતમનો હાર મારે કંઠે,
કે ભેદ કાંઈ ભવના ખૂલે રે લોલ.

[ ૩ ]

મારા પ્રીતમનો હાર જડયો હૈયે,
　　કે હાર જડયો જીવન મૂલે રે લોલ.

હારની વચાળે તો દેવનો હુલાસ
　　એમાં ઊઠે અકારણનો છંદ,
હારની વચાળે તો નીંદરતાં નીર મહીં
　　ઊછળતો જાગે આનંદ!

આખું બ્રહ્માંડ એક અરધી ઘડી ને
　　એક આંગળીને ટેરવે ઘૂમે,
પ્રીતમનો આછો પરસ મારા પ્રાણને
　　ચેતનની છોળ થઈ ચૂમે.–

મારા પ્રીતમનો હાર જડયો હૈયે,
　　કે હાર જડયો જીવન મૂલે રે લોલ.

મારા પ્રીતમનો હાર મારે કંઠે,
　　કે હાર મારે હૈયે ઝૂલે રે લોલ.

## વેરણછેરણ રાત | પ્રાણજીવન મહેતા

મારા ઘરના મોભ પરથી
રાત ઊતરતી.
બત્તીના અજવાળે
હું ભૂંસાતો.
સૂતેલા શ્વાન સમો આ સૂનકાર
આવતા–જતા લોકોના પગમાં વીંટાતો.
શબ્દ થૈને સળગી ઊઠું
એવો પવન સૂસવાતો.
આંખોમાં અધકચરી
ઉંમરનાં – લીંબોળીઓની જેમ
દૃશ્ય ઝૂલતાં.
વિચાર – આજ – કાલના
બ્લેક બોર્ડ પર લખાયે – ભૂંસાયે.
(કરોળીઓ તો
જાળમાં જન્મીને જાળમાં મૃત્યુ પામે.)
ટાવરથી એક ક્ષણ તૂટે.
સૂરજના પરપોટામાં પ્રભાત ફૂટે.
સુક્કા તળાવની ખરબચડી માટી જેવી
મારી હથેળીઓમાં
પડી રહે વેરણછેરણ રાત.

## આજે | મંગળ રાઠોડ

આજે,
કેમ એકાએક
આટલુ બધુ આ વ્હાલ
ઊમટી આવ્યુ છે મારામા !
ક્યાથી રે ક્યાથી ?
આકાશની આ પારદર્શક ત્વચા સમાણો —
સ્પર્શ,
મારી હથેળીનો
ક્યા ક્યા ભટકતો ફર છે
અવકાશમા
કાઈક સાપની,
સુદર સ્નિગ્ધ પીઠ પર ફરી વળવા —
તલસતો
તે,
સંભવ છે
તારા ક્ષિતિજની પાતળી કિનારી સમા
સ્મિતના હોઠ પર
ફરી વળશે
અને,
ક્યાક સર્પ બની ડખી લેશે
એવા,
વિપાકત —
નશા જેવા ભયને લીધે
હુ હવે,
આકાશની આ પારદર્શક ત્વચા સમાણો —
સ્પર્શ,
જે મારી હથેળીમા છે
તેને હવામા વીંઝી
ધજાની એક આકૃતિ પાડીશ
અને,
તેની સામે જોઈને
આકાશ જેવડુ એક અટ્ટહાસ્ય કરી બેસીશ
જ્યા સુધી આ વ્હાલ !
ક્યા સુધી આ વ્હાલ ?
આજે,
કેમ એકાએક
આટલુ બધુ આ વ્હાલ
ઊમટી આવ્યુ છે મારામા !

## તો હવે | મંગળ રાઠોડ

આપણે,
ક્યાં જઈ ને અટકીશું?
નથી રહ્યો હવે કોઈ;
ચાર ચહેરાવાળો રસ્તો
એ તો કોઈ મ્યુઝિયમનાં કબાટમાં ભરાઈ બેઠો છે.
નથી રહી હોડીઓ જેવી આંખો
કે,
અણિયાળી આંગળીઓમાંથી ફૂટતો
સવારનો કૂણો તડકો.
ક્ષિતિજનાં તાંતણાઓને ગૂંથીને
જાળ બનાવવાનો
કે તેના પર કરોળિયાની જેમ
લટકી રહેવાનો
નથી રહ્યો મોહ કે ઉત્સાહ ...
આકાશ જોઈને,
કંટાળી ગયા છીએ આપણે
ઉબકા આવે છે એના રંગોનાં.
આપણી સામે,
એક હાથનાં અંતરે,
આપણા પડછાયા
સાગર બની ઘૂઘવે છે.
કદીક,
નાચે છે બર્બર સમૂહનૃત્યો.
અને,
તેનો તો નથી કોઈ અંત.
તો હવે –
આપણે,
ક્યાં જઈને અટકીશું?

## આજે | મગળ રાઠોડ

આજે,
કેમ એકાએક
આટલુ બધુ આ વ્હાલ
ઊમટી આવ્યુ છે મારામા !
ક્યાથી રે ક્યાથી ?
આકાશની આ પારદર્શક ત્વચા સમાણો –
સ્પર્શ,
મારી હથેળીનો
ક્યા ક્યા ભટકતો ફર છે
અવકાશમા
કોઈક સાપની,
સુદર સ્નિગ્ધ પીઠ પર ફરી વળવા –
તલસતો
તે,
સભવ છે
તારા ક્ષિતિજની પાતળી કિનારી સમા
સ્મિતના હોઠ પર
ફરી વળશે
અને,
ક્યાક સર્પ બની ડખી લેશે
એવા,
વિપાકત –
નહા જેવા ભયને લીધે
હુ હવે,
આકાશની આ પારદર્શક ત્વચા સમાણો –
સ્પર્શ,
જે મારી હથેળીમા છે
તેને હવામા વીઝી
પજાની એક આકૃતિ પાડીશ
અને,
તેની સામે જોઈને,
આકાશ જેવડુ એક અટ્ટહાસ્ય કરી બેસીશ
જ્યા સુધી આ વ્હાલ !
ક્યા સુધી આ વ્હાલ ?
આજે,
કેમ એકાએક
આટલુ બધુ આ વ્હાલ
ઊમટી આવ્યુ છે મારામા !

આપણે,
ક્યાં જઈ ને અટકીશું ?
નથી રહ્યો હવે કોઈ;
ચાર ચહેરાવાળો રસ્તો
એ તો કોઈ મ્યુઝિયમનાં કબાટમાં ભરાઈ બેઠો છે.
નથી રહી હોડીઓ જેવી આંખો
કે,
અણિયાળી આંગળીઓમાંથી ફૂટતો
સવારનો કૂણો તડકો.
ક્ષિતિજનાં તાંતણાઓને ગૂંથીને
જાળ બનાવવાનો
કે તેના પર કરોળિયાની જેમ
લટકી રહેવાનો
નથી રહ્યો મોહ કે ઉત્સાહ ...
આકાશ જોઈને,
કંટાળી ગયા છીએ આપણે
ઉબકા આવે છે એના રંગોનાં.
આપણી સામે,
એક હાથનાં અંતરે,
આપણા પડછાયા
સાગર બની ઘૂઘવે છે.
કદીક,
નાચે છે બર્બર સમૂહનૃત્યો.
અને,
તેનો તો નથી કોઈ અંત.
તો હવે —
આપણે,
ક્યાં જઈને અટકીશું ?

## વિદાયવેળા | પીઅર રેવર્દી

ફ્રેંચ કવિતાના અંગ્રેજી અનુવાદ પરથી

વળતી ક્ષિતિજ વાંકી
પ્રલંબ દિવસો થતા
પ્રવાસ
પીંજરે કૂદતું હૃદય
મરવા પડ્યું પંખી
ગુંજતું ગીત
આ ખંડ
પછીથી દ્વાર બીજું ખૂલશે
જ્યાં ઝળકતો
તારલો
સ્ત્રી, સાવ કાળી
છૂટતી ટ્રેનનું ફાનસ

## સૂર્ય

નિઃશ્વાસ મૂકી ખંડમાં
કોઈ હજી હમણાં ગયું
રઝળતી જિંદગી
ગલી
ખુલ્લી બારી
સીલાં લીલાં તૃણ
પર
સૂર્યનું કિરણ

## આપણી બ્હાર | જ્યૉર્જ થિમેલિસ

ગ્રીક કવિતાના અંગ્રેજી અનુવાદ પરથી

આપણી બ્હાર બધું યે મરે!

જે શેરીમાં ક્યારેય તમે મહાલ્યા નથી
કે જે મકાનોમાં તમે ક્યારે ય કીધો ના પ્રવેશ:
જે બારીઓ ક્યારેય તે ખોલી નથી
કે જે નદીની પાસ થોભી પળ એક પણ
પાણી કદી પીધું નથી:
કે નાવમાં બેસી તમે જળવ્હેણને કાપ્યું નથી—
એ બધાની
અંધારઘેરી રાતમાં ચાલ્યા જતા
ક્યારેક તે કૈં ગુફ્તગો જેવું તમે અહીં સાંભળો
તેથી કહો શું થઈ ગયું?

જે વૃક્ષને ક્યારેક પણ જાણ્યા નથી
એ વૃક્ષ સૌ મૃત્યુને ચરણે ઢળી પડતા,—આપણી બ્હાર
ને નાશ પામેલાં વનોમાંથી પવન જાતો વહી.
રે અનામી પ્રાણીઓ અંતિમ મીંચે આંખ
ને પંખીઓની પાંખ ઢળતી મૌનથી!

કાય નિશ્ચેતન થઈ જાતી જ ધીમે સાવ, એમ
જૂનાપુરાણા વસ્ત્ર પેટીમાં ઝરી જાતાં નકામ;
તેજની ઓછપને કારણ સ્વપ્ન જે જોયાં નથી
ને હાથ જે સ્પર્શ્યા નથી
કરમાય એકલતા થકી.

આપણી બ્હાર
મૃત્યુની એકલતા તણા પ્રારંભની પગથાર!

અધરાતે મધરાતે
શાહજહાં ઘણી યે વાર વ્યાકુળ થઈ જાય છે.
કયારેક એ સોડમાં સૂતેલી મુમતાઝને જોઈ રહે છે
તો ક્યારેક પોતાની હથેળીને.
પોતાની હથેળીમાં એવી કઈ રેખા છે
કે રાજાને આમ ભિખારી થવું પડે?
પોતે હાથ લંબાવે
અને તાજને જોવા માટે લોકો પૈસા આપે...?!
હાથ,
ઠંડા આરસનો હાથ –
તાજને બંધાવવાની લાગણીઓને
મસળી નાખી હોત તો સારું
એ વિચારથી
એ હથેળીને મસળી નાખે છે.
મુક્કી વાળે છે
ને
મૃત્યુની અંતિમ વેળાએ છોડી હતી એમ
મુઠ્ઠી છોડી નાખે છે.

જે રીતે
આગ્રાના કિલ્લામાં કેદ થયેલા શાહજહાંએ
આંખોના અવાજથી
તાજને ઢંઢોળ્યો'તો એમ
એ મુમતાઝને ઢંઢોળે છે...
"મુમતાઝ!
મને એમ થાય છે, આજ
આજ ને આજ
તાજને તોડી નાખું, મુમતાઝ!"

ને
તાજની છાયામાં
સાથે બેસી સ્મિત સજીને
ફોટા પડાવતા પ્રેમીઓને જોઈને
લીલા અંગુર જેવી મુમતાઝની આંખમાં
યમુના થીજી ગઈ છે.

શરદ પૂનમે
પથ્થરો પવનની જેમ
પાગલની જેમ
ભટકતાં ભટકતાં બબડે છે:
"આજ ને આજ
તાજને તોડી નાખો: તાજને તોડી નાખો!"

# કોઈ નહિ ત્યાં | ચિમિનેઝ
સ્પેનીશ કવિતાના અંગ્રેજી અનુવાદ પરથી

ના, ના ત્યાં તો કાંઈ કશું નહીં
કોઈ હતું નહીં;
ત્યાં તો ખાલી પાણી:
પાણી તો યે કોઈ નહીં ત્યાં?

ના, ના, ત્યાં તો કાંઈ કશું નહીં:
કોઈ હતું નહીં;
ત્યાં તો કેવળ ફૂલ:
ફૂલ છતાં યે કોઈ નહીં ત્યાં?

ના, ના, ત્યાં તો કાંઈ કશું નહીં:
કોઈ હતું નહીં;
ત્યાં તો આમથો વાયુ:
વાયુ એ શું કોઈ નહીં ત્યાં?

ના, ના, ત્યાં તો કાંઈ કશું નહીં;
કોઈ હતું નહીં:
એ તો કેવળ ભ્રમણા;
ને એ ભ્રમણા કાંઈ નહીં શું?

અને હું–
સ્વપ્નતરુની પ્રશાખાઓને
મારામાં ફેલાયેલી જોઉં છું
મારી હયાતીના સત્યની રેખાઓમાં
હું ગોપન થઈને
મારા શ્વાસની શૂન્યતાને
રોજ રોજ શોધું છું.
વૈતથ્યની હોડીઓ
મારી આંખોના મૃગજળમાં તરી રહી છે
અને મારા હાથમાં અર્જુનનો
વિષાદયોગ ઘાસ બનીને ઊગી જાય છે.

ક્યારેક હું મારા એકાંતની
સાપેક્ષતામૂલક ભ્રાંતિ બનીને
મારા ખુદના જ શ્રદ્ધાહીન રૂપની
છાયા દર્પણમાં નીરખી લઉં છું.
મારા 'હું'ને છાયા વચ્ચે
જે અવકાશ રહી જાય છે
તેમાં હું મને શોધ્યા કરું છું,

ક્ષણના દુકૂલ પર આવું છું તો
જ્ઞાત થાય છે કે
મારા ફેલાયેલા વૃક્ષની
ડાળીઓ તૂટી રહી છે
અને શબ્દોની અનપેક્ષિત મીણબત્તીઓ
મારામાં અંધકારનું આવરણ
ફેલાવી રહી છે.
કબર પરનાં ફૂલોની ખુશ્બુ મૂરઝાઈ રહી છે
અને હું કશું ન કરી શકતાં
મારા પડછાયાથી દૂર ઊભી જઈને
મને નીરખતો રહું છું.
વૃક્ષ શનૈઃ શનૈઃ મારામાં વિસ્તૃત થતું જાય છે,
તેની શાખા-પ્રશાખાઓ તૂટતી જાય છે...

નીચે
શમણાં શી મુલાયમ પાથરેલી ખીણ;
ઊંચે
વેદનાના વજ્જર શો તોળાતો ખડક
વચ્ચે
મારી કુટીરમાં મીણ–
હૈયું થાય થડ્ક થડ્ક.

ઘણું ઘણું ગમે મને ઝીણું ઝીણું ઘાસ;
થતું: રીંછ જેમ પડું આળોટી,
ગોટીમડાં ખાઉં,
ભૂલી જાઉં લેવા શ્વાસ.

તડકાનું આછું આછું પીળું પીળું
પ્હેરી પીતામ્બર
બાંધુ બે'ક બાંસુરીમાં સ્વર.
ઝરણાંની મૃદુ મૃદુ ઝઝણતી જાંઘ પર
સરું સર સર.

થાય: થાઉં ખીણ
ઝરણ ને ઘાસ
વન્ય પશુઓના ઊના શ્વાસ
બખોલનું અંધારું ને ભેજ
ખીણ મારી શમણાંની આદિ સેજ.

ઊંચી આંખ કરી કોઈ વાર
જોઈ લઉં મારે માથે ઝળુંબતો ખડક
ગુરુશિખર, ગુરુ જેવો કડક!
ઊભડક કેડી પદે પદે મારી પાનીમાં અંકાય
આંકામાંથી ફૂટે રકતધારા.
માથે તપે સૂરજ
તૂટી પડે વાદળ નોધારાં.
ક્યાંય નહિ ફૂલ, નહિ રંગ
કાળો એક કોર્યો અડબંગ!

કદી કદી થાય:
ખડક થવાય!
અડીખમ ઊભા ર્‌હેવું
મૂગા મૂગા ઊભા ર્‌હેવું
ઋજુતા ન અડી શકે ક્યાંય!
અપ્સરાથી નહિ
વજ્રથી જ જે ઘવાય!

ખડક ને ખીણ
ખીણ ને ખડક
વચ્ચે મારી કાચી રે કુટીર
હૈયું મીણ –
થાય થડક થડક.

'આખી દુનિયામાં એ શકય ન હોય તો કંઈ નહીં, પણ જે શહેરમાં હું વસું, ત્યાં તો કોઈ ક્ષુધિત કે નિર્વસ્ત્ર નજરે ન ચડે,' એવી પ્રાર્થના જેના હૃદયમાં સદૈવ રહેતી હતી એ ઉર્દૂના કવિ ગાલિબની કવિતામાં પણ આપણે એવી જ આર્દ્રતા અને સ્નિગ્ધતા નીરખી શકીએ છીએ.

ગાલિબે ગઝલની બે પંક્તિમાં પોતાનો મિતાક્ષરી પરિચય આપ્યો છે. પ્રત્યેક સાચા સર્જકને માટે આપી શકાય એવો એ પરિચય સઘન છે. સર્જક આ સૃષ્ટિમાં જે નથી રચાયું એ ઉપવનના વાતાવરણમાં જીવતો હોય છે—એ કહે છે:

હું ગર્મીએ – નિશાતે – તસવ્વુરસે નગ્માસંઝ,
મૈં અંદલિબે ગુલશને નાઆફરીદા હું

[હું ભાવાનુભૂતિની પ્રસન્નતાની ઉષ્માથી ગીતો ગાવાની પ્રેરણા મેળવું છું—જેનું હજી નિર્માણ નથી થયું એવા ઉપવનનું હું બુલબુલ છું.]

પ્રત્યેક સાચો સર્જક આ પરિસ્થિતિમાંથી પસાર થતો હોય છે—એ જે વાતાવરણનો એક ભાગ બનવા ઈચ્છતો હોય છે એનું અસ્તિત્વ માત્ર એની ભાવસૃષ્ટિમાં જ હોય છે—વાસ્તવિક જગતમાં એની હયાતી ન જોતા એ સંઘર્ષમાં મુકાય છે; એટલે જ એ વિદ્રોહનો સૂર પ્રકટાવતો હોય છે: એ ઈન્કાર કરી શકે એટલી માનસિક સજ્જતા ધરાવતો હોય છે.

ગાલિબમાં આ વિદ્રોહનો સ્વર પ્રચંડ નથી બનતો–પણ એ મૃદુતા સાથે આવે છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો એ કવિતા જેટલો જ સૂક્ષ્મ અને મૃદુ છે. કવિ જ વામન ભગવાનની માફક આખી પૃથ્વીને એક પગલામાં માપી, બીજું પગલુ ક્યાં મૂકવું એ પ્રશ્ન પૂછી શકે છે:

હૈ કહાં તમન્નાકા દૂસરા કદમ સાકી?
હમને દશ્તેઈમ્કાં કો એક નકશે-પા પાયા.

[મારી કામનાનું બીજું ચરણ ક્યાં છે? આ સંસાર—જગત તો મારા એક જ પગલામાં આવી ગયું છે!]

સરદાર જાફરીએ ગાલિબ વિશે કહેલું: 'ગાલિબ મંઝિલનો નહીં માર્ગનો કવિ છે: તૃપ્તિનો નહીં તૃષ્ણારસનો કવિ છે.' અહીં આ પંકિતઓમાં વિદ્રોહ છે કે તૃષ્ણા?

**દરિયાએ મઆસી તુનુકઆબીસે હુઆ ખુશ્ક**
**મેરા સરેદામન ભી અભી તર ન હુઆ થા.**

[હજી તો મેં મારા વસ્ત્રની કોર પણ પૂરી ન ભીંજાવી ત્યાં તો અપરાધોનો સાગર જળના અભાવે સૂકો થઈ ગયો].

અપરાધો વિશેના પરંપરાગત ખ્યાલની સામેનો વિદ્રોહ અહીં જોઈ શકાય છે: આ વિદ્રોહને જ કવિ એની વિશિષ્ટ અભિવ્યકિત સાથે નિરૂપે છે—

**નાકરદા ગુનાહોકી ભી હસરતકી મિલે દાદ**
**યારબ અગર ઈન કરદા ગુનાહોકી સઝા હૈ.**

[હે પ્રભુ, અગર મેં આચરેલા અપરાધોની તમે સજા કરવાના હો, તો જે અપરાધો હું આચરી શકયો નથી એની ઈચ્છા કરી શકવાની હિંમત માટે મને બિરદાવવો જોઈએ!]

ગાલિબની અભિવ્યકિતની વાત આવે છે ત્યારે લગભગ એના સમકાલીન એવા એક બીજા કવિનું સ્મરણ થઈ જાય છે. ગાલિબ પોતાની અભિવ્યકિત વિશે મુસ્તાક હતો. એ સ્પષ્ટપણે કહેતો 'ગાલિબ કા હૈ અંદાજેબયાં ઓર!' (ગાલિબની અભિવ્યકિતની રીત વિશિષ્ટ છે.) પોતાની અભિવ્યકિતની છટામાં પયગંબરી ઉદ્‌ગાર ભળ્યો છે એવું પણ એક સ્થળે કવિએ કહ્યું છે: '**તુઝે હમ વલી સમઝતે, જો ન બાદાખાર હોતા.**' આમ છતાં ગાલિબને એના સમકાલીન જીવનમાં સ્વીકૃતિ નહોતી સાંપડી. ૭૫ વર્ષની વયે ગાલિબે લખેલા એક પત્રમાં પોતાની કવિતાને સ્વીકૃતિ ન મળી એ વિશેનું દુ:ખ હૃદયદ્રાવક રીતે રજૂ થયું છે:

> "ફકીરે (એટલે ગાલિબે) હવે શેર ન કહેવાની પ્રતિજ્ઞા લીધી છે. શેર સાંભળી તો શકતો જ નથી. ૭૫ વરસનો થયો. પંદર વરસનો હતો ત્યારથી કવિતા કરું છું. ૬૦ વર્ષ સુધી બકવાસ કર્યો, ન પ્રશંસાનું વાકય સાંભળવા મળ્યું, ન ગઝલની દાદ સાંપડી. સૌને કહું છું કે ભાઈ, મને કવિઓની હરોળમાં ન મૂકતા."

આજે ગાલિબને આપણે કવિઓની નહિ મહાકવિઓની હરોળમાં મૂકીએ છીએ. ફ્રેંચ કવિ બોદલેરનું પણ આવું જ હતું. પોતે જે લખી રહ્યો છે એ વિશિષ્ટ છે, અદ્‌ભુત છે એની પ્રતીતિ આ કવિને થઈ ગઈ હતી. તેના પત્રોમાં કે મિત્રો સાથેની વાતોમાં એ વારંવાર કહે છે, "તમે મને હ્યુગો કરતાં ઊતરતી કોટિનો કવિ ગણો છો, પણ હું એનાથી સરસ લખું છું." પણ એના જીવનકાળ દરમિયાન એ ઝંખતો હતો એ પ્રકારની અથવા એ જેને પાત્ર

હતો એ પ્રકારની સ્વીકૃતિ ન મળી. આજે એનું સ્થાન પણ વીસમી સદીની કવિતાને પ્રેરનારા મહાન પરિબળ તરીકે અમર થઈ ગયું છે.

ઉર્દૂ ભાષા માત્ર સિપાઈઓની ભાષા હતી: એમાંથી એને કવિતાની ભાષા કંઈક તો મીર તકી મીરે બનાવી—એને આંતરરાષ્ટ્રીય સાહિત્ય-ભૂગોળમાં સૌપ્રથમ સ્થાન આપ્યું ગાલિબે. એ સૌંદર્યને અતિક્રમી ગયેલો, સૌંદર્ય જેને અનુસરે છે એવો કવિ છે:

> અગલે વખ્તોં કે હૈ યે લોગ ઈન્હેં કુછ ન કહો
> જો મયોનગ્મા કો અન્દોહરૂબા કહેતે હૈ.

[સુરા અને સંગીતને દુ:ખ ઘટાડનાર જે કહેતા હોય, એ પુરાણા જમાનાના લોકો છે—એમની સાથે નાહક વિવાદમાં ન ઊતરો.]

સુરા અને સંગીત એ બંને દુ:ખ ભૂલવામાં મદદરૂપ થાય છે એવી રૂઢ માન્યતાનો જ આમાં ઈન્કાર નથી—અહીં કવિ આ પ્રકારના રૂઢ ખ્યાલોમાં રહેલા સૌ કોઈને માટે કહે છે, 'અગલે વખ્તોકે હૈ યે લોગ, ઈન્હે કુછ ન કહો.'

આ કવિ ઉર્દૂ પરંપરા માટે પણ આ જ શબ્દો કહી શકે એમ છે—આટલી શક્તિ એનામાં ક્યાંથી આવી હશે? એના ગુરુએ ગાલિબને એક સુંદર શિખામણ આપી હતી.

> "સાકરનો સ્વાદ જરૂર લેજે, પણ મધ પર માખી બનીને બેસી ન જતો;
>
> એમ કરીશ, તો તારામાં ઉડ્ડયનની શક્તિ જ શેષ નહીં રહે."

ગાલિબની કવિતામાં ઉડ્ડયનની જે વિપુલ શક્યતાઓ છે એનું રહસ્ય કદાચ આ સલાહમાંથી મળે છે.



## પુસ્તક સ્વીકાર

સ્વાતિ પ્રકાશન (૨૨૬, સેમ્યુઅલ સ્ટ્રીટ, મુંબઈ-૩) તરફથી નીચે મુજબનાં પુસ્તકો અવલોકનાર્થે મળ્યાં છે:

**મૌન**: હરીન્દ્ર દવે: કિંમત પાંચ રૂપિયા. ● **એકાન્ત**: સુરેશ દલાલ: કિંમત પાંચ રૂપિયા. **નિરમાય**: નિનુ મઝુમદાર: કિંમત પાંચ રૂપિયા. ● **સ્પર્શ**: પ્રિયકાન્ત મણિયાર: કિંમત ચાર રૂપિયા. **પગરવ**: આદિલ મન્સૂરી: કિંમત ચાર રૂપિયા. ● **રૂપ**: અમૃત 'ઘાયલ': કિંમત સાડાચાર રૂપિયા.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ સંચાલિત

# જન્મભૂમિ-પત્રો

વર્તમાનપત્રો મારફત
લોકોપયોગી પ્રવૃત્તિમાં મોખરે



**મુંબઈ**

જન્મભૂમિ
દૈનિક

જન્મભૂમિ-પ્રવાસી
સાપ્તાહિક

વ્યાપાર
અર્ધ - સાપ્તાહિક

સુધા
મહિલાઓ માટેનું સાપ્તાહિક

કવિતા
કાવ્ય વિવેચનાનું દ્વૈમાસિક

**રાજકોટ**

ફૂલછાબ
દૈનિક અને સાપ્તાહિક

**સુરત**

પ્રતાપ
દૈનિક અને સાપ્તાહિક

**ભુજ**

કચ્છમિત્ર
દૈનિક અને સાપ્તાહિક

જન્મભૂમિ પંચાંગ
જન્મભૂમિનું વાર્ષિક પ્રકાશન



મુખ્ય કાર્યાલય:
જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, મુંબઈ-૧

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ-૧.

પ્રતિભા કાવ્યનિર્માણમા પ્રધાન હેતુ છે પ્રધાન કારણ છે એવી પ્રાચીનોમા બહુમતી છે પ્રતિભા એટલે અવનવી આકૃતિ-નિર્માણની સહજ શકિત જાગ્રત માનવ બાહ્ય વિષયોની બાહ્ય કરણોથી, અને (સ્વપ્નસ્થ માનવ) આન્તર વિષયોની અન્તઃકરણથી જે અનુભૂતિ કરે છે તે એના ચિત્તમા એના પ્રાક્તન અનુભવ-સસ્કારને અનુરૂપ આકાર પામે છે એ આકારોને અપૂર્વતા અર્પનારી જન્મજાત શકિત તે પ્રતિભા પણ કેટલાક પ્રાચીનો પ્રતિભાની સાથે વ્યુત્પત્તિને, અર્થાત શાસ્ત્રવિષયક અને લૌકિક જ્ઞાનને, પણ કાવ્યનો પ્રધાન નહિ તો સસ્કારક હેતુ માને છે એનો વિચાર કરતા, વ્યુત્પત્તિ માત્ર જ્ઞાનના અર્થમા નહિ પણ આકૃતિની અપૂર્વતા સાધવામા સહાયક અને ઉપકારક બનતો અનુભવસસ્કાર એ અર્થમા કાવ્યનો હેતુ હોઈ શકે એમ સમજવુ આજે આપણને વધારે યોગ્ય જણાય છે અને તો વ્યુત્પત્તિનો, 'જ્ઞાન' એ અર્થ કરતા, 'નિપુણતા' એ અર્થ ઉચિતતર લાગે છે અને આ અર્થ વ્યુત્પત્તિને જ્ઞાનથી આગળ વધીને એના "વિશિષ્ટ ઉત્પત્તિ" એવા યૌગિક અર્થપર્યન્ત લઈ જાય છે પ્રતિભાસ્ફુરિત અપૂર્વ આકારદર્શનનો ભાવમય, શબ્દાર્થરૂપ, પ્રાદુર્ભાવ એ કવિની નિર્મિતિની વિશિષ્ટતા છે આ પ્રાદુર્ભાવ પૂર્વઅનુભવસસ્કારથી વિશિષ્ટ બને તે 'વ્યુત્પત્તિ', વિશિષ્ટ ઉત્પત્તિ અને આ અર્થમા, કાવ્યના પ્રધાન હેતુ પ્રતિભા સાથે વ્યુત્પત્તિનુ સાહચર્ય વિશેષ અર્થવત્ બને છે

રામપ્રસાદ બક્ષી

## દરિયો નજરમાં છે | મરીઝ

કુદરતની ગોઠવણ છે અને વિશ્વભરમાં છે
એ જો નહીં કે કોણ અહીં કોના ઘરમાં છે.

એનાથી દિલમાં પ્રાણ છે લજ્જત જિગરમાંછે,
આતુરતા જે થોડી અમારી સબરમાં છે.

એ જાણતો નથી એ કમી નામાબરમાં છે,
અમને હવે જે રસ છે તે ખોટી ખબરમાં છે.

મારી તમામ હયાતને બદનામ ના કરો,
થોડા દિવસ તમારા યે મારી ઉંમરમાં છે.

એ છે અક્ષમ્ય હોય જો માનવતાની ઊણપ,
ઓછપ નિગાહની તો બધા બેકદરમાં છે.

ખત મોકલીને હું તો તને પણ ભૂલી ગયો,
મારું તમામ લક્ષ્ય હવે નામાબરમાં છે.

મિત્રો દુઆ કરો મારી આંખો મીંચાઈ જાય,
ખાબોચિયામાં બંધ છું–દરિયો નજરમાં છે.

અમૃત હતા કે ઝેર હવે કયાંથી ઓળખાય?
સુકાયેલાં ઝરણ જે અમારી ઉમરમાં છે.

જ્યારે કે ચાલવાનો ઉમળકો રહ્યો ન બળ:
રસ્તાની સાચી સૂઝ હવે રાહબરમાં છે.

બેચાર ફૂલ સૂંઘવા બાહર ગયા 'મરીઝ',
એને ખબર નહોતી ગુલિસ્તાન ઘરમાં છે.

## કાન્ત | રાજેન્દ્ર શાહ

મૃત્યુ અને જન્મની વચ્ચે વહે છે વિસ્મૃતિની નદી
વિભાવરી.
એની આ બાજુને તીર
અશ્વત્થની ડાળે આવી બેઠેલ તમે
મિથુનમાંથી વિયુક્ત
એકાકી કો ક્રૌંચ
પેલી પારની સ્મૃતિલુપ્ત વિરહિણીને અનિદ્ર ઝંખતા
પૂર્વની ક્ષિતિજે ક્યારે પો ફૂટે તેની
પ્રતીક્ષા કરતા
ઝૂરતા...
રામાદ્રિથી અલકાપુરીનું અંતર તો
પાંપણમાં સમાય એટલું.
આજન્મ વિરહી કાન્ત
તમારે અંતર પડ્યું'તું અપરિમેય.
પળે પળે
હૈયું જે વ્યાકુળ
પળે પળે
મનમાં જે આવેગ ઉત્તાપ એનો
આલાપની વાણીમાં જુવાળ
વેદનાનો નિગૂઢ દિગન્તભર ઘોર...
ભોગરિક્ત યોગ નહિ,
નભચંદ્રને ભુજામાં ભીડવાને કાજ તવ
ઉછાળ પછાડ...
સમસૂર્ય ક્યારેક તો હોય ચંદ્રોદય
વિરલ એ ઘડી
અનુભવ ...
દલે દલે દામિનીનાં સુકોમલ તેજ,
નિખિલને ભીંજવતું હેજ,
હૃદયમાં હર્ષ
ઉત્કર્ષ
પ્રતીક્ષાની ચરમ એ પળ પામી
કાન્ત
તમે શાન્ત
શાન્ત ...

## પાણી | રાજેન્દ્ર શાહ

ખળ ખળ ખળ ખળ
પાષાણ ભેદીને બહાર આવે છે પાતાળ – ઊંડા પાણી ......
શિલાને આસન બેસી લહું ......
લહી રહું એનો આવેગ
ઉછાળ
દશદને દુર્ગમ પથ
પ્રવાહિત
કલ્લોલનો ધ્વનિ ......
ગહન ગગન મહીં વિસ્તરંત લહર - લહર

કોઈ નહિ રંગ
એની નભની છે સમગ્ર નીલિમા.
નિજ ન આકાર
કિંતુ

માને નહિ કોઈનો ય દાબ.
ઊડતે ફોરે તે જાણે તેજનો સ્ફુલિંગ
જે શિલાએ બેસી લહું એની સ્પર્શ્ય સુંવાળપ એને જ કારણ,

વાયુ મહીં વહી આવતી આ ગંધ પાણી
પાણી વિહંગની વાણી
પાણી સમગ્ર આ વન
પાણી પેખતાં લોચન
પાણી પત્ર
ફૂલ
ફલ
પાણી પિપ્પલનું મૂલ.

## વિસ્મય | જગદીશ જોષી

આ તો બીજમાંથી ફૂટી છે ડાળ
  કે એક એક પાંદડીમાં પ્રગટ્યું પાતાળ !

આખું યે આભ મારી આંખોમાં જાગે
  લઈ પંખીના સૂરની સુવાસ :
તૃણતૃણમાં ફરકે છે પીંછાનો સ્પર્શ, અહીં
  ઝાકળનો ભીનો ઉજાસ.
એક એક બિંદુમાં સમદરની ફાળ :
  કે એક એક પાંદડીમાં પ્રગટ્યું પાતળ !

સળવળતી કળીઓમાં રાધાની વેદના
  ને ખીલેલાં ફૂલમાં છે શ્યામ :
ડાળીએથી ડોકાતા તડકામાં જોઈ લીધી
  ક્યાંક મારી લાગણી લલામ.
પળપળના પોપચામાં મરકે ત્રિકાળ :
  એક એક પાંદડીમાં પ્રગટ્યું પાતાળ.

## નાથ રે દ્વારકાનો | ભૂપેશ અધ્વર્યુ

દ્વારકાના મ્હેલ મહીં જાદવરાય,
દર્પણમાં દેખતાં કાનજી થાય.
રંગમ્હેલટોચપે બેસીને મોરલો,
નાનું શું મોરપિચ્છ ખેરવી જાય.

હૈયામાં સરવાણી ફૂટી,
ને ઉમટયા, જમનાનાં ખળભળતાં પૂર;
કાંઠે કદંબડાળ ઊગી,
ને ગાયોએ ઘેર્યો હાં, બંસીનો સૂર.
ઝરુખે ઝૂકીને જુએ આભલાંની કોર ભણી,
કયાંક, અરે, કયાંક પેલું ગોકુળ દેખાય?
મટુકી ફૂટી ને બધે માખણ વેરાય.

દર્પણની બ્હાર જદુરાય,
ને દપર્ણમાં, છેલ ને છકેલ પેલો કાનજી.
બ્હારની રુકીમણી મોહે
ને દપર્ણની, અર્ચકાતી દેખી ગોવાળજી.
હોઠની વચાળે હાં, બંસીનું મુખ મૂકી,
રોતી રાધિકાનું મુખડું દેખાય.
રાસ રમે વનરાની કુંજ, ને વચાળે હાં
નાથ રે દ્વારકાનો અવો ઘેરાય.

## ભણકારા | જયન્ત પાઠક

પાંદડાં ખખડે ને ભણકારા વાગે
 કે કોઈ પહેલી મેડીમાં મધરાતે જાગે!

આછેરી આભમાં વાદળની વેલ
 કાંઈ આછેરાં તારાનાં ફૂલ;
આછા અંધારાના આંબલિયે તેજની
 આછી મંજરીઓની ઝૂલ;
આછેરી હીંચકાની હલકે ગવાય કોઈ
 અણગાયું ગીત ઝીણા રાગે! —કોઈ૦

બબ્બે તે ફૂલ બારમાસીનાં ઊઘડયાં
 પાંખડીએ પાંચ—શી હથેળી!
ચપટીમાં મરડાતો વગણાગો રાગ, ને
 મરડાતી રાત ભેળી ભેળી!
મારે તે ખાંડ વાટ—કજળેલા કોડિયાની
 જ્યોત જરા થરથરતી આગે! —કોઈ૦

## અદ્વૈત ઉત્સુક પ્રીત | ઉશનસ્

મારે તને હજી ય ખૂબ જ ચાહવી હતી,
ને આટલેથી જ અરે પ્રિય, શાન્ત તું તો;

હા, હું અધીર: ઉરસ્પંદન કંપતા કરે
સ્પર્શું તને, તવ તને પછી રોમહર્ષની
—જોતાં પડે રસ અખૂટ—સ્ફુરંત શ્રેણીઓ
જે વીંટળાઈ વળતી તન વલ્લીને લપ,
ને આનને છલત લાલમલાલ કો મધ;

મારે તને હજી ય ચાહવી, ને તું શાન્ત!
મારે તને અધર ચૂમી, નિહાળવી હતી
ઊંડે ઊંડે ઊતરતી પુલકાવલીઓ
અભ્યંતરે; ઉભય—આપણ—રોમહર્ષની
મારે હતી ગૂંથવી સાંકળી એમ એકયની;

મારે તુંમાં ઊગવું—વિસ્તરવું'તું રૂંરૂંમાં,
મારે જુદા મટી જવું'તું વવાઈને તુંમાં.

ઉગમણે તીર જ્યારે ઊગી તું કો તારલા શી,
જાગી મારી વનરાઈ, જાગ્યા મારા મોર,
છળી પડ્યું ઉર, જાણે ઝલાયો શું ચોર!

કેવાં રે કેવાં હું તને દઉં રે વધામણાં ને
કેટલાં મનામણાં ને કેટલાં વિનાવણાં?
અમારાં પાવન કદી કરી જાશે આંગણાં?
પગલાં પાડી તું જાશે તાહરાં સોહામણાં?
ઓલ્યી પેલી વાત મૂકી, સીધી વાત બોલ!
ઉગમણે તીર જ્યારે.

સીધી વાત–સીધી વાત:
વીજળી જેવી તેં જાણે ખેંચી તલવાર,
ઘડીક તો થંભી ગયાં તેજ ને અંધાર,
હીબકી ઊઠી શું આખી ડુંગરાની ધાર.
"ક્યાં છે મારે મૂકવાને પગ તણું ઠામ–
ક્યાં હું નાખું લાખ મારી ફોજના મુકામ?
ઓલ્યી પેલી વાત મૂકી, સીધી વાત બોલ!"
ઉગમણે તીર જ્યારે.

સીધી વાત–સીધી વાત:
ભલે તારી ફોજું હોય લાખ કે કરોડ,
મારાં છે મેદાન આખાં આભ કેરી જોડ,
વીજળી તારીને બાંધે એવા મારા મેહ,
તારાં ત્યહીં રચી દેશું સોનલિયાં ગેહ.
તારાં મારાં કાળજાંને કરવો હિસાબ.
ઓલ્યી પેલી વાત મૂકી, સીધી વાત બોલ.
ઉગમણે તીર જ્યારે.

વિરહ રાતોને સૂરજ કરગરે છે,
છતાં એ આંખ ક્યાં ઊંચી કરે છે.

બધા સમજે છે પરપોટા તરે છે,
પરંતુ કોણ ઊંડે ઊતરે છે.

સતત એકાન્તની સીમાથી આગળ
તમારી યાદનું રણ વિસ્તરે છે.

નથી જોઈ શકાતું સત્ય સામે,
એ દર્પણમાંય મુખ જોતાં ડરે છે.

અમે તો રાત-દિન ખાલી કર્યું ને
ન જાણે કોણ સંતાઈ ભરે છે.

હવે વરસાદ તો થંભી ગયો છે
છતાં પાલવ હવાનો નીતરે છે.

ઉભા રહેવાનું હો સૂરજની સામે
તો પડછાયો મને આગળ કરે છે.

હજીયે બંધ છે જીવનની મુઠ્ઠી,
હજીયે જન્મની ક્ષણ સાંભરે છે.

નથી ભેગાં કરી શકતો હું 'આદિલ'
વિચારો છે કે બસ છૂટા ફરે છે.

## વર્તુળ | હીરાલાલ ફોફલીઆ

મને સ્વપ્ન આવ્યું
કે હું સ્વપ્નમાં હતો!

આરસી જેવું આભ
તેમાં દેખાતું હતું પૃથ્વીનું પ્રતિબિંબ
જેમાં આભનું જેમાં પૃથ્વીનું જેમાં આભનું –
અને
વચ્ચે ટપકાં જેવા શૂન્યની પેઠે
ચકલાંની ચાંચ પેઠે
આંધળાની લાકડી પેઠે
ચામાચીડિયાની જેમ
ભટકાતો હું
સ્વયં આભ બની ગયો!

પ્રભાત સવાર બપોર સાંજ રાત મધરાત
હૉસ્પિટલ ઘર હૉસ્પિટલ સ્મશાન હૉસ્પિટલ ઘર
પ્રભાત સવાર બપોર સાંજ રાત મધરાત

હું સૂતો હતો મરતો હતો જન્મતો હતો
ઊઠતો હતો બેસતો હતો ઊભો થતો હતો
ચાલતો હતો થોભતો હતો

હું હું છું
બીજા જન્મે મારો પુત્ર
જે પછી તેનો પુત્ર
જે પછી તેનો
જે પછી ... ...

હું બોલ્યો
મેં સાંભળ્યું કે હું બોલ્યો
અને મેં સાંભળ્યું
કે
હું ... હું... હું ...

ભાલણ | દેવ ડગલાં ભરે...

ભાલણનું નામ બોલીએ એટલે સૌથી પહેલાં 'કાદમ્બરી' જ યાદ આવે. બાણભટ્ટની એ અપૂર્વ કૃતિના કાવ્ય અને કથારસને એ સંસ્કૃતવ્યુત્પન્ન કવિ પંડિતે પોતાની રીતે આપણી ભાષામાં અત્યંત રમણીયતાથી પ્રતિબિમ્બિત કર્યાં છે, અને તે પણ પદ્યમાં – કડવાબદ્ધ આખ્યાન સ્વરૂપે! બાકી, અતિપંડિત જે હોય તે જ જેને પીછિ શકે એવા એ સંસ્કૃત વાગ્‌વૈભવને અને એના લીલાવિલાસને ગુર્જર ભાષામાં ઉતારવાની હામ ભીડવાનો વિચાર કેટલો સાહસિક છે!

આપણાં સંસ્કૃત મહાકાવ્યો અને ભાગવતાદિ પુરાણોના અક્ષયથાળમાંથી એણે પોતાનાં અનેક આખ્યાનો દ્વારા આપણને ઘણું ઘણું આપ્યું છે. આખ્યાનકાવ્યનો એ આદ્ય પુરસ્કર્તા. પ્રેમાનંદ જેવાને ય જેમાંથી પોતાના 'નળાખ્યાન' માટે થોડુંઘણું લેવાનું મન થાય એવો, પણ એના જેવો એ અપ્રતિમ કલાકાર ન હતો. વ્રજભાષાનો એનો પરિચય એની પાસે એવાં પદો રચાવી શકે એટલો ગાઢ હતો. એ જેટલો વિદ્વાન અને શાસ્ત્રજ્ઞ હતો એટલો જ ભક્ત પણ હતો. તેમાં યે રામ પ્રત્યે એ અનન્ય ભક્તિ ધરાવતો – તે એટલે સુધી કે 'દશમ સ્કંધ'માં કૃષ્ણલીલા ગાતાં ગાતાં, 'રામ બાલચરિત'નો આ આલેખક, દરેક પદને અંતે 'ભાલણપ્રભુ રઘુનાથ'ની પોતાની વિશિષ્ટ મુદ્રા ઉપસાવ્યા વિના રહી જ નથી શકતો. શ્રીકૃષ્ણને એ ભજે છે, પણ "ભાલણજન ગુણગાન કરે તે સીતાપતિ જાણી" એમ કહીને.

ભાલણે પ્રેમલક્ષણા ભક્તિ પણ ગાઈ છે. એની એક ગોપી પોતાના મનની વાત કરે છે :

"નંદકુંવરનું મુખડું જોતાં કિમે નિદ્રાઉં,
નયનકમળનું અમૃત પીતાં પૂરણ કેમ થાઉં?"

તો વળી એક બીજી બોલી ઊઠે છે :

"છબીલા નંદના રે, તારી ચાલનો ચટકો જો,
છોરા આહીરના રે, તારા મુખનો મટકો જો!"

"ભાલણપ્રભુ રઘુનાથજી" (કૃષ્ણ) એના ચિત્તડાનો ચોર છે. મુખ દેખાડીને એણે એને ઘેલી કરી દીધી છે, હરાયા – ધણથી વિખૂટા પડી ગયેલા – ઢોર જેવી જાણે! અને એનું

નું વિખ્યાત પદ "સાંભળ રે તું સજની મારી" પણ ક્યાં ભુલાય એવું છે? હા; એ જેમ નરસિંહમાં મળે છે તેમ દયારામમાં યે કેટલાક ફેરફારો સાથે મળે જ છે.

......પણ, તે છતાં યે કવિનું મન તો રામ અને કૃષ્ણના શિશુસ્વરૂપને જ સવિશેષ આરાધે છે. વાત્સલ્યરસને ભાલણે માતાના ઊભરાતા હૈયે નિરૂપ્યો છે:

ડગમગ પગલાં ભરતાં-ભરતાં થરથર ધ્રૂજતા, ટટાર ઊભા રહેવા મથામણ કરતા, આસપાસની કોઈ વસ્તુને ઝાલવા જતા, આંખમાં અટવાઈ જતા કેશની લટોવાળા અને માતાના પાલવે ભરાઈ જતા રામનું કે જશોમતીને પાવલે બાળરમતમાં ઉપર-નીચે ઝૂલી લેતા હરિગોપાલનું શિશુરૂપ કેટલું બધું વહાલું લાગે એવું છે! તો બાળપ્રભુને 'થાપટ-થાપટ (થાબડથાબડ) પાણ' કે 'પાવલો પા રે...' રમાડતાં કૌશલ્યા અને જશોદાનાં ચિત્રો કેટલાં સાચકલાં છે! અને પાલવે લપટાઈ ગયેલા બાળને ન જોતાં કે પુત્ર પારણે પોઢ્યો છે એ વાત ઘડીક વીસરાઈ જતાં મા કેવી બહાવરી બની જાય છે એનું પણ એ ભારે ઊલટથી વર્ણન કરે છે.

પણ, ભાલણે માતૃજીવનની આવી પરમ ધન્ય ક્ષણોનાં જ ચિત્રો નથી આપ્યાં; જશોદા અને દેવકીના પુત્રવિરહની અસહ્ય વેદનાભરી ક્ષણોને પણ એણે ગાઈ છે:

ગોકુળમાં ઊછરી-પાછરીને, થોડાક મોટા થઈને, માધવ મથુરા જતા રહ્યા છે. જશોદા પોતાના એ મીઠડાને પાછો આવવા વીનવે છે, સમજાવે છે. એ બાળક હતો ત્યારે જેમ એ એને બોલાવતી હતી તેમ જ આ વખતે પણ એ એને કૂર અને દૂધ શિરાવવા હાંક મારે છે. કહે છે: ત્યાં મારા જેવું હેત કોઈ નહિ દાખવે. જો ને!...... તને ધવરાવ્યા બાદ મને જે થતું, મારી આખી યે દેહડી રોમાંચિત થઈને કાંપી ઊઠતી, એવું દેવકીને ક્યારે ય નહિ થાય. એવું હેત...... એવું હેત......!! પણ, આ પંક્તિઓને કઈ રીતે સીધેસાદા ગદ્યમાં આલેખવી?

અને દેવકીનો તલસાટ?...... જન્મતાંવેંત જ છાતીએથી ઉતરડાઈ ગયેલા બાળને એણે જોવો છે. એટલે તો એ પિયુજીને, વસુદેવને, પોતાને ગોકુલ મોકલવા પ્રાર્થે છે. બીજું કંઈ નહિ તો છાશ લેવાને બહાને નંદજીને ઘેર જઈને એને રમતો જોવાય તો ખરો! એને ઘડીએક હૈડે ચાંપીને થોડાં સુખિયાં તો થવાય! અને એ પોતાને ન ઓળખે તો યે એને જોઈને તો હૈડું ટાઢું થાય......

ભાલણનાં આવાં વાત્સલ્યરસથી છલકાતાં થોડાંક પદો અહીં રજૂ કર્યાં છે.

દેવ ડગલાં ભરે, પ્રભુ પગલાં ભરે!—દેવ૦

ડગમગ કરતા પગલાં ભરતા ઉતાવળા ચાલે રાજકુમાર રે,
લથડતા સિંહાસન ઝાલે બીતા અપરંપાર રે. —દેવ૦

સિંહાસન મુકાવે રાજા છૂટા મુકાવે હાથ રે,
થરથર ધ્રૂજે કાંઈ નવ સૂઝે ઝાલી રહે કોઈ સાથ રે. —દેવ૦

આફણીએ વળી ઊભા થાયે અચાનક બેસે રે,
વશિષ્ટ કહે છે શું વર્ણવું નારાયણ નરવેષે રે! — દેવ૦

મનમાં માન્યા મસ્તાના થઈ ઉલાળે અલંકાર રે,
સદા રહે અર્ધાંગે કમલા શો કરશે શણગાર રે! — દેવ૦

સખા સહિત સોહાતા ચાલે જેમ મહાલે માતંગ રે,
ભાલણ પ્રભુ રઘુનાથ મારો સદા રહે સત સંગ રે! — દેવ૦

□

કરું થાપટ થાપટ પાણ, કરું થાપટ થાપટ પાણ;
રમો રમો રઘુબા રામ, કરું થાપટ થાપટ પાણ રે!— — કરું૦

થાપ્યા બ્રહ્મા, થાપ્યા શંકર, થાપ્યા નિગમ ચાર;
વિશ્વવસુ ને વસુધા થાપ્યાં, કોઈ ન પામે પાર રે! — કરું૦

ત્રણ ભ્રાત ને માતપિતા રે, ગાય ઘણી ઘરમાંય;
અગમ અગોચર અતિશે ઊંડા, કરતા નાં ઘર કાંય રે! — કરું૦

પાંપણમાં પરઠે - સાંભરે, તેને સુલાવે માત;
ખડખડ હસે બોલતાં, અતિ જેની અઘાત રે! — કરું૦

કાનમાં પેસી કરે કરૂણ, સુણે શાણા થઈને વાત;
રઘુકુળમણિ ભાલણધણી, શિશુરૂપ રઘુનાથ રે!

કરું થાપટ થાપટ પાણ રે રમો રમો રઘુબા રામ રે!

□

મૈયા બાવરી થઈ રે, માતા બાવરી થઈ;
ઝૂંઝડે લપેટયો લાલ દીઠો નહિ રે! — મૈયા૦

ઉઠી, ગોદમાં ઘાલી ઈણે બાહાર માન્યો;
એવો ચંચળ ચકોર કેમ રહ્યો છાનો? — મૈયા૦

ડેલી, આશ્ચર્ય એવું તે શું કહેવું તું ને?
ભાવો અકળ કુંવર મ્હારો વરશે કુને? —મૈયા૦

ડેલી, પરિભ્રમમાં પ્રાક્રમ નથી થોડું;
એવું સરજ્યું હશે વિરંચીએ વિશ્વમાં જોડં? —મૈયા૦

શેવ સનકાદિક ઈમ કહે જે વ્યાપ્યો ચૌદ લોક;
વળી કેશ આવે નેત્રમાં તો ઉંચા કરે કોક! —મૈયા૦

ડેલી, શાં તપ કીધાં માતાએ આ ઓછંગે મ્હાલે;
ભાલણ પ્રભુ રઘુનાથ માતાનો પાલવ ઝાલે! —મૈયા૦

□

પાવલો પા રે, હરિગોપાલ જશોમતી હુલરાવે બાલ.
પાવલો પા રે

પગ ઉપર પગ ધરતી સતી, ડગમગ ત્યાં પગ માંડે શ્રીપતિ, —પાવલો૦
સાંઈડું દઈ હરિને દઢપણે, ક્ષણ ક્ષણ પ્રત્યે જાયે ભામણે, —પાવલો૦
મુખ ચુંબે અતિ સ્નેહે કરી, એમ રમાડે જનની હરિ, —પાવલો૦
વળી વળી પગ ઉપર હરિ ચડે, ગોપી સહુ જાએ દુઃખડે, —પાવલો૦
ભાલણપ્રભુની ક્રીડા ઘણી, બાલક રૂપે વિશ્વનો ધણી, —પાવલો૦

□

મીઠડા માવજી રે, મારે મંદિર આવો;
પ્રેમે પીરસું પરમાનંદ, તે કૂર ને દૂધ ધિરાવો! —મીઠડા૦

મથુરા રિદ્ધિ પામ્યા ઘણી, વાધ્યું છે અતિ તેજ રે;
સહી જાણજો મારા સરખું, કો નહિ આણે હેજ રે! —મીઠડા૦

ધવરાવીને હૈડે ચાંપતી, તેમ દેવકી નહીં ચાંપે રે;
રોમાંચિત મારી દેહડી થાતી, તેમ તેની નહીં કાંપે રે! —મીઠડા૦

માતા નહીં થાઉં તમારી, ધાવ કહીને જાણો રે;
મેં બાંધેલો માખણ માટે, તેથી રોષ ભરાણો રે? —મીઠડા૦

કાવાંદી માંહીં તમ ઉપર, જે હું નવ ઝંપલાવી રે;
જાણું છું તે વાત સંભારી રીસ તારે મન આવી રે! —મીઠડા૦

તેં દીધો તેમ કો દે નહીં, પ્રીત કરીને છેહ રે;
ભાલણ પ્રભુ રઘુનાથ, સંભાળે એક ઘડી તો નેહ રે! —મીઠડા૦

□

પિયુજી, મને મોકલો હું તો ગોકુળ જાઉં રે;
પ્રાણજીવનનું મુખડું જોઈ કાંઈ એક સુખણી થાઉં રે! —પિયુજી૦

અલવે મારી આંખડીએ એકવાર નિહાળું રે,
વિરહ વ્યાપી રહ્યો છે મનને, તે વેદના ટાળું રે —પિયુજી૦

છૂટાં છૂટાં પુણ્ય કરી ત્યાં જાવા બિસ લાગે રે,
તમે રેહેજ્યો પાપી પાસે, થયો ભાવ નિપાગે રે! —પિયુજી૦

જેમ રેહે છે રોહણી તેમ રહીશું એ પાસે રે,
રાત્ર દિવસ આનંદે રેહેશું, મુખ જોવાની આશે રે! —પિયુજી૦

છાશ લેવાનું મિષ કરીને અમે મંદિર તેને જાશું રે,
રમતો દેખી હૈડે ચાંપી, ક્ષણએક સુખિયાં થાશું રે! —પિયુજી૦

કુંવર જો નહિ ઓળખે તો સાંઈડું લઈશું ગાઢું રે,
ભાલણ પ્રભુ રઘુનાથ જોઈ હૈડું થાશે ટાઢું રે! —પિયુજી૦

## ત્રિદલ | સુરવી ઠાકુર

ક્યાં જાય, અરે?
તટ સૂંઘીને લ્હેરો
શમે સાગરે.

ઓરડું નાનું:
સૂરજના ઉજાસે
મોટું આંગણ.

કૂણું પાંદડું
ઢળે ઝાકળ-બિંદુ—
કોનું એ આંસુ?

## સૌભાગ્યફલ ચારુતા | વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

કલાકાર રેખા, પથ્થર, આકાર કે લય શોધતો નથી, કોઈ આન્તર રમ્યતા શોધે છે; લલિત સાહિત્યનો સર્જક કવિ શબ્દ શોધતો નથી પણ આ જીવનમાં અનેકાનેક બુદ્‌બુદોમાં અન્વિત સત્ય શોધે છે. એ સત્ય તેને બૌદ્ધિક વિશ્લેષણથી કે તર્કના આયાસથી નથી મળતું, પણ કલ્પનાથી જડે છે; અને કલ્પના એ બુદ્ધિનું ઉચ્ચતમ સ્વરૂપ છે. સર્જક કલ્પના એનું જ નામ પ્રતિભા; એને કોઈ અતિ-દિવ્યતાના વાઘા પહેરાવવાની જરૂર નથી–સર્જક કલ્પનામાં લાગણી, મનઃપ્રસાદ, સંકલ્પ, સ્મૃતિ, તર્ક, જ્ઞાન, વિદ્યા વગેરે બધી આન્તર શક્તિઓનો સમાસ થાય છે. એમાંની એકે શક્તિનો કલ્પનામાં ઈનકાર નથી, બલકે એ બધી શક્તિઓનો વિનિયોગ તેમાં શક્ય છે. આથી જ લલિત સાહિત્યકૃતિ વૈયક્તિક સર્જન તેમ જ વ્યક્તિમત્તાનું પ્રતિ-બિમ્બ હોય છે. રેખા, લય, પથ્થર, શબ્દ આ સહુ કલ્પ-નાને અધીન છે; કલ્પનને મૂર્ત કરવું એ તેમનો સહજ ક્રિયાધર્મ છે.

પ્રતિભા કે સર્જક કલ્પનાએ ગ્રહેલું સત્ય એ કોઈ નક્કર બુદ્ધિનો પદાર્થ નથી, રુક્ષ મત્યાર્થ નથી, તત્ત્વ વિદ્યાનું તારણ કે શુષ્ક સૂત્ર નથી. એ દર્શન છે; ચીજ કે જણસ નથી પણ ભાવ છે; એમાં અનુપ્રવેશ, એની આન્તર અનુ-કૃતિ શક્ય છે. કલા દ્વારા એનો પડેલો સંસ્કાર ઉષાના ઉજાસ જેવો, વસન્તની હવા જેવો, શ્રાવણની વર્ષા જેવો સર્વાંગ-સ્પર્શી હોય છે. નિર્માણ અને નિબન્ધનની ચારુતા કે ઔચિત્ય પૂર્વોક્ત કલ્પનને સફલ અને સર્વસાધારણ–સંપત્તિ નિપજાવે છે.

## ચશ્માના કાચ પર | રમેશ પારેખ

બેસે–ઊડે પ્રભાત આ ચશ્માના કાચ પર,
ને આવે–જાય રાત આ ચશ્માના કાચ પર

આવી સ્વપ્નની જેમ જે પાછાં વળી જતાં,
ગળી જાય એની વાત આ ચશ્માના કાચ પર.

ઘર પાસે કંઈક થાય જો પગરવ તો ઊમટે,
ઘરની બધી મિરાત આ ચશ્માના કાચ પર.

આવે છલાગ દેતી કૂદી રાંગ મેઘની –
વીજળી પ્રસંગોપાત્ત આ ચશ્માના કાચ પર.

આડકી શકો ન એવી ક્ષિતિજોની, સ્હેજમાં,
થઈ જાય મુલાકાત આ ચશ્માના કાચ પર.

ઈશ્વરની જેમ લહેરથી ઊંચકી શકું હવે,
હું સારી કાયનાત આ ચશ્માના કાચ પર.

જોઈ લીધું છે ડોકિયું દર્પણમાં મેં કરી –
માગી ય છે બિછાત આ ચશ્માના કાચ પર.

## લાવ જરા | રાજેન્દ્ર શુક્લ

અમથું રે અડકાડ્યું જીરણ દ્વાર
એકલું કદી વળગતું મૂંગી વાતે–
તમે અમારી અંધ આંખની ઉઘાડ–મીંડ
ને તમે હવે તો માત્ર હવાની હલચલ …

પણ પછીતની ભીંતો સંગાથે
અધમધરાતે કાયા ઘસતો
રોજ રણકતો દખણાદો અંધાર;
ધ્રૂજતાં નેવાં ને નળિયાં, મોભ ધ્રૂજતો રોજ
આછું આછું અંગ ધ્રૂજતાં
વૃદ્ધ કેસરી આંખ ઊંચકી સ્હેજ ઘુરકતો.
તો ઑકળિયાળા લીંપણયુગની પોપડીઓ
ખરતી ખરતી આંખોની ઝાંખપમાં ખોવાતી,
ખરી ગયેલી પાંપણમાં આછેરું પ્રોવાતું
કોઈ વણવીંધેલી પળનું પાણી...

પણ પછીતની ભીંતો તો પડવાની,
પછીતની ભીંતો તો પડવાની,
તો ક્યાંથી રે જડવાની પાછી
પછીતની ભીંતોની ભાત્ય?
તો લાવ જરા ચકમક ઝગવું,
બે ઘૂંટ ખેંચી લઉં હુક્કાના છેલ્લેરા,
ને સાવ પછી બા'રે નીકળી જઉં,
પછીતની ઑકળિયાળી ભીંતોને
લાવ જરા અડકી લઉં...

આભને નહિ હોય રે આભની માયા
નહિ તો એ વેરાન કે વને, આવળ-બાવળ ઝાડ કે જને
ઢોળતુ નહીં રે'ય રે એની સોનવરણી છાયા — આભને૦

વાદળી જરાક ઝૂકતી જરાક ઝરતી ક્વચિત્ નાવ લઈને નિજની
રે'તી ક્ષિતિજતીરે ફરતી દિવસ-રાત,
ક્યારેક ખાલીખમ ને ક્યારેક ભરતુ ચોગરદમ, બિડેલા રીસમા
રાધારયામના હોઠ તો જાણે માડે ઝાઝી વાત
ક્યાંક સમાવે પાંખમાં પવન, ક્યાક પવનને પાંખમા ભરી
આવતું તગે દૂરથી મૂકી દૂર રે એની કાયા — આભને૦

ઊતરે જોઈ જળ ને રહે ટૂકતુ જોઈ થલ જરામાં લાગતા ઝોકો
વેંગઈ જતું માનવી મનેમન
નમતે પ્હોરે તળાવપાળે કૂવાથાળે ઊતરી બેસે ચકલા ટોળુ—
લાગતુ ત્યારે નભને જાણે ભીંજતુ એનુ તન,
કોઈ વેળા વન ઝૂકતા, ઝાડવાં તૂટતા, બાગમા છૂટતા ફૂલ ફુવારા
એની સાત સમુદર તરતી રે'તી છાયા — આભને૦

નજરૂ લાગી ] — મણિલાલ દેસાઈ

'મારા જીવનાઅમ, મને હુ બહુ ગમુ' આપણે આપણાથી જ જકડાયેલા અને એટલે જ આપણે આપણાથી દૂર આભ આપણી જેમ સ્વકેન્દ્રી નહિ, આભ તો સર્વવ્યાપક આભને આભની સાથે માયા નથી એટલે જ કદાચ કવિને આભની સાથે માયા છે આ નાનકડા ગીતની સૃષ્ટિમા કવિએ આભના અનેક રૂપને મઢી લીધા છે

આભને પોતાની માયા નથી, તેમ કોઈ એક જ પ્રત્યે પણ માયા નથી વેરાન કે વન, ઝાડ કે જન — કોઈ એકની જ સ્પૃહા નહિ અને છતાય સર્વ પ્રત્યે સ્પૃહા અને પોતા પ્રત્યે નિસ્પૃહ આ કવિતાના વ્યક્તિત્વમા આભના આવા નિર્મમ અસ્તિત્વનુ પરોપકારની જેમ વહેતુ ગુંજન છે

પ્રથમ પંક્તિ તો નિવેદન માત્ર છે નિવેદનમા ઢીંગરાઈ જતી કૃતિઓના ઉદાહરણ થોકબંધ મળી શકે આ કવિતા આવી થપ્પીઓમાં વધારો નથી કરતી પણ એક સુખદ અપવાદરૂપે જુદી તરી આવે છે પ્રથમ પંક્તિ પછીનો વળાંક અને એનો ઊછળતો લય—

પ્રારંભની ચપ્પટ પંક્તિના ભાવને કવિતાની પરાકાષ્ઠા પર પહોંચાડે છે. પાણીના વહેતા પ્રવાહ પર તમે નામ લખી શકો તો આ કાવ્યના તરલ લયને ઝાલી શકો.

'આભને નહિ હોય રે આભની માયા'—આ તો જાણે કે કોઇ સત્ય કહી નાખ્યું હોય એવો ઉચ્ચાર થયો. પણ પછીનો કવિનો ઉદ્‌ગાર એવો છે કે એના ભાવલયના તાલમાં આપણને પણ ખબર ન પડે એમ વશ થઇ તણાતા જઇએ છીએ. આવી ભારેખમ સૂત્રાત્મક વાતને એમણે લયના સ્પર્શથી પીંછા જેવી મુલાયમ બનાવી દીધી.

આભને પોતાની માયા હોત તો એ પોતાની છાયાને બધે જ ઢોળતું હોત ખરું? અહીં દલીલ છે. છતાં ય કવિની અભિવ્યક્તિની રીતિ એવી છે કે એ દલીલ નથી લાગતી. લય અને લગોલગ લીધેલા પ્રાસના બખિયા—જાણે કે કોઇ પોતાની વાતને માત્ર શબ્દથી જ નહિ—પણ પોતાની આંખથી સમજાવી ન રહ્યું હોય એવી લાગણી થાય છે. શબ્દની તર્કબદ્ધ યોજનાથી સિદ્ધ ન થઇ શકે એ કવિએ લયથી સિદ્ધ કરી બતાવ્યું.

આભની મબલખ સમૃદ્ધિને, 'ઢોળતું' એ ક્રિયાપદથી સૂચવી દીધી છે. 'ઢોળતું નહિ રે'ચરે'—એમાં ક્રિયાનું સાતત્ય બતાવ્યું છે, અને જેની પાસે અઢળક હોય એ જ આમ ઢોળતું રહે અથવા તો એમ કહો કે જે ઢોળતું રહે એને જ અઢળકનો અનુભવ મળે. આપણે પોતાના કોચલામાં હોઇએ છીએ ત્યારે માત્ર છાયા જેવા, Substance વિનાના Shadow જેવા, આપણે આપણામાં પુરાયલી આપણી કાળી છાયાને લઇને ફરતા હોઇએ છીએ. સ્વમાંથી સર્વ તરફ જઇએ છીએ ત્યારે જ છાયા સોનલવરણી થઇ જાય છે. સારો કવિ પ્રકૃતિને ગાતાં ગાતાં માનવપ્રકૃતિને પણ કેવી રીતે વણી લેતો હોય છે. ટાગોરના ગીતવસંતના એક ફૂલની નજરનો તંતુ અનાયાસે અહીં ગૂંથાઇ જાય છે:

> આજિ વસન્ત જાગ્રત દ્વારે!
> આજિ ખુલિયો હૃદયદલ ખુલિયો,
> આજિ ભુલિયો આપન પર ભુલિયો.

માનવના નેણમાં કે વેણમાં ન સમાતી બહુરૂપિણી વાદળીઓની પળે પળે પલટાતી લીલાનું આલેખન કવિએ ચિત્રાત્મક ગતિથી કર્યું છે. જરાક, કવચિત્, ક્યારેક, જરામાં, ક્યાંક, કોઈ વેળા—આવા શબ્દોનો ઉપયોગ એટલે સતત કરવો પડ્યો છે. આંગળી ચીંધીને બતાવીએ ત્યાં તો બદલાઈ જાય એવું એનું અનંત રૂપ છે એથી તો આ કવિતા છે!

'ક્યારેક ખાલીખમ ને ક્યારેક ભરનું ચોગરદમ'—ત્યાં સુધી આવો. ચોગરદમ પાસે અલ્પવિરામ છે. આ શબ્દ ઉચ્ચારી જુઓ. હોઠ આપોઆપ બિડાઈ જશે. પછીની પંક્તિમાં પણ રીસમાં બિડાયલા રાધાશ્યામના જેવા હોઠનો સંકેત છે. કોઈક સરસ પ્રકૃતિનાં દશ્યનું ચિત્ર હોય—પણ એમાં માત્ર પ્રકૃતિ હોય. પણ પછી એ ચિત્રકાર ખૂણે કોઈ એકાદ માનવીની આકૃતિને એવી કલાત્મક રીતે ગોઠવી દે કે આખા ચિત્રમાં કોઈ નવો જ જીવ આવે. એવું અહીં રાધાશ્યામના ઉલ્લેખથી થાય છે.

"હોંક તું બોડે ને પેલી ખીલી તે પાંદડીની
છુટ્ટે તે બોલ વણે ગંધ"

એવી મૂગી વાચાળતા વહેવા માડે છે

પ્રેમની વાતનો આછો અણસાર છે એટલે પાખ ન ફૂટે તો જ નવાઈ પાખમા પવનને ભરીને આવે છે છતા એનો ભાર નથી આભ આખુ તરી આવે છે કારણ કાયાને તો ક્યાય વેગળી મૂકી દીધી છે પ્રેમનુ તત્ત્વ અને તો કાયાથી પર છે ને! શબ્દોની આસપાસ અર્થની ઝાયના અનેક વર્તુળો વીંટળાય એ પણ કવિતાની સિદ્ધિ જ કહેવાય ને!

તરતુ, જળને જોઈને હળવેકથી ઊતરતુ, થડ પર ઝૂકી ઝૂકીને છવાઈ જતુ આટલુ વ્યાપક અને અગાધ આકાશ માનવીના સૂક્ષ્માતિસૂક્ષ્મ એવા મનમા એ વેરાઈ જાય છે પ્રત્યેક માનવીના મનમા અકાઈ ગયેલુ આભનુ કાઈક રૂપ, આકાશનો નાઈક ટુકડો – એને કવિએ અહીં સાધવાનો પ્રયત્ન કર્યો છે જ્યામા ઝેકો લાગતા માનવીના મનોમનમા આભ વેરાઇ જાય છે એ ઉક્તિમા કલા વિશેષ કે કરુણતા, એનો નિર્ણય તો દરેક સહૃદય પોતાની રીતે કરી લે

નમતે પ્હોરે તળાવપાળે કૂવાથાળે ઊતરી બેસે ચકલા-ટોળુ
લાગતુ ત્યારે નભને જાણે ભીંજતું એનું તન;

આ વાચીને શ્રી રાજેન્દ્ર શાહની 'ગ્રીષ્માત' કાવ્યની પંક્તિઓ યાદ આવે છે

"સહસા બખોલનીડ થકી ઊડી આવી ચક યુગ્મ
પૂર્વભણી પ્રલંબાતી છાયા મહીં
ક્રીડન આનંદરત કરે ધૂલિસ્નાન

ચકલાનુ આ ધૂલિસ્નાન એ વર્ષાના આગમનની એંધાણી છે પછીની ઉત્પ્રેક્ષા અર્થની અપેક્ષાને સહેજ આગળ લઈ જાય છે કરુણાથી જે ભીંજાઈ શકે છે તે જ વરસી શકે છે

પણ આ જળની ધારા આ વર્ષા ક્યારેક એને ઝીલી ન શકનાર વૃક્ષો તૂટી પણ પડે તેથી શુ? વ્યક્તિનુ વિલોપન એટલે સમષ્ટિની સમાપ્તિ એમ નહિ વૃક્ષ એકાદ તૂટે પણ વનને એના વરસતા લયમા ઝૂલવાનુ અને ઝૂકવાનુ અતે તો ફોરમના ફુવારા! સમ દરમાથી જાગેલી વાદળીઓની છાયા અતે તો સમદરમા જ તરતી રહી અંતની મુલાયમ પક્તિઓ સામે વજનદાર પક્તિઓ ઉપસી આવે છે

"ગહન નિધિ હું, મોજું યે હુ, હુ વળી ઘનવર્ષણ
અભિનવ સ્વરૂપે પામું છું સદૈવ વિસર્જન"
(રાજેન્દ્ર શાહ)

મણિલાલ પોતાનુ કવિ તરીકેનુ એક રૂપ પ્રકટાવી વાચકને માટે ચૂપ થઈ ગયો અને આભના અનેક રૂપમાં જાણે કે ફેલાઈ ગયો

## સંકલન

### વંચક | ઉમાશંકર જોશી

શરીરને મેં બહુ છેતર્યું છે
'તું આવ ચાલ્યું પછાડી પછાડી', –
બે ઘાસ – તાંતણા
ધરી, અને આશ બતાવી દૂરના
ચારા તણી, એમ અગાડી - અગાડી
દોરી જઈ, કૈંનું કૈં વેતર્યું છે.
શરીરને મેં બહુ છેતર્યું છે.

મેં બહાર રાખ્યો બહુ માંહ્યલાને.
'તું તો ભલા છે જ, લખ્યો લલાટે'
પતાવું આ આટલું,
ફૂટયે ગયો એમ સંસારકાટલું;
ગૈ આંખની ઓળખ સ્હેજ સાટે.
લેખ્યો જ મેં સોહ્યલો દોહ્યલાને,
મેં દૂર રાખ્યો બહુ માંહ્યલાને.

'અભિજ્ઞા']

### હૉટેલમાં સુખની પથારી | ઉમાશંકર જોશી

હૉટેલમાં સુખની પથારી
સ્વચ્છ સુંદર ને પ્રસન્ન,
કાલે હતી જેવી બીજી હૉટેલમાં તેવી અહીંયે.

સિંધુફેન સમી ધવલ ચાદર –
અરે, ના, માનવીની કામનાના રંગનું
ઈન્દ્રધનુ
ઊઘડેલ દેખું, ને મહીં
ડૂસકાંના ડાઘ.

'અભિજ્ઞા']

## શું શું સાથે લઈ જઈશું હું | ઉમાશંકર જોશી

શું શું સાથે લઈ જઈશ હું?
કહું?
લઈ જઈશ હું સાથે
ખુલ્લા ખાલી હાથે
પૃથ્વી પરની ઋદ્ધિ હૃદયભર –
વસન્તની મ્હેકી ઊઠેલી ઉજ્જ્વલ મુખશોભા જે નવતર,
મેઘલ સાંજે વૃક્ષડાળીઓ મહીં ઝિલાયો તડકો,
વિમળ ઊમટ્યો જીવનભર કો અઢળક હૃદય–ઉમળકો,
માનવજાતિ તણા પગમાં તગતગતી ક્રાન્તિ
અને મસ્તકે હિમાદ્રિશ્વેત ઝબકતી શાન્તિ,
પશુની ધીરજ, વિહંગનાં કલનૃત્ય, શિલાનું મૌન ચિરંતન,
વિરહધડકતું મિલને, સદા–મિલને રત સૌતન
તણી શાન્ત શીળી સ્મિતશોભા,
અંધકારના હૃદયનિચોડ સમી મૃદુ કંપિત સૌમ્ય તારકિત આભા,
પ્રિય હૃદયોનો ચાહ
અને પડઘો પડતો જે 'આહ!'
મિત્રજોડી મસ્ત, અજાણ્યા માનવબંધુ
તારું કદી એકાદ લૂછેલું અશ્રુબિંદુ,
નિદ્રાની લ્હેરખડી નાની – કહો, એક નાનકડો
સ્વપ્ન–દાબડો,
(સ્વપ્ન થજો ના સફળ બધાં અહીંયાં જ)
– અહો એ વસુધાનો રસઋદ્ધિભર્યો બસ સ્વપ્ન સાજ! –
વધુ લોભ મને ના,
બાળકનાં કંઈ અનંત આશ–ચમકતાં નેનાં
લઈ જઈશ હું સાથે
ખુલ્લા બે ખાલી હાથે
ખુલ્લા બે 'ખાલી' હાથે?

'અભિજ્ઞા']

## પુનરાવર્તન | જશવંત દેસાઈ

આજે ય એ સ્મરણ શૈશવનું : પિતાજી
દાદાતણી છબિ વિશાળ કરે ગ્રહીને
ઊભા હતા લઘુક મેજ પરે, દીવાલે
લંબાવી હસ્ત છબિ ગોઠવી દીધ, શીર્ષ
નીચું નમ્યું, ચખથી મોતીની સેર......ગેહે
વ્યાપી ગયો ઘડીક તો ઘન અંધકાર.

એ એ જ દશ્ય ફરી આજ, નટો પરંતુ
જુદા, જૂની છબિ ખસી આવ પાર્શ્વ ખંડે,
હું ગોઠવું છબિ પિતાજીની ખાલી સ્થાને
ને ભક્તિપૂર્ણ હૃદયે રહું વંદી તાત.
આ એ જ આંસુ નયને, ઉર એ જ ડૂમો
ને ઊંડી કો ગમગીની તણી એ જ છાંય.

બે દાયકા સરકતા ક્ષણ અર્ધમાં ને
હું જોઉં દશ્ય ફરી એ જ......

'આરઝૂ' ]

## ક્હાન હવે | જયન્ત પાઠક

ક્હાન હવે ગોકુળ ના આવો તો ચાલશે.

જમનાનાં નીર નથી થંભ્યાં
ને કુંજમાં વણથંભી વાંસળીઓ વાગે;
પૂનમની ચાંદનીમાં પ્હેલાંની
જેમ હજી મધરાતે ગોપીયું જાગે.
ખીલતાં'તાં એમ ખીલે ફૂલડાં, વધારામાં
વિરહાની વેલ એક ફાલશે.

સાસુ–નણંદ હવે સૂએ નિરાંતે
ને ઘરના ધણીની ટળી ચિંતા;
શગાણાંમાં એમના ન આવે શામળિયો
બેઠા થઈ જાય ના ઓચિંતા!
નિંદર નિરાંતનીમાં સળવળતાં કોઈ વાર
પડખામાં ઝીણું ઝીણું સાલશે.

બુદ્ધિ પ્રકાશ. જાન્યુ૦ ૬૮ ]

## પ્રભુને | ચંપકલાલ વ્યાસ

પૂર્વે
દ્રૌપદીને કાજ તું
વસ્ત્ર થઈને આવીઓ!
હાવાં,
હે પ્રભુ, મુજ દેશમાં
આવી શકે તો
ભૂખ્યાં કરોડો લોક કાજે
અન્ન થઈને આવજે.

'પુનર્વસુ' ]

## કવિતા વિશે | સેંટ જોન પર્સ | અનુ૰ : મહેન્દ્ર પંડ્યા

[ ડિસેમ્બર ૧૦, ૧૯૬૦ના રોજ સ્ટૉકહોમમા સાહિત્ય માટેના
નોબેલ પારિતોષિકનો સ્વીકાર કરતા આપેલુ પ્રવચન ]

**આ** સન્માન કવિતાનુ છે, કવિતા વતી જ મે એનો સ્વીકાર કર્યો છે અને કવિતામા જ એની પુન પ્રતિષ્ઠા કરવા હુ તત્પર બનીશ

કવિતાને કવચિત જ જાહેર અંજલિ મળે છે સર્જનાત્મક તથા પાર્થિવ અનુબંધ પર અવલંબતી સમાજની પ્રવૃત્તિઓ વચ્ચેનુ અંતર વધતુ રહ્યુ છે પોતે ન સર્જેલી આ પરિસ્થિતિનો કવિએ સ્વીકાર કરવો જ રહ્યો જો વિજ્ઞાનનો વ્યવહારુ ઉપયોગ ન હોત તો વૈજ્ઞાનિકના ભાગ્યમા પણ આવુ જ અંતર લખાયેલુ હોત

આપણે અહીં કવિના જ નહિ, વૈજ્ઞાનિકના પણ નિર્મળ મનનો આદર કરવા એકત્રિત થયા છીએ અહીં તેઓને જન્મજાતશત્રુઓ માનવાની મનાઇ છે એ બંને, અગાધ સમક્ષ એકસરખા જ પ્રશ્નો રજૂ કરે છે માત્ર તેઓની અન્વેષણની પદ્ધતિ જુદી છે

જ્યારે આપણે શુદ્ધ ગણિતમા પોતાની બૌદ્ધિક મર્યાદાઓ શોધતા અર્વાચીન વિજ્ઞાનની રોમાંચક કથાનો વિચાર કરીએ છીએ, જ્યારે પદાર્થવિજ્ઞાનમા આપણે તે મહત્ત્વના સિદ્ધાંતો – સાપેક્ષતાવાદનો સામાન્ય સિદ્ધાંત તથા અનિયમિતતા અને અચોક્કસતાની લઘુતમ સીમાનો સિદ્ધાંત – ભૌતિક પ્રમાણોની ચોક્કસતાની પણ મર્યાદા બાંધે છે એ જોઇએ છીએ, જ્યારે આપણે આ યુગના મહાન વૈજ્ઞાનિક સંશોધક, બ્રહ્માંડ વિદ્યાના સ્થાપક, ગાણિતિક સમીકરણોના સંદર્ભમા મહાન બૌદ્ધિક સમન્વયના નિર્માતાને તર્કની વહારે પ્રેરણાને લાવતા કે ‘બધા જ સફળ વૈજ્ઞાનિક વિચારોની સાચી ભૂમિ કલ્પના છે’ એવુ કહેતા સાભળીએ ત્યારે કવિતાનું સાધન તર્કશાસ્ત્ર જેટલુ જ ન્યાય્ય છે એમ વિચારવાનો આપણને અધિકાર નથી મળતો?

વાસ્તવમા પ્રારંભમાં આત્માનુ પ્રત્યેક સર્જનાત્મક કાર્ય સાચા અર્થમા ‘કાવ્યમય’ હોય છે ઐન્દ્રિય અને માનસિક સ્વરૂપોને સમાન મૂલ્ય આપવામાં આ જ પ્રવૃત્તિ પ્રારંભમા વૈજ્ઞાનિક અને કવિના કર્મને એક સરખી સહાય કરે છે સ્વૈરચિંતન કે કાવ્યમય શૂન્યતા– એમાથી કોણ વધુ આગળ ગયુ છે, કોણ વધુ આગળ જશે? એ આદિમ અગાધમા બે જન્માંધ આકારો ફફોસી રહ્યા છે – એક વિજ્ઞાનના સાધનોથી સજ્જ બનીને, જ્યારે બીજો અંત.પ્રેરણાના ચમકારાઓ દ્વારા આ બેમાથી કોણ તેજોમયતાથી સભર બનીને વહેલુ સપાટી પર આવશે? આપણે આ પ્રશ્નનો કઇ રીતે ઉત્તર આપીએ છીએ એનુ મહત્ત્વ નથી, મહત્ત્વ એ બંને જેમા હિસ્સો ધરાવે છે એ ‘રહસ્ય’નુ છે કવિતાના ઉચ્ચ ગહન સ્પંદનો અર્વાચીન વિજ્ઞાનની નવી ક્ષિતિજો કરતા જરાયે ઊતરતા નથી ખગોળશાસ્ત્રીઓએ વિસ્ફારિત નેત્રે વિસ્તૃત બનતા વિશ્વની વિભાવનાનો વિચાર ભલે કર્યો હોય! તેવો જ બીજો વિચાર પેલા નૈતિક અનાદિ માનવોની સૃષ્ટિમાં પણ જોવા નથી મળતો? વિજ્ઞાનના સીમાડા જ્યા જ્યા

ર્યસ્તર્યા છે ત્યાં બધે જ કવિનો અવાજ પણ એટલો જ સ્પષ્ટ સંભળાય છે કારણ કે જો કવિતા કેટલાક કહે છે એવી નિરપેક્ષ વાસ્તવિકતા ન હોય, તો પણ કવિતા જ તેને માટે તીવ્ર આવેગ અને સૂક્ષ્મ અનુભૂતિ ધરાવે છે – અને તે પણ એટલી હદ સુધી કે વાસ્તવિકતા કવિતાની અંદર જ પોતાનો ઘાટ ઘડી લે છે...

કવિતા એ માત્ર જ્ઞાનનો માર્ગ નથી; એ જીવનમાર્ગ – સંપૂર્ણ જીવનનો માર્ગ પણ છે. ગુફા–માનવમાં પણ કવિ વસતો હતો, અણુયુગના માનવીમાં પણ કવિ હજી વસવાટ કરશે કારણ કે કવિતા માનવીનો મૂળભૂત ભાગ છે. જે આત્માની અપેક્ષા છે એવી કવિતાની અપેક્ષામાંથી બધા જ ધર્મોનો જન્મ થયો છે: કાવ્યમય કૃપાથી માનવરૂપી ચકમકમાં પેલો દૈવી તિખારો સદૈવ પ્રકટેલો રહ્યો છે. જ્યારે ધર્મશાસ્ત્રોનો નાશ થાય છે ત્યારે કવિતામાં ભગવાન વાસ કરે છે.

આપણો કેટલો ગરવો અધિકાર છે કે આપણે આગે અને આગે, સનાતન કાળનો ભાર સહન કરતાં કરતાં, અને નૂતન માનવતાનાં સાચી સર્વદેશીયતા અને આત્મીય શુદ્ધતાનાં સ્વપ્નોથી પ્રેરાતાં, મજલ કરીએ છીએ! આધુનિક કવિતા એક વિશાળ કાર્યને અનુસરે છે, જેને માનવતાના અસ્તિત્વની પૂર્ણતા સાથે ગાઢ સંબંધ છે. તેનું કામ માનવરહસ્ય ઉકેલવાનું છે અને તેને તે સચ્ચાઇ અને શુભનિષ્ઠાથી આધીન રહી છે. તેવી કવિતામાં કાંઇ પણ અતિસામાન્ય કે કાંઇ પણ અતિસુંદરને સ્થાન નથી. કવિતા કલા છે, પણ મૃત દેહોને ટકાવનારની કે સુશોભનકારની નહિ: તે ખોટાં મોતી ઉત્પન્ન કરતી નથી; નકલી અથવા મહોરાઓ સાથે તેનો વેપાર નથી; તેને ફક્ત સંગીતની મહેફિલ થવામાં સંતોષ નથી; તેને તો સૌન્દર્ય સાથે ગાઢ સંબંધ છે, ઘનિષ્ટ મૈત્રી છે, પરન્તુ સૌન્દર્ય તેનું ધ્યેય છે, તેનું પોષણ નથી. કલાને જીવનથી અને પ્રેમને જ્ઞાનથી અલગ કરવા સામે વિરોધ દર્શાવતાં, તે એક કાર્ય, આવેગ, શકિત, સનાતન પુન: નવીન છે, જે સીમાઓને વિસ્તારે છે. પ્રેમ તે તેનો પ્રાણવાન જ્યોતિ છે; સ્વાતંત્ર્ય તેનો કાનુન છે અને તેનું સામ્રાજ્ય સર્વવ્યાપી છે – એક પૂર્વધારણા છે; તે કદાપિ અભાવ કે નકાર થવા ઇચ્છતી નથી.

છતાં, તે વીતી જતાં વર્ષો પાસે કોઇ પણ પ્રકારની કૃપા યાચતી નથી. તેના લક્ષ્યને સમર્પિત અને સર્વે વિચારધારાથી મુકત રહી, કવિતા પોતાને જીવનસમોવડી તરીકે ઓળખે છે અને સ્વબચાવ માટે કાંઇ આવશ્યકતા કબૂલતી નથી.

એક આશ્લેષમાં – કોઇ એક વિલક્ષણ જીવંત મુદ્રામાં – એ એના સાંપ્રતમાં પૂર્ણ વિગત અને અનાગત, માનવ અને અતિમાનવ, તારામંડળો અને અખિલ અવકાશને એકત્રિત કરે છે. તેની કહેવાતી દુર્બોધતા તેની પ્રકૃતિમાંથી નથી આવતી; તેની પ્રવૃત્તિ તો બધું જ આલોકિત કરવાની છે: આ દુર્બોધતા તો એ જે અંધકારનું અન્વેષણ કરે છે તેમાંથી પ્રકટે છે – અને આ અન્વેષણ તેણે કરવું જ જોઇએ. આ અન્ધકાર આત્માનો અને માનવ અસ્તિત્વને આવરી લેતા રહસ્યનો છે. એ એની પરિભાષામાં કોઇ પણ પ્રકારની દુર્બોધતા નભાવી લેતાં નથી – અને આ પરિભાષા વિજ્ઞાનની જેટલી જ ચોકસાઇ પૂર્ણ છે.

અને તેથી જે કાંઈ અસ્તિત્વમા છે તેને મક્કમતાથી વળગી રહી, કવિ અસ્તિત્વની શાશ્વતતા અને ઐક્યના સપર્કમા આપણને રાખે છે, અને તેનો સદેશ હમેશ આશા વાદનો છે તેની દષ્ટિ પ્રમાણે તો સમગ્ર વાસ્તવિક જગત પર સવાદિતાનું શાસન ચાલે છે, અને ત્યા માનવના સ્વભાવ સાથે અસગત હોય એવુ કાંઈ પણ બની શકતું નથી ઇતિ હાસની દુર્ઘટનાઓ, એક મહાન ચક્રના પુનરાવર્તન અને પુર્નજીવનમા ફક્ત ઋતુઓના રગ રાગ સમાન છે જોગણીઓ રગમચ પરથી, મશાલ ઊંચી ધરી આવજા કરે છે તેઓ પણ વ્યતીત થતા સમયમા આર્વિર્ભાવ પામતી નાટય વસ્તુ (Plot)ની એકાદ પળ વિપળ પર જ પ્રકાશ પાથરી શકે છે વધમાન પામતી સસ્કૃતિઓ એકાદી હેમન્ત – શિશિ ની યાતનાથી નાશ નથી પામતી, તેઓના સૂકા પર્ણ ખરી પડે છે સ્થિતિસ્થાપકપણુ તે જ એક મર્ત્ય ભય છે, અને તે સાચો કવિ છે જે આપણે માટે ટેવોના બધનો તોડે છે

આ રીતે કવિ અનિચ્છાએ પણ ઐતિહાસિક ઘટનાઓ સાથે સલગ્ન રહે છે એના યુગનાટકમાથી કશુ જ એને અજ્ઞાત નથી હોતુ એ આપણને આવા પ્રાણવાન અને મહ ત્વના યુગમા જીવવાનુ ગૌરવ આપણામાં પ્રર સાપ્રત ઘડી મહાન છે – અને નવી પણ છે આપણા આ યુગનુ ગૌરવ આપણે કોને ચરણે ધરી દઈશુ?

'ભય ન રાખ', ઇતિહાસ હિસાનુ મહોરુ ઉતારીને, અથવા કાઇ એશિયન દેવી એના સહારનૃત્યની પરાકાષ્ટાએ પહોચી કૃપાહસ્ત ઊંચા કરે એ રીતે કહ્ છે 'ભય ન રાખ – શકા પણ ન રાખ – શકા નિવીર્ય છે, ભયમા દાસત્વ છે માન જાત જે મહાન કૃતિનુ સર્જન કરી રહી છે એમા હુ જે લય આરાપુ છુ તે સાભળ જીવન જીવનને ત્યજી શકે છે એમા સત્ય નથી જે જીવે છે એવા કશાનો જન્મ શૂન્યમાથી થતો નથી કે શૂન્ય જોડે એ સલગ્ન પણ થતુ નથી પરતુ અસ્તિત્વના અનત આદો નમા કોઈ પોતાનુ સ્વરૂપ અને પરિમાણ યથાતથ રાખી શકતુ નથી આ પ્રકારના સ્વરૂપાતરના કરુણતા નથી રહી આ સદીનો સાચો નાટ્યરગ લૌકિક અને બિનલૌકિક માનવી વચ્ચેના વધતા જતા અતરમા રહ્યો છે એક તરફથી જ્ઞાનના પ્રકાશે અજવાળાયેલો માનવી બીજા પક્ષે અધકારમા સરી પડવાનો છે? આતરસબધ વિના સમૂહમાનો ફરજિયાત વિકાસ એ મિથ્યા પરિપકવતા સિવાય બીજુ શુ હોઈ શકે?'

કવિએ તેની પૂર્ણતા સાથે માનવીના આ વિવિધ કાર્યની સાક્ષી પૂરવાની છે એક તો પોતાની આધ્યાત્મિક શકયતાઓ પ્ર યે વધુ સજાગ એવો અરીસો આત્મા સમક્ષ ધરવાનો છે બીજુ આપણી આ સદીમા માનવીને પાત્ર એવુ દર્શન ઊભુ કરવુ, જગતની આધ્યાત્મિક શક્તિના પ્રવાહો સાથે સામુદાયિક આત્માનો બધ બાધવો આ અણુશક્તિના યુગમા કવિનું માટીનું કોડિયુ પૂરતુ થઈ રહે ખરુ?–હા, જો એની માટી આપણને આપણી માટીનુ સ્મરણ કરાવી શકે તો

અને પોતાના યુગમા અપરાધના દુખ સાથે જીવતો રહે એ કવિ માટે પર્યાપ્ત છે!

[ ડબ્લ્યુ એચ ઓડેને કરેલા અગ્રેજી અનુવાદને આધારે ]

જારજ | અબ્દુલ મલિક શૈયદ

પાંત્રીસ વર્ષ થયાં આ પૃથ્વીનો પરિચય પામ્યે.
આ પહેલાં પણ હતી પૃથ્વી
કવિનું સ્વપ્ન.
સમ્રાટોના વ્યભિચારની લીલા-ભૂમિ
ને મારા જેવા વીરોનું
આજની જેમ જ
રોપથી ખાક થયેલું ક્ષેત્ર!
હું હતો નહીં!
સુદર્શનના વાયુચક્રમાં આણુબૉમ્બ સૂતો'તો –
ચિર–ઉર્વરા આ પૃથ્વી વંધ્ય નથી.
ગર્ભકોપમાં લાખ કરોડ નવા પિતાઓના આશીર્વાદ!
આ પૃથ્વીના અમે જારજ સંતાન
અવાંછિત છતાં ય અવશ્યભાવી!
પણ અમે ફાલતુ, ગણતરીની બ્હાર.
માતાની ગોદમાં અમારે માટે સ્થાન નથી.
માતાના સ્તનનું અમારે માટે મધુમય પાન નથી.
તો પણ અમે આવીએ છીએ!
પાંત્રીસ વર્ષ પહેલાંની સદીઓ સાથે
મારે મુલાકાત નથી થઈ,
અમારા વારંવાર આવતા નિઃશ્વાસોએ એને
કલુષિત કરી છે!
મેં પણ એમ જ કર્યું!
આજથી સો વર્ષ પછી
અમે એક ઉપકથા હોઈશું!
એ દિવસોના નવા ઈતિહાસમાં
અમારું નામ ટિપ્પણમાં નહીં
પણ અધ્યાયની પ્રથમ પંક્તિમાં રહેશે
અમે –
જારજ ભવિષ્યના ઉત્તરાધિકારી!

જારજના અપવિત્ર હાથોમા
શાન્ત ગગોદક –
એની એક અંજલિથી આજના પોતાના પરિચયની
કાલિમા ધોઈ લઈશુ
અને એક અંજલિ નૂતનનુ સિંચન કરશે
ઉર્વરા ભૂમિમા
પૃથ્વી સસ્યશ્યામલા થશે

આસામી કવિતાના હિંદી અનુવાદ પરથી

## આમંત્રણ | અરવિંદ | સુંદરમ્

પવન ને ઝંઝા રહે મુજ આસપાસ ઝઝૂમતા
    ને હુ ચડી ડુંગર જઉં, વગડા વિષે રખડી રહુ
કોણ મારી આવશે સંગાથમા? કોણ ચડશે માહરી સંગાથમા?
    કોણ ઝરણાના જલો ઓળંગશે ને બર્ફમા મુજ સંગતે હા ભટકશે?

નાનકો વર્તુળ વિશે શહેર તણા
    હુ તમારા બારણા ભીંતો થકી ભીંસાયલો ના ના વસું,
મુજ ઉપર આકાશમા છે નીલવર્ણો ત્યા પ્રભુ,
    પવન ને તૂફાન રચતા બાડ મૂજ સામા થઈ

મુજ પ્રદેશોમા રહુ હુ ખેલતો એકાન્ત શું,
    મે કરી છે દોસ્તી દુ:સાહસ તણી
કાણ જીવે હા વિશાળા ભાવથી? કોણ જીવે મુક્તિમય ઉચ્છવાસથી?
    આવો ચડી ઊંચી જમીનો પર અહીં વીંઝાઈ જયાં પવનો રહ્યા

હુ સ્વામી છુ આંધી અને પર્વત તણો,
    હુ આત્મ છુ મુક્તિ અને ગૌરવ તણો
મુજ રાજ્યમા છે ભાગ જેનો, જે કદમ મુજ સંગમા માંડી રહે,
    એણે કઠોર થવુ પડે, બનવું પડે ભયના સગા

## કવિ જીવે છે! | ગોર્ડન ડાયસન

કાવ્યપંક્તિના ઉઘાડ વચ્ચે
ફૂટપાથની તિરાડ વચ્ચે
કવિ જીવે છે!

પ્રિયના કેશ ઓશિકા વચ્ચે
સ્તન અને આ મયંકની વચ્ચે
કવિ જીવે છે!

કંઠ અને આ સાદની વચ્ચે
સાદ અને ગીતનાદની વચ્ચે
કવિ જીવે છે!

રૂપું ને ચળકાટની વચ્ચે
સોય ને લોચનવાટની વચ્ચે
કવિ જીવે છે!

ઘુવડના કંઠની ભીંસની વચ્ચે
રાતની કાળી ચીસની વચ્ચે
કવિ જીવે છે!

ત્યાં લગી –
ખુદના અંધારે વીંટાતો,
જીવલેણ તારાથી વીંધાતો;
વ્યથા વ્યથાની વચ્ચે
કવિ જીવે છે!

## પ્રયોજન | સીસિલિયા મીરેલસ

સ્પેનીશ કવિતાના અંગ્રેજી અનુવાદ પરથી

ક્ષણનું આ અસ્તિત્વ
છે
એથી તો હું ગીત ગાઉં છું
ને આ મારી પૂર્ણ જિંદગી.
નહીં સુખી: નહીં દુઃખી.
નિરામય હવા રમે છે શ્વાસ.
હું કવિ
મારો હોય કાવ્યમાં વાસ.

પળ પળ સરતા સકલની સહ
મારે લોહીની સગાઈ;
નહીં આનંદ: નહીં વ્યથા:
નહીં કથા: નહીં તથા:
નહીં કાંઈ.
રાત દિવસ હું મુક્ત હવામાં મ્હાલું

નાશ પામું કે ઘાટ પામું
કે જાઉં ઓગળી
કે અહીં રહું કે વહી રહું
હું કશું નહીં જાણું.

મને એટલી જાણ
કે હું તો ગીત ગાઉં છું;
ગીત જ મારું સારસર્વ:
હું ગીત ચાહું છું.
વહે રક્તનો તાલ સનાતન
ચંચલ લયની પાંખો
અને એટલું જાણું કે હું
કોઈક દિવસ તો
મીંચીશ આંખો.

## તું આજ | હરિશંકર પાઠક

તું આજ કૈંક અમથી અમથી રૂપાળી
લાગ્યા કરે... મનમહીં ઊઘડે અજંપો
આછો કશોક – ક્ષણમાં જ ખરી પડે ને
વેરાઈ જાય કંઈ સૌરભ આસપાસ!
ને શાંત સ્રોવર સમી લહેરાઈ જાયે
શાંતિ ...

તું વાત વાત મહીં આછું જરી હસી દે
કૈં કૈં મિષે; પણ મને બસ એમ લાગે:
જાણે કશોક અભિસાર હવા મહીં ને
તારું ઘરેલુ સ્મિત દૈવી કશી ધરી લે
આભા!

(વળી ચિંતિત થાઉં પાછો)
આખો પરિવેશ હૃદે ધરીને
બીડી દઉં આંખ; ડૂબી જઉં હું
એકાન્તને અતલ ...
ભીતર ...
નીતર્યાં જલે!

# ઘરથી નીકળ્યો બ્હાર | અનિલ જોશી

/

ઘરથી નીકળ્યો બ્હાર હવે જંગલમાં જઈ પથરાયો,
પારિજાતના વનમાં વાયુ ગંધ વિનાનો વાયો.

અંધકારમાં ડૂબી ગયેલું જંગલ ના દેખાયું,
સવાર પડતા વન ઊગે કે સૂરજ, ના સમજાયું,

સાવ આંધળી ભીંત આંખને શું તડકો શું છાંયો!
ઘરથી નીકળ્યો બ્હાર હવે જંગલમાં જઈ પથરાયો,

કાયામાંથી નીકળી ચાલ્યો એવી રીતે બ્હાર,
સાત રંગના વર્તુળમાંથી દરિયો થાય પસાર.

અસીમને ઓવારે મારો પડછાયો લંબાયો!
ઘરથી નીકળ્યો બ્હાર, હવે જંગલમાં જઈ પથરાયો.

## અસર થઈ | હરીન્દ્ર દવે

હું ક્યાં રહું છું તારા સંબંધોથી પર થઈ
તારા સિવાય કોઈને ક્યાં એ ખબર થઈ !

ફૂલો બરફનાં હાથની ઉષ્માથી પીગળ્યાં
વૃક્ષોને ભ્રમ થયો કે શરૂ પાનખર થઈ.

કડવા એ ઘૂંટથીયે ભુલાયું નહિ કશું,
ચકચૂર કેફમાંયે હવે આંખ તર થઈ.

દર્શન નહિ થયા અને આંખો મીંચાઈ ગઈ,
મંઝિલ મળી નહિ છતાં મીઠી સફર થઈ.

સૌ એટલું હસ્યાં કે નયન તર થઈ ગયાં,
મારા તમાશાની હવે ધારી અસર થઈ.

## પડઘા | પ્રફુલ્લ નાણાવટી

સીમાઓના ગુંબજમાં અફળાય પડઘા,
પછી શૂન્યતામાં સરી જાય પડઘા.

સમયનું પગેરું હું ક્યાં જઈને શોધું ?
ન દેખાય પગલાં, ન સંભળાય પડઘા.

અવાજો ભલે વેશ બદલીને આવે,
નગરમાં ગુફાના જ ગુંગળાય પડઘા.

ચગળતી ચગળતી હવા આભ–ઊંચે–
લઈ જાય શબ્દો ને લહેરાય પડઘા.

તૂટી પંખીની પાંખના પિચ્છમાંથી
મને પાછા મારા મળી જાય પડઘા.

## સંધ્યા | પ્રાણજીવન મહેતા

પર્ણરવ મહીં પડઘાતી સીમ સાંભળું.
ગોધૂલીની રજમાં
ઊડતાં તારકથી ધૂંધળાં.
રાત હજુ તો પાદર ઊભી
પીપળ છાંયે ઝાંઝર બાંધે.
ગોખમાં બેઠું મન મરકતું.
દીવાસળીની પેટીએ પૂરેલું
અજવાળું હલમલતું.
ટહુકો કરી ઊડી ગયેલ, મોરના
આંગણ ખરી પડેલા પિચ્છે
હું નભે ચિતરું ચાંદ.
સૂર્ય હવે તો મારી નજરમાં ખરતું પાંદ

## સુહૃદ | મુકુન્દ પારાશર્ય

નવજલધર જોઈ છો મયૂરો ગહેકે
સમદ મનભરી છો દુર્દરો ગાય લ્હેકે.
સહુ જન, સહુ સાથે ગાય ઉન્મત્ત ત્યારે
સુહૃદ સરળ ભાવે કોકિલો મૌન ધારે.

## તડકો | ઈન્દુકુમાર જોષી

ગલીમાં વળીને સરી જાય તડકો,
ત્યહીં શતવાસો કરી જાય તડકો.

આંખોમાં કાજળ ભરી જાય તડકો,
કદી કો' પ્રભાતે ઝરી જાય તડકો.

ઉતારીને મહોરાં હવે તો કરો કે'?
ઘૂવડની ય આંખો ચરી જાય તડકો.

અગોચર કો' કિલ્લાની ભાંગેલ રાંગે,
લટકતા ગગનથી ખરી જાય તડકો.

હવામાં સફરની ભરી વેદનાઓ,
ભીના અંધ નયને વરી જાય તડકો.

## વૃદ્ધ શરીર | જગદીશ ભટ્ટ

વ્હેતાં સમયનાં વ્હેણ આ છળતાં શરીરને,
જન્મીને રૂપ અવનવાં મળતાં શરીરને.

એકેક પળ છે શ્વાસમાં બસ પ્હાડ મૌનનો,
ભીસ્યા કરે છે શૂન્યતા બળતાં શરીરને.

પડઘા હવે તો અંતના સંભળાય છે સતત,
વરસોનો થાક લાગતો ગળતાં શરીરને.

ફરતી રહી છે કાળનાં ખંડેરમાં નજર,
વળગી છે ઝંખનાઓ કથળતા શરીરને.

ચ્હેરાની ધૂંધળી છબીને સાચવી રહો,
રોકી નહીં શકો તમે ઢળતાં શરીરને.

## આશંકા | સુરેશ દલાલ

દરિયાનાં ઊછળતાં મોજાંની ઉપર
અમે રચ્યો એક નાનકડો નીડ;
તરશે કે ડૂબશે એ નાવ નથી અમને તો
વહેતા પવનની પીડે પીડ.

સાથે રહીને જરી ચાલ્યા તો ક્યાંક વળી
રસ્તો નહીં મચકોડે મોઢું?
થાશું વિખૂટા તો થાશે શું?—એમ કહી
આનંદની વેદનાને ઓઢું.
બાંધેલા સેતુ પર પડછાયો દોડે તો
અમને લાગે કે થઈ ભીડ!

આટલા અખૂટ વહે પાણી તે ક્યાંય નહીં
તાણી શું જાય મારો દ્વીપ?
આખા તે આભ કેરો સૂનકાર કેમ સહે
આંખોની સૂકી સૂકી છીપ!
ક્યાંકથી અચિંત્યું શું ઊતરશે અહીં કોઈ
ટોળું તિમિરનું થઈ તીડ?

## નિસર્ગ વચ્ચે |

શ્યામ ભૂખરા શિખર ત્યહીં
ને અહીં આ નીલ સરોવર;
ટોચ ઉપરની કૂંપળ
અને રેતીમાં રમતો તડકો:
પીંછા જેવો કોમળ કોમળ સૂર દઈને
ઊડી જતું પંખી;
વાદળનું આ પળે પળે પલટાતું રૂપ—અરૂપ:
આંખોમાં અંકાતા આવા નિસર્ગ
વચ્ચે
ક્યાંક તમે છો!

## આકાશ એક વેંતનું | મંગળ રાઠોડ

તું જ માધ્યમ : તું જ સાધ્ય.
આટલી સીધી–સાદી
સરળ વાત પર,
વિશ્વાસ ન બેસતાં
આપણે,
એક વેંતના અંતર વચ્ચે –
ખડું કરી દીધું આકાશ ... !
હવે,
ક્ષિતિજે ક્ષિતિજે ભટકે છે
પ્રેત બનીને આપણા સફેદ પડછાયા
અને,
આપણી વચ્ચે
આ
આકાશ
એક
વેંતનું !

## મારું નામ | જગદીશ ત્રિવેદી

ઘૂઘવતા સાગરમાં નાખ્યું
ઓગળવા –
તો ઝીલી લઈ મોજાંઓએ
કાંઠા ઉપર મૂકી દીધું.

અડાબીડ જંગલમાં જઈને
દફનાવ્યું –
તો લ્હેરાતી કો શ્યામલ લટમાં
ખિલખિલ ખિલખિલ હસવા લાગ્યું.

વજ્જરબંધે પાંખડીઓના
બાંધી દીધું –
તો ભમરાએ
લય–લહરમાં રમતું મૂક્યું.

અવકાશ મહીં ડુબાડ્યું ઊંડું
તો સૂર્યચન્દ્ર ને તારાઓમાં
મંદમંદ ઊઘડવા માંડ્યું.

## કવિશ્રી
## ન્હાનાલાલ
## સ્મારક ટ્રસ્ટ

મહાકવિશ્રી ન્હાનાલાલ સ્મારક ટ્રસ્ટ તરફથી પ્રત્યેક વર્ષના જાન્યુઆરીથી ડિસેમ્બર માસ દરમિયાન બહાર પડેલા શ્રેષ્ઠ કાવ્યસંગ્રહ કે કાવ્યગ્રંથના કવિને તે પછીની કવિજયંતી( ગૂડી પડવા )ને દિવસે રૂ ૨૫૦) અંકે રૂ. અઢીસોનું પારિતોષિક આપવાનો નિર્ણય કરવામા આવ્યો છે તેના નિર્ણાયકો તરીકે શ્રી અનતરાય રાવળ, શ્રી સુન્દરમ્ તથા શ્રી નિરંજન ભગત રહેશે.

તદનુસાર ઈ૦ સ૦ ૧૯૬૭ના જાન્યુઆરીથી ડિસેમ્બર માસ દરમ્યાન પ્રસિદ્ધ થયેલાં સંગ્રહોની, શકય હોય તો બે નકલો, મહાકવિશ્રી ન્હાનાલાલ ટ્રસ્ટ, ૪૬, પરિમલ સોસાયટી, અમદાવાદ, એ સરનામે મોકલવા સર્વ કવિઓ તથા પ્રકાશકોને વિનતિ છે.

લિ૦
પ્રભુદાસ બાપુભાઈ પટવારી,
મહાકવિશ્રી ન્હાનાલાલ સ્મારક
ટ્રસ્ટ તરફથી

### સાભાર સ્વીકાર

**ઉપહાર:**

કે. જે. સોમૈયા કૉલેજ
'કાન્ત' જન્મશતાબ્દી પ્રકાશન,
સંપાદક: પ્રા. સુરેશ દલાલ
સોમૈયા પબ્લિકેશન્સ પ્રાઈવેટ લિમિટેડ,
૧૭૨, નાયગામ ક્રૉસ રોડ, દાદર,
મુંબઈ–૧૪
મૂલ્ય: સાડા સાત રૂપિયા.

**અરમાન:**

લેખક–પ્રકાશક:
કાલિદાસ પ્રજાપતિ–'પિનાક'
રામનગર, સાબરમતી, અમદાવાદ–૫.
મૂલ્ય: પંચોતેર પૈસા.

**આરંભ:**

લેખક: જશવંત દેસાઈ
સન્નિષ્ઠ પ્રકાશન,
માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧.
મૂલ્ય: દોઢ રૂપિયો.

મુખપૃષ્ઠ : અશ્વિન મહેતા
સજાવટ : વિનોદ પીઠડિયા

# કવિતા

વર્ષ ૧ : અંક ૩ | ફેબ્રુઆરી ૧૯૬૮

**સૂચનાઓ :**

વરસમાં છ અંકો દર બે મહિને - ઑક્ટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં,–વીસમી તારીખે પ્રકટ થશે.

જરૂરી પોસ્ટેજ બીડ્યું હશે તો જ અસ્વીકૃત કૃતિ પરત કરવામાં આવશે.

**લવાજમ :**

દેશમાં રૂપિયા છ
પરદેશમાં રૂપિયા આઠ
છૂટક નકલનો રૂપિયો એક
વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું :**

જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨. મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરૂભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ–૧.

## કવિશ્રી
## ન્હાનાલાલ
## સ્મારક ટ્રસ્ટ

મહાકવિશ્રી ન્હાનાલાલ સ્મારક ટ્રસ્ટ તરફથી પ્રત્યેક વર્ષના જાન્યુઆરીથી ડિસેમ્બર માસ દરમિયાન બહાર પડેલા શ્રેષ્ઠ કાવ્યસંગ્રહ કે કાવ્યગ્રંથના કવિને તે પછીની કવિજયંતી( ચૂડી પડવા )ને દિવસે રૂ. ૨૫૦) અંકે રૂ. અઢીસોનું પારિતોષિક આપવાનો નિર્ણય કરવામાં આવ્યો છે. તેના નિર્ણાયકો તરીકે શ્રી અનંતરાય રાવળ, શ્રી સુન્દરમ્ તથા શ્રી નિરંજન ભગત રહેશે.

તદનુસાર ઈ૦ સ૦ ૧૯૬૭ના જાન્યુઆરીથી ડિસેમ્બર માસ દરમ્યાન પ્રસિદ્ધ થયેલાં સંગ્રહોની, શક્ય હોય તો બે નકલો, મહાકવિશ્રી ન્હાનાલાલ ટ્રસ્ટ, ૪૬, પરિમલ સોસાયટી, અમદાવાદ, એ સરનામે મોકલવા સર્વ કવિઓ તથા પ્રકાશકોને વિનતિ છે.

લિ૦
પ્રભુદાસ બાલુભાઈ પટવારી,
મહાકવિશ્રી ન્હાનાલાલ સ્મારક
ટ્રસ્ટ તરફથી

### સાભાર સ્વીકાર

**ઉપહાર :**

કે. જે. સોમૈયા કૉલેજ
'કાન્ત' જન્મશતાબ્દી પ્રકાશન,
સંપાદક : પ્રા. સુરેશ દલાલ
સોમૈયા પબ્લિકેશન્સ પ્રાઈવેટ લિમિટેડ,
૧૭૨, નાયગામ ક્રૉસ રોડ, દાદર,
મુંબઈ–૧૪
મૂલ્ય : સાડા સાત રૂપિયા.

**અરમાન :**

લેખક–પ્રકાશક :
કાલિદાસ પ્રજાપતિ–'પિનાક'
રામનગર, સાબરમતી, અમદાવાદ–૫.
મૂલ્ય : પંચોતેર પૈસા.

**આરજૂ :**

લેખક : જશવંત દેસાઈ
સન્નિષ્ઠ પ્રકાશન,
માવળંકર હવેલી, ભદ્ર, અમદાવાદ–૧.
મૂલ્ય : દોઢ રૂપિયો.

મુખપૃષ્ઠ : અશ્વિન મહેતા
સજાવટ : વિનોદ પીઠડિયા

# કવિતા

વર્ષ ૧ : અંક ૩ | ફેબ્રુઆરી ૧૯૬૮

**સૂચનાઓ :**

વરસમાં છ અંકો દર બે મહિને - ઑક્ટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં,–વીસમી તારીખે પ્રકટ થશે.
જરૂરી પોસ્ટેજ બીડ્યું હશે તો જ અસ્વીકૃત કૃતિ પરત કરવામાં આવશે.

**લવાજમ :**

દેશમાં રૂપિયા છ
પરદેશમાં રૂપિયા આઠ
છૂટક નકલનો રૂપિયો એક
વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું :**

જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨. મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરૂભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ

## આ અંકમાં

| | |
|---|---|
| રમણભાઈ નીલકંઠ | સુરેશ દલાલ |
| સુન્દરમ્ | મનીષા શાહ |
| જગદીશ ત્રિવેદી | ભીખુભાઈ કપોડિયા |
| જયંત પાઠક | પ્રાણજીવન મહેતા |
| યૉસેફ મેકવાન | સ્નેહરશ્મિ |
| ઈંદિરા સંત | ઉમાશંકર જોષી |
| રૉસ મેકોલે | મનોહર ત્રિવેદી |
| ઉશનસ્ | ભરત ઠક્કર |
| મુકુન્દરાય પારાશર્ય | જીવનાનન્દદાસ |
| યશવંત ત્રિવેદી | ભોળાભાઈ પટેલ |
| રમેશ પારેખ | મરીઝ |
| માઈકલઍંજેલો | નૂરી |
| હરીન્દ્ર દવે | દેવીપ્રસાદ વર્મા |
| ચંપકલાલ પરીખ | સૈફ પાલનપુરી |
| હસિત બૂચ | ચિનુ મોદી |
| મીનાક્ષી દોશી | સર્વેશ્વરદયાલ સકસેના |
| રાજેન્દ્ર શાહ | હરિકૃષ્ણ પાઠક |
| હિમાંશુ વ્હોરા | ક્રિશ્ચન મોર્ગેન્સ્ટર્ન |
| ઈંદુકુમાર ત્રિવેદી | રવીન્દ્રનાથ ટાગોર |
| ઈંદુકુમાર જોષી | મકરંદ દવે |
| અખો | લુઈ અન્ટરમાયર |
| રમેશ જાની | નલિન રાવળ |

ચિરંતન જ્યોતિસ્તંભ

# કવિતા

ધીમે ધીમે સ્ફુરતું જે ગગને પ્રભાત
એકાત્મ તે શું થઈ આ પૃથિવી સમસ્ત
જ્યાંત્યાં પ્રભાત ફૂટતું જલ વાયુ વૃક્ષે
ફૂટે પ્રભાત વળી પક્ષીની પાંખમાંથી

રમણભાઈ નીલકં

દૂરના ભણકારા જાગે,
કો અકળ અણસાર જાગે,
તનુઓમા શાત કો ઝકાર જાગે –
કોણ આવે?

સૃષ્ટિની સીમાની પેલે પાર કો
તેજનો મઘમઘ થતો બાગાન ત્યા,
આ વ્યોમસાગર વીંધવા સૌરભ તણી નૌકા લઈ
કો નીકળ્યુ નીતમ સજી શૃગાર ત્યા
કોણ આવે?

ખિન – ખિન હસતા વાયરા
આનદના વટોળ શે ઊમગી રહ્યા,
ને હસના વૃન્દો પગારી ટેકને
આસ્માનમા નિજ ગાન કો ઘૂંટી રહ્યાં
કોણ આવે?

આ હવે મેહમાન આવે –
રાહમા જેની હતા યુગભર અમો,
હીર મઢી ગખેવ જેને કારણે
અતર – મયૂર આસન કો,
એ આસને આસીન તે થનાર આવે?
કોણ આવે?

## કેમે કર્યો આ હાથ | જગદીશ ત્રિવેદી

ફૂલનો ગુચ્છો લઈને એક ડાળી પાતળી
રોજ બારીમાં રહે છે ઝૂમતી —
હાથ ફેલાવું અને
આવી પડે —
એટલું — બસ એટલું અંતર,
કેમે કર્યો પણ હાથ ફેલાયો નહિ.

એક અણિયાળું શિખર
મુજ આંખને તેજલ તળાવે
રોજ તરવા ઊતરે —
કાંઠે પડેલો હાથ તરસ્યો તાકતો એવી રીતે
કેમે કર્યો પણ હાથ લંબાયો નહિ.

ક્યારેક તો મુજ શીર્ષને સ્પર્શી જતું
આકાશ આવે છે ઝૂકીને એટલું નીચું–
એક્કેય પણ તે તારલાને ચૂંટવા
કેમે કર્યો આ હાથ ઊંચકાયો નહિ.

## સમડી | જયન્ત પાઠક

નીડ મૂકીને સવારથી
સમડી શોધે છે આભ
હવાનો સમુદ્ર આખો
વારવાર વલોવી નાખ્યો,

ચાચથી ટોચી જોયો સૂરજ,
ઊચેરા ઝાડ
ક્ષિતિજની વાડ
પજે લઈ ફ્ફોસી જોયા પહાડ કેરા હાડ,
પાખથી દીધા ઉલેચી
વાદળના કૈં સૂકા-લીલા નવાણ
— આભના ક્યાય નહિ એધાણ! —

થાકી આખરે
નીડમા સાજે વળે
બધ પીછાની હેઠ, હૂફમા એક
ઈડુ
— ગાભમા આભ છાનું સળવળે!

## એકલતા | યૉસેફ મેકવાન

શ્રાવણી બપોર
આકાશમા તો ધુમ્ર જેવા વાદળો
અમળાય ચારેકોર
ક્યાય તડકાની નથી આછી ચળકતી કોર
ડાળીઓ પર સૂઈ રહ્યો છે વાયરો
— ને ફરે છે બાગમા એ એકલી
સાથ નિજની છાય પણ એને નથી!

## અંધારાનાં ધીમાં જળમાં | ઈંદિરા સંત

મરાઠી કવિતા

અંધારાનાં ધીમાં જળમાં
ચાલતાં ચાલતાં ...
ક્ષિતિજથી વલયાંકિત
નથી હોતું ઉપર કાળું આકાશ,
બે બિંદુઓથી બંધાયેલો
નથી હોતો નીચે ધૂંધળો રસ્તો,
શબ્દોથી સંજ્ઞાંકિત હોય,
એવું નથી હોતું કશું ય આસપાસ,
હોય છે કેવળ એક ......

નિગૂઢ કાળાં વલયોમાં
ચાલતાં ચાલતાં ...
સ્પર્શથી સ્પંદિત થઈ ઊઠે એવું
નયનોમાં કશું ચિત્રિત નથી હોતું,
શ્રવણમાં કશું ગુંજિત નથી હોતું,
હોય છે કેવળ એક ...

હોય છે કેવળ એક હઠીલું જ્ઞાન
બાહુઓને પકડતું ... છાતીને જકડતું ...
મનોમન હું જેમનું સંવેદન અનુભવું છું
—હું તમારી સાથે ચાલું છું.

## ફૂલોની ભેટ | રૉસ મેકોલે

આજનો દિવસ
જ્યારે
સહસ્ર વર્ષોથીએ આઘે વહી જશે
અને આ ફૂલો
ફરી પાછાં ધૂળમહીં મળી જશે
ત્યારે
કોણ, હા! કોણ
"હું તને ચાહું છું"—
એમ
હાથમાંના ફૂલોની જેમ
આટલા તે વ્હાલથી કહી રહેશે?

## અગાઉ જાણે હું | ઉશનસ્

ફરી વેળા જાણે પૃથવી પર આવ્યો છું હું અહીં:
બધું યે લાગે છે પરિચિત પુરાણું કંઈ કંઈ,

બધા આ ચ્હેરાઓ ક્યહીંક નિરખ્યા છે, સ્મરું: કંઈ
અરે ચાહ્યા યે છે, નર્યું વગરદીઠું કશું નહીં;

બધા આ ચહેરાઓ ઉપર સ્ફુટ રેખાંકન લહું
કબીલાનું મારા અસલ, હજી એંધાણ ય જડે,
ઘણા ચ્હેરા ભીના હજી પણ મહારી ચૂમી વડે,
જૂના સંબંધોનું—અગર સ્મરું તો—નામ ય દઉં;

ઝૂકી આવે શાખા કરથી ઘરમાંહીં પથતરુ,
રહે તાકી પ્રીતિ તરસ્યું ઘરનું ઢોર, કૂતરું;

બધાં પે આછેરી સરખી મુખરેખા ઝબકતી,
મળી જવા–કાળે અળગી કરી તે–થી તડપતી!

હું સાબિતી મારા સગપણની આપું પુલકમાં,
રહ્યો ચૈતન્યોના ચૂકવી હું હિસાબો દરદમાં.

## છાંયડો | મુકુન્દરાય પારાશર્ય

ગ્રીષ્મે ધોમ બપોર ઉજ્જડ પથે, રે ઝાંઝવાનાં જળે
દોડે નિષ્ફળ વ્યગ્ર બાળ હરણો, પોતે ન વારી શકે,
ત્યારે એ નિરુપાય દૈન્યથી ભર્યો વાત્સલ્યથી ઝૂરતો
ઊભો એકલ મૂક વૃદ્ધ વડનો દાઝી ગયો છાંયડો.

## કયમ કરી?

સુલભ કર વડે છે ઘાસનો જેમ પૂળો
ત્યમ નહિ પકડાશે ચન્દ્રનો રશ્મિપુંજ.
વિધુકિરણ થકીયે સૂક્ષ્મ સંવેદનાનો
કયમ કરી પકડું હું શબ્દમાં ભાવગુંજ?

## સૂર એક ઊગ્યો | યશવંત ત્રિવેદી

ચાંદરણું આંખને પાંદડે ચૂયું ને પાંદડું પૂનમ થયું રે લોલ!
બપૈયે ચીતર્યા વાલમના બોલ ને પાંદડું મર્મર થયું રે લોલ!

વાયરો વાંસનું વંન લઈ ઊડયો
વાલમ, મારા વાંસનો સૂર એક ઊગ્યો
રાધાગોરી સૂરને પાંદડે પોઢયાં ને પાંદડું ગોકુળ થયું રે લોલ!
ચાંદરણું આંખને પાંદડે ચૂયું ને પાંદડું પૂનમ થયું રે લોલ!

પારેવાં પૂનમનાં પાંદડાં લાવ્યાં
વાલમ, મારી પાંપણે ઊતરી આવ્યાં
પાંદડાંને પોપચાં ભીતર બીડયાં ને વંનવંન ઊગી ગયાં રે લોલ!
પૂનમને વંન પોપટડા આવ્યા ને વંન લઈ ઊડી ગયા રે લોલ!

## સીમાડો સાવ લીલો | રમેશ પારેખ

બપૈયા મોર સૂડા કાબર લેલાં–તેતર–મેનાની ચ્હેકને લીલુંકાચ ચોમાસુ વેળનું ચડયું ઝેર
હંઅઅ, વ્હાલમ હાલ્ય સીમાડો સાવ લીલો નાઘેર.

પાદરે ઊભા પરદાદાના પાળિયે મૂકી ઘરની તે મરજાદ ભીડીને આંકડા જાશું
ચાતરી ચીલા ખૂંદશું ખેતર મોકળે મેદાન મન ફાવે તેમ મન વેરીને લાવણી ગાશું
મારગે હેલી વરસ્યે લેશું એકબીજાંની સોડય ને ભેળાં પલળી જાશું ફેર
હંઅઅ, વ્હાલમ હાલ્ય સીમાડો સાવ લીલો નાઘેર.

એય ને, વ્હાલમ ઠેસ ચડે ના લીલવછોયું પાન આઘેરાં નદીયુંનાળાં ઠેકતાં જાશું
ખાઈ ફંગોળી ડુંગરેડુંગર ખાઈમાં ખેતર ગામ કે પાદર જમણેડાબે ફેંકતા જાશું
વાયરે ગળાબૂડ સેલારા મારતાં જાશું સોંસરે પારે સરકે જેવી સેર
હંઅઅ, વ્હાલમ હાલ્ય સીમાડો સાવ લીલો નાઘેર.

ઇટાલિઅન કવિતા

માઈકલ ઑર્ટને માઈકલઍન્જેલોની કવિતાને મિતભાષી છતા અદ્ભુત અંજલિ આપી છે એ કહે છે

"લોકોત્તર પુરુષ વિશે ત્રણ જણા ચુકાદો આપી શકે આમા એક છે કાળ માઈકલઍન્જેલો વિશે કાળે આપેલો ચુકાદો આપણે જાણીએ છીએ બીજા ભગવાન – જે કાળ થભે નહિ ત્યા સુધી પોતાનો ચુકાદો આપતા નથી ત્રીજી વ્યક્તિ તે આ સર્જક પુરુષ પોતે જ માઈકલએન્જેલોએ આ ચુકાદો ખૂબ કઠોર બનીને આપ્યો–પોતાના સૉનેટો દ્વારા"

કળામા માઈકલઍન્જેલોનુ લક્ષણ તેનું ખડતલપણુ છે કવિતામા એ મૃદુ અને સૂક્ષ્મ બનીને આવે છે એ યુગમા નાના નાના પત્રો પદ્યમા લખવાનો ચાલ હતો આવા પદ્યના રસ્તે ચાલતા અચાનક જ આ કલાકારને કવિતાની કેડી જડી ગઈ

શિ પ અને ચિત્રકલામાં અપ્રતીમ એવો આ સર્જક કવિતા તરફ કેમ વળ્યો હશે તેના બીજા કોઈ ખુલાસા નથી મળતા પણ આ કવિતા લખવાનું એણે ઉત્તરા વસ્થામા શરૂ કર્યું હતુ ત્યાર કળાના ક્ષેત્રે લિયોનાર્ડો અને રાફૅલ મૃત્યુ પામ્યા હતા કોઈ પ્રતિસ્પર્ધી વિના ઉદાસ એવા આ સર્જકને એનુ સાત્વન કદાચ કવિતામાં મળ્યુ હશે – પણ કવિતાનુ પ્રેમ જેવું છે

'ન વિશ્વમા સાત્વન પ્રેમના સમું
ને પ્રેમની તો કરુણેક કહાણી!

–કવિતાની કથા પણ એવી જ મર્મવિદારક છે માઈકલઍન્જેલોએ એ વ્યથાને સામે ચાલીને આવકારી ફરી એક વાર ઑર્ટનના શબ્દો યાદ કરીએ

'He walks from dark to dark
'living on his death

અહીં એની જે પાચ રચનાઓ છે એમાથી પ્રથમ બેનો વિષય દાન્તે છે દાન્તે અને માઈકલઍન્જેલો બને એક જ નગર—ફ્લૉરેન્સ—ના હતા બનેને જુદા જુદા સ્થિતિસજોગોમા આ નગરની બહાર જ પોતાની પ્રવૃત્તિ કેન્દ્રિત કરવી પ ી હતી

માઈકલઍન્જેલોના જીવનમાં પોપ જુલિયસ બીજાનું સ્થાન અતિ મહત્ત્વનું છે: ૧૫૦૬થી ૧૫૧૩ના ગાળામાં એ પોપની ગાદી પર હતા. એની કબરમાં શિલ્પો કરવાનું કામ માઈકલઍન્જેલોને સોંપાયું હતું. ઈ૦ સ૦ ૧૫૧૩માં પોપના અવસાન પછી એના વારસોએ નવેસરથી પોપ જુલિયસ બીજાના મકબરા પર કામ કરવા માઈકલઍન્જેલોને રોકયો. ૩૭ વરસ સુધી આ મકબરો માઈકલઍન્જેલોના મન પર ભાર બનીને રહ્યો હતો – એ અંગે જાતજાતની વાટાઘાટો, કાવાદાવા થયાં હતાં; એણે એકવાર કહ્યું હતું: "આ મકબરાના બંધનમાં મેં મારી જુવાની વિતાવી દીધી." અહીં ત્રીજું સૉનેટ પોપ જુલિયસ બીજા પર લખાયું છે: ચોથું એના સમયના રોમ વિશે છે.

પાંચમાં સૉનેટમાં લ્યુઈજી ડેલ રિક્સિયોના ભત્રીજા કેચ્ચિનોના અવસાન સમયે લખાયું હતું.

માઈકલઍન્જેલોની કલા તરફની ભકિત અપ્રતિમ હતી – પછી એ શિલ્પ હોય, ચિત્ર હોય કે કવિતા. એણે કદી લગ્ન ન કર્યાં. એણે એકવાર કહ્યું હતું: "મારી પત્ની મને પહોંચે એવી છે, મારે એની જોડે સતત સંઘર્ષમાં રહેવું પડે છે – એ છે કલા. અને મારી કલાકૃતિઓ એ મારા સંતાનો છે."

---

૧ દાન્તે

મર્ત્ય વસ્રો પરિધાન કરી એ સ્વર્ગથી ઊતર્યો:
બંને નરકો એણે સદેહે જોયાં:
સદેહે જ એણે ભગવાનનો સાક્ષાત્કાર કર્યો
જેથી આપણને એની સમગ્ર સાચી ઝલક મળે.

દીપ્ત કિરણોવાળા એ ચમકતા તારકે
હું જ્યાં જન્મ્યો એ જ નાનકડી જગ્યા પસંદ કરી હતી
આ જગત પાસેથી ઉપેક્ષાનું ઇનામ મેળવવા માટે:
એની પ્રશસ્તિ એના સર્જક સિવાય કોણ પાછી વાળી શકે?

હું એ દાંતેની વાત કરું છું –
જેનાં સર્જનને નિરર્થકની જ પ્રશસ્તિ કરતી
નગૂણી મેદનીએ તિરસ્કારી કાઢ્યું હતું;

હું પણ આવા માણસોની ઉપેક્ષાથી સુખી થાઉં
જો મને એની વેદના સાથે એની મહત્તામાં ભાગીદારી મળે તો:
એની પ્રસન્નતા અને એનો દેશવટો સહન કરવા મળે તો.

ઈટાલિઅન કવિતા

માઈકલ ઍર્ટને માઈકલઍન્જેલોની કવિતાને મિતભાષી છતાં અદ્ભુત અંજલિ આપી છે એ કહે છે

"લોકોત્તર પુરુષ વિશે ત્રણ જણા ચુકાદો આપી શકે આમા એક છે કાળ માઈકલઍન્જેલો વિશે કાળે આપેલો ચુકાદો આપણે જાણીએ છીએ બીજા ભગવાન – જે કાળ થંભે નહિ ત્યા સુધી પોતાનો ચુકાદો આપતા નથી. ત્રીજી વ્યક્તિ તે આ સર્જક પુરુષ પોતે જ માઈકલએન્જેલોએ આ ચુકાદો ખૂબ કઠોર બનીને આપ્યો–પોતાના સૉનેટો દ્વારા"

કળામા માઈકલઍન્જેલોનુ લક્ષણ તેનુ ખડતલપણુ છે કવિતામા એ મૃદુ અને સૂક્ષ્મ બનીને આવે છે એ યુગમા નાના નાના પત્રો પદ્યમા લખવાનો ચાલ હતો આવા પદ્યના રસ્તે ચાલતા અચાનક જ આ કલાકારને કવિતાની કેડી જડી ગઈ

શિ પ અને ચિત્રકલામા અપ્રતીમ એવો આ સર્જક કવિતા તરફ કેમ વળ્યો હશે તેના બીજા કોઈ ખુલાસા નથી મળતા

પણ આ કવિતા લખવાનુ એણે ઉત્તરા વસ્થામા શરૂ કર્યું હતુ ત્યારે કળાના ક્ષેત્રે લિયોનાર્ડો અને રાફેલ મૃત્યુ પામ્યા હતા કોઈ પ્રતિસ્પર્ધી વિના ઉદાસ એવા આ સર્જકને એનું સાત્વન કદાચ કવિતામાં મળ્યુ હશે – પણ કવિતાનુ પ્રેમ જેવુ છે

'ન વિશ્વમા સાત્વન પ્રેમના સમું
ને પ્રેમની તો કરુણેક કહાણી!

–કવિતાની કથા પણ એવી જ મર્મવિદારક છે માઈકલઍન્જેલોએ એ વ્યથાને સામે ચાલીને આવકારી ફરી એક વાર ઍર્ટનના શબ્દો યાદ કરીએ

'He walks from dark to dark
'living on his death'

અહીં એની જે પાચ રચનાઓ છે એમાંથી પ્રથમ બેનો વિષય દાન્તે છે દાન્તે અને માઈકલઍન્જેલો બંને એક જ નગર–ફ્લૉરેન્સ–ના હતા બંનેને જુદા જુદા સ્થિતિસંજોગોમા આ નગરની બહાર જ પોતાની પ્રવૃત્તિ કેન્દ્રિત કરવી પડી હતી

માઈકલઍન્જેલોના જીવનમાં પોપ જુલિયસ બીજાનું સ્થાન અતિ મહત્ત્વનું છે: ૧૫૦૬થી ૧૫૧૩ના ગાળામાં એ પોપની ગાદી પર હતા. એની કબરમાં શિલ્પો કરવાનું કામ માઈકલઍન્જેલોને સોંપાયું હતું. ઈ૦ સ૦ ૧૫૧૩માં પોપના અવસાન પછી એના વારસોએ નવેસરથી પોપ જુલિયસ બીજાના મકબરા પર કામ કરવા માઈકલઍન્જેલોને રોકયો. ૩૭ વરસ સુધી આ મકબરો માઈકલઍન્જેલોના મન પર ભાર બનીને રહ્યો હતો – એ અંગે જાતજાતની વાટાઘાટો, કાવાદાવા થયાં હતાં; એણે એકવાર કહ્યું હતું: "આ મકબરાના બંધનમાં મેં મારી જુવાની વિતાવી દીધી." અહીં ત્રીજું સૉનેટ પોપ જુલિયસ બીજા પર લખાયું છે: ચોથું એના સમયના રોમ વિશે છે.

પાંચમાં સૉનેટમાં લ્યુઈજી ડેલ રિક્સિયોના ભત્રીજા કેચ્ચિનોના અવસાન સમયે લખાયું હતું.

માઈકલઍન્જેલોની કલા તરફની ભકિત અપ્રતિમ હતી – પછી એ શિલ્પ હોય, ચિત્ર હોય કે કવિતા. એણે કદી લગ્ન ન કર્યાં. એણે એકવાર કહ્યું હતું: "મારી પત્ની મને પહોંચે એવી છે, મારે એની જોડે સતત સંઘર્ષમાં રહેવું પડે છે – એ છે કલા. અને મારી કલાકૃતિઓ એ મારા સંતાનો છે."

---

૧ દાન્તે

મર્ત્ય વસ્ત્રો પરિધાન કરી એ સ્વર્ગથી ઊતર્યો:
બંને નરકો એણે સદેહે જોયાં:
સદેહે જ એણે ભગવાનનો સાક્ષાત્કાર કર્યો
જેથી આપણને એની સમગ્ર સાચી ઝલક મળે.

દીપ્ત કિરણોવાળા એ ચમકતા તારકે
હું જયાં જન્મ્યો એ જ નાનકડી જગ્યા પસંદ કરી હતી
આ જગત પાસેથી ઉપેક્ષાનું ઇનામ મેળવવા માટે:
એની પ્રશસ્તિ એના સર્જક સિવાય કોણ પાછી વાળી શકે?

હું એ દાંતેની વાત કરું છું –
જેનાં સર્જનને નિરર્થકની જ પ્રશસ્તિ કરતી
નગૂણી મેદનીએ તિરસ્કારી કાઢયું હતું;

હું પણ આવા માણસોની ઉપેક્ષાથી સુખી થાઉં
જો મને એની વેદના સાથે એની મહત્તામાં ભાગીદારી મળે તો:
એની પ્રસન્નતા અને એનો દેશવટો સહન કરવા મળે તો.

૨

આપણે એમના કેટલા ઓશિંગણ છીએ એ કહેવું અશક્ય છે–
કારણકે એમની દીપ્તિ આપણી આંખોને આંજી દે છે
એમનું સન્માન કરવા કે એમનો સજીવ સ્પર્શ અનુભવી શકવા
જે ઘણાં નાનાં હતાં, એ મનોનો દોષ દેખવાનું વધારે સરળ છે.

એ પાપના નિવાસ સુધી નીચે ઊતર્યા– માત્ર આપણા કાજે જ.
પછી એમણે ઈશ્વર પ્રત્યે આરોહણ કર્યું:
એમની સામે સ્વર્ગનાં દ્વારો ઊઘડી ગયાં
માત્ર એમનો જ દેશ એમની મહત્તા સામે આંખ મીંચી શકે.

એની નગુણાઈ છેવટે એને જ નડી: જુઓ ને,
એટલે જ કદાચ જે પૂર્ણ છે તેના પર જ વિપત્તિઓ ઊતરે છે;
જે ઉત્તમ છે તેનું જ અનિષ્ટ થાય છે તેનું આ એક વધુ સમર્થન.

જો દાન્તે જેને પાત્ર ન હતો એ દેશવટાનો કોઈ જોટો નથી
તો એના જેવો બીજો પણ
ક્યાં આ ધરતીપટે કદીયે આવ્યો છે?

---

પોપ જુલિયસ બીજાને

હે નાથ, બધી જ પ્રાચીન કહેવતોમાં આ જ કદાચ સાચી છે:
'જે કરી શકે છે એ ક્યારેય સંકલ્પ કરતો નથી.'
તમે આજ્ઞાઓ અને વચનોમાં માનતા હતા
અને જેમને સત્યથી નહીં, જુઠાણાથી ભર્યા હતા એ
લોકોને તમે આશીર્વાદ આપ્યા!

હું તમારો વફાદાર સેવક છું– કિરણો જેમ સૂર્યને
એમ હું તમને સન્માનીશ.
છતાં મારી આટઆટલી વેદનાથી તમે વ્યથિત થયા નથી,
જેમ હું ઓછો સંતપ્ત એમ મારું કાર્ય વિશેષ.

એક વેળા હું તમારી મહાન ઊંચાઈ દ્વારા
આરોહણ કરવાની આશા રાખતો હતો – પણ હવે લાગે છે કે
અમને ડૂબતા પડઘાઓની નહિ, ન્યાય અને સત્તાની જરૂર છે.

જ્યારે સંસાર પાસે સત્તા હોય ત્યારે
સ્વર્ગ અશુદ્ધ બનતું લાગે છે:
જે વૃક્ષ ફળી ન શકે કે ભાંગી ન શકે એટલું સૂકું છે
તેના ફળની પ્રતીક્ષામાં હું જીવું છું.

---

**પોપ જુલિયસ બીજાના સમયના રોમ વિશે:**

અહીં પૂજાપાત્રોમાંથી શિરસ્ત્રાણો અને તલવારો બનાવે છે:
અહીં ઈસુનું રક્ત વેચાઈ રહ્યું છે:
કાંટાઓ અને ક્રોસોમાંથી ભાલાઓ અને ઢાલ આકારાય છે,
અહીં તો ઈસુની અનુકંપા ઉતરડાઈ રહી છે.

ઈસુને હવે આ રસ્તાઓ પર આવવા ન દેશો:
નહીંતર એમનું રક્ત તારકો સુધી છંટાશે:
રોમમાં તેઓ એનું માંસ વેચે છે:
સદ્‌ગુણ બસ હાય બની પ્રતીક્ષા કરે છે,
જ્યારે અનિષ્ટ બધાં જ પ્રવેશદ્વારો રોકીને પડ્યું છે.

મેં ક્યારેય કોઈ ઇનામની અપેક્ષા રાખી હોય તો
હવે બધી જ તકો સરી ગઈ છે:
મારું કાર્ય શૂન્યશેષ બની ગયું છે;
મેડુસા ત્યાં પેલા ઝબ્બા પાછળ લપાઈ છે.

સ્વર્ગ દરિદ્રતાનો બદલો આપે છે
પણ અહીં પૃથ્વીપટે
જ્યારે માનવી પોતે જેનો નેજો ફરકાવે છે
એનો જ દ્રોહ કરે છે ત્યારે
અમે ખોજતા હતા એ કલ્યાણને પાળવાનો આરો જ ક્યાં છે?

---

—ના મૃત્યુ પ્રસંગે

એ, જે તારુ જીવન અને ઉજાસ હતો
તેની આખો સદાકાળ માટે મીંચાઈ
ત્યારે હજી હુ એને ઓળખતો પણ ન હતો
મૃત્યુની વિદાયક્ષણે દઢપણે બિડાયેલી એની આખો
ભગવાન સામે ખુલી વધુ ઉજ્જ્વલ સ્નેહ એને મળ્યો

હુ જાણુ છુ અને રુદન કરુ છુ—
છતા એની પ્રતિભાનો આદર કરવામા
આટલો મોડો પડયો એ મારો કસૂર નથી
તારી સ્મૃતિમા એ વસે છે—
એ તારાથી નહિ, માત્ર મારી આર્ત ઝખનાથી જ
ખોવાયેલો છે

તો જો લ્યુઈજા, હુ આ જેની વાત કરુ છુ
એ ફેચિઝનોનુ રૂપ કોરી કાઢુ અને
એનુ આ રજમાથી જીવત પથ્થરમા રૂપાતર કરુ
તો, તુ, એનો મિત્ર તેની છબીને ધબકતી રાખજે
તુ જો નિષ્ફળ જઈશ તો મારી કલામાં શકા આરોપાશે
મને હવે માત્ર તારામાં જ એનુ સમરૂપ દેખાશે.

પ્રયાગ | ચપકલાલ પરીખ

ત્રાજવે વધી
સુવર્ણનો ઘમંડ
ચણોઠી તોળે

સૂનો હીંચકો
શેરીએ કાન માંડી
પગલા સૂંઘે

વહાલની વેલ
ઊગી છેક આકાશે
વાડવિહોણી

## અવધિ | હસિત બૂચ

તમારા હૈયાનું ઝરણ મધુરું આ હૃદયમાં
સર્યું, મારું હૈયું તમ મહીં ઝર્યું, એ મહીં હશે
બધાં આશ્ચર્યોની અવધિ સુખદા: કલ્પ્યું નવ મેં.

તમે ઓ છેડેથી વિરહ શણગાર્યો સપનથી;
અને મેં છેડે આ ક્ષણક્ષણ કરી યાદ તમને,
હઠાવ્યો – હંફાવ્યો જડ વિરહનો વ્યૂહ કપટી.

તમે આઘે આઘે, તદપિ અહીં વ્હેતી લહરીએ
સુહ્યાં, ઝૂલ્યાં, ગુંજ્યાં, હળવું મલક્યાં; મેં ક્ષિતિજની
ચડી આંખે ઘેર્યું ગગન તમને સાથ લઈને.

તમે ત્યાં ને હું અહીં તદપિ બેઉ મળી રહ્યાં
અહો, એકી સાથે સ્થળ ઊભય; ના કેવલ નભે,
અહીં-ત્યાં એકાન્તે, સભર વસતિમાં, સદનમાં

બધાં આશ્ચર્યોની અવધિ કહી, તે તો જગતને
ખરું કહેવા કાને: અચરજ નથી લેશ અમને.

---

## ત્રિદલ | મીનાક્ષી દોશી

રંગની જાળ
પાથરી પતંગિયું
છટકી ગયું.

કોડિયું માંડે
મીટ : હળવે વધૂ
કહેતી ચૂપ.

લાકડી ટેકે
ઝક્યાં વર્ષો: આંખો
કૂંપળ સામે.

**અવળી રીત્યું | રાજેન્દ્ર શાહ**

તારી અવળી રીત્યુંને હરિ મેં ઓળખી
તારો વરત્યો વચાર,
ઝગેરે અજવાળે આખ્યું આંધળી
ઊજળો અનિંદર અંધાર
અવળી રીત્યુંને હરિ મેં ઓળખી

ભૂખ્યો રે તું ને તું તારા ભાખરો
ઊણા ઉરની જ વાણ,
સઘળે અવગારી તારો સાથરો
મૂગી હોઠભીડી આણ :
અવળી રીત્યુંને હરિ મેં ઓળખી

નજરું જોડે જે મ્હોરા જોઈને
એને નહિ રે પિછાણ,
ખાલી રે અકાશે સૂતી સોડને
લાધે નિરખ્યાનો લ્હાણ
અવળી રીત્યુંને હરિ મેં ઓળખી

કોણ રે ભૂલે ને કોને સાંભરે?
જૂઠડો વિજોગ-સંજોગ,
એકલો બહુરૂપી છલ તું આચરે,
ભવનો બહુવિધ ભોગ
અવળી રીત્યુંને હરિ મેં ઓળખી

---

**પછી | હિમાંશુ વ્હોરા**

પવન પખી ટાંગે બેઠું પાંદડું તો થરથર્યું,
રાતનો જનમ આભમાં અને આભથી કિરણ ખર્યું!

ધાનની ભીંતો વીંધતું પ્રાણી દરની ભણી સર્યું,
મારગે કોઈ, અંધાર જોઈ બાગ અટૂલું ડર્યું!

ફોરમ લઈ રાતરાણીનું ફૂલ હવામાં તર્યું,
ચૂપકિદીએ ઝાકળ થઈ ગામ આખાને ભર્યું!
ધીમે ધીમે સપનું પછી પાંપણ નીચે ફર્યું!

## દરિયો | ઈન્દુકુમાર ત્રિવેદી

સૂરજ ફૂલ સવારે દરિયો,
પીળો વાઘ બપોરે દરિયો,
મોરપીચ્છ શો સાંજે દરિયો,
હાથી કાળી રાતે દરિયો,
ચાંદો ચાંદો પૂનમ દરિયો,
અશ્વ ઊછળે આભે દરિયો,
તમે અને હું સૌએ દરિયો
ચોગમ દરિયો, દરિયો. દરિયો

## મોજાં | ઈન્દુકુમાર જોષી

ફળિયાને રંગભીની લાગે મીઠી સવારો,
ઉંબરની આડશોને છેડયા કરે છે મોજાં.

આંખોમાં આછરેલાં શબ્દો વીણીવીણીને,
દર્પણમાં જોઈ જોઈ રેડયા કરે છે મોજાં.

કાંઠાનાં છીપલાંઓ વગદાં કરે ભલેને,
દરિયાને રાત-દા'ડો વેડયા કરે છે મોજાં.

ભ્રમણાને ભાર લાગ્યો ક્ષિતિજની પાંપણોનો,
સૂરજને રોજ રાતે તેડયા કરે છે મોજાં.

મંજિલની સૌ દિશાઓ શોધે છે કાફલાને,
મૃત્યુના શ્વેત શૃંગો ખેડયાં કરે છે મોજાં.

## અખો | તન તીરથ, તું આતમદેવ

કોહોને કહુ હુ મરત,
તરત જો જીવત દેખું?
કોહોને કહુ હુ સ્થૂલ,
મૂલ જો સૂક્ષમ પેખું?
કોહોને કહુ મહાભાગ્ય,
જાગ્ય નહીં હીણો કહેવા?
કોહોને કહુ હુ નીચ,
ઊંચ સ્થૂલ કો નહીં રહેવા?

જીવત અને મૃત, સ્થૂલ અને સૂક્ષ્મ, સદ્ભાગી અને હીણભાગી, ઊંચ અને નીચ આપણા સાંસારિક માયાજનિત મૂલ્યો અને માન્યતાઓની પોકળતાને અખાએ કેવી હૃદયસ્પર્શી વાણીમાં છતી કરી છે!

અખાની વાણી માત્ર જ્ઞાનીની જ નહીં, અનુભવીની વાણી છે. જ્ઞાન અમુક હદ સુધી જ લઈ જાય છે. એને તો 'અનહદ'ની વાત કરવી છે. માનવબુદ્ધિ પહોંચી પહોંચીને ય કયાં સુધી પહોંચે? જે નિર્ગુણ છે, નિરાકાર છે, નિરંજન છે, ત્રિગુણાતીત છે, સર્વવ્યાપ્ત છે. સર્વ કાંઈથી દશાંગુલ ઊંચેરા છે. એનો બુદ્ધિ અને મનથી કેવી રીતે પાર પામવો? એ સૂક્ષ્માતિસૂક્ષ્મ છે, મહાનથી પણ મહાન છે. એને કયે નામે બોલાવવો? એને નામ નથી, જાતિ નથી, એ આ છે? ના, તે છે? ના, પેલું છે? ના, न इति न इति न इति — नेति, नेति! અખો એને 'વસ્તુ' કે 'વસ્ત' કહીને સંતોષ પામે છે.

વસ્તુને લ્યોને વિચારી, વીરા રે!
વસ્તુ લ્યોને વિચારી,
આકાશથી આઘેરું ચાલવું —
શું બેસી છો હારી?

આવા પરમતત્ત્વને અનુભવથી જ જાણી શકાય. એની અને જીવની વચ્ચે અહમનો, અહંકારનો પડદો આડે આવે છે. એ અહમને, અખાના શબ્દમાં 'આપાપણું'ને, ખોઈ નાખવાથી જ એને પામી શકાય—અનુભવી શકાય. પશુ પંખી કે પથ્થરને કે પત્ર વૃક્ષ કે છત્રને પૂજવાથી, વેષ પહેરવેષ કે ટીલાં ટપકાંથી, પૂજન-અર્ચન કે સેવન કે વાગાડંબરથી એ લભ્ય નથી. 'નવ ટેકની આડી ગલી'માં 'આતમની સૂઝ' હોય તો યે ખોવાઈ જાય. તન એ જ તીરથ છે, આત્મા જ દેવ છે. જેને આપણે બહાર ખોળીએ છીએ એ તો ભીતરમાં જ રહ્યો છે. એ જ પરમાત્મા છે, બ્રહ્મ છે. ब्रह्म सत्य जगन्मिथ्या जीवो ब्रह्मैव नापर એવી શાંકરમતને અનુસરતી એની કેવલાદ્વૈતવાદી દૃષ્ટિ, આ જગત માયાને લીધે, એટલે કે, અવિદ્યા અથવા અજ્ઞાનને

લીધે અનુભવાય છે એવું, માને છે. અંધકારમાં સર્પ તરીકે જણાતું દોરડું, પ્રકાશ થતાં જેમ એના મૂળ સ્વરૂપે સમજાય છે તેમ જ્ઞાનરૂપી પ્રકાશથી જગતના મૂળ સ્વરૂપને જાણી શકાય છે. સુવર્ણના બનેલા જુદા જુદા ઘાટના અને નામના અલંકારો અંતે તો સુવર્ણ જ છે તેમ જીવ, જગત અને ઈશ્વર અંતે તો બ્રહ્મનાં જ સ્વરૂપ છે. કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોથી જણાતું-અનુભવાતું આ સઘળું કેવળ બ્રહ્મ છે — ક્યાં યે ભિન્નતા નથી, દ્વૈત નથી, કેવળ અદ્વૈત જ છે!

ભૂત પંચ[1] તણો સંસાર, મૂરખ વહે તે વરણ - અહંકાર;
એ તો ભાત ચલાવા વર્ણાવર્ણ, કો મસ્તક હસ્ત કટિ ચર્ણ;
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય ને શુદ્ર — એ હરિનો પિંડ[2]; અખા, કોણ ક્ષુદ્ર?

સસાશીંગ[3]નું વહાણ જ કર્યું, મૃગતૃષ્ણામાં જઈને તર્યું,
વંધ્યાસુત બે વહાણે ચઢયા, ખ-પુષ્પ[4] વસાણાં ભર્યાં;
જેવી શેખચલીની કથા, અખા હમણાં ને આગળ એવા હતા!

જ્યમ ભૂખ્યો જન કો ઊંઘી ગયો, કરે આહાર સ્વપ્નવશ થયો;
ભક્ષ કરે પણ માંહે ભૂખ, ઠાલીની ઠાલી રહે કૂખ;
ત્યમ અખા સઘળો સંસાર, ત્રિગુણ[5] ભોગ કરે આહાર.

મારે મોટો હુન્નર જડયો, જે ઈશ્વરરૂપી જહાજે ચઢયો;
પંચ[6] સહિત ઊતરીઓ પાર, પગ ન બોળું જળસંસાર;
હું હસતો-રમતો હરિમાં ભળ્યો, અખા જાણો તે વળણે વળ્યો.

ભજન ભજન તો સહુ કો કહે, પણ ભજનપ્રતાપ તો કોઈ નવ લહે;
કરમાં માળા, મુખ કહે: 'હરિ!' — મન વેપાર કે નારી ખરી!
અખા ભજની આકાશે રહે, જ્યાં મન બુદ્ધ ચિત્ત અહંકારનો લે!

તન તીરથ, તું આતમદેવ; સદા સનાતન જાણે ભેવ;[7]
અઠસઠ[8]નું આધિદૈવત સદા, તે જાણ્યે ટળી કો આપદા;
તે તીર્થ મજ્જન[9] કીધું અખે, જન્મમરણ નહિ તેને વિખે[10]!

---

૧ આકાશ, વાયુ, અગ્નિ, જલ અને વાયુ એ પંચમહાભૂત. ૨ હરિના દેહમાં બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ અનુક્રમે મસ્તક, હસ્ત, કટિ અને ચરણને સ્થાને ગણાય છે. ૩ સસલાનાં શીંગડાં. ૪ આકાશકુસુમ. ૫ સત્ત્વ, રજસ અને તમસ. ૬ પંચમહાભૂત. ૭ ભેદ, ૮ અડસઠ તીર્થ, ૯ ડુબક ખાવી તે. ૧૦ વિષે.

નૂરતસૂરત ચાલી શૂન્યમા, મહાધૂન[1]મા મોઈ[2] જી,
દેવચક્ષુ[3] થઈ દોજ્ણી[4], કળા કારમી જોઈ જી!
નૂરતસૂરત ચાલી શૂન્યમા૦
નૂરીજન[5] આગે નટડી[6] નિરાધારે ખેલે જી,
સૂરત[7] ન મૂકે સુદરી ધરણી પાવ ન મેલે જી!
નૂરતસૂરત ચાલી શૂન્યમા૦
તખ્ત-ત્રિવેણી[8] ત્યાગ કરી ગુરુગમ પર આઈ જી,
નાથજી આગે નૃત્ય કરી પટ્ટા અમર[9] લખાઈ જી!
નૂરતસૂરત ચાલી શૂન્યમા૦
ગગનમડળના ગોખમા અનહદ નાદ ઘુરાયા જી,
માવો વગાડે મીઠી મોરલી, અનભે ઘર પાયા જી!
નૂરતસૂરત ચાલી શૂન્યમા૦
ઓહ – સોહની સીડીએ સન્મુખ ઊભા સ્વામી જી,
કહે અખો ગુરુના દેશમા આપે આપ અનામી[10] જી!
નૂરતસૂરત ચાલી શૂન્યમા૦

૧ સોઽહમની મહાધૂન ૨ મોરી ૩ દિવ્યચક્ષુ, જ્ઞાનચક્ષુ ૪ દૂઝતી, જ્યોતી, પ્રકાશ આપતી ૫ જ્ઞાન (પ્રકાશ) પામેલો જન ૬ માયા, શક્તિ ૭ ધ્યાન, સ્મૃતિ ૮ ઇડા, પિંગલા અને સુષુમ્ણાના સગમરૂપી તખ્ત ૯ અમરપદ ૧૦ નામરહિત, નિર્ગુણ, નિરજન, નિરાકાર

હરિકુ હેરતા[1] રે, સખી મે ર હેરાણી!
સરિતા લીન ભઈ રે, સિન્ધુકુ વા[2] હલર[3] પાણી –હરિકુ હેરતા રે૦
જ્યુ ઘનસાર[4] પવનકો પાવત,[5] તાકી[6] સૂરત સમાણી,
ઐસો મગન ભયો મન મેરો, કોઈ બૂઝે ગુરુગમ ગ્યાની! –હરિકુ હેરતા રે૦
જ્યુ અધેરા અર્ક[7] દેખતા, ગઈ નિજ દેહ બિલાની,[8]
પ્રાપ્ત વસ્તુ[9] અખા કહે ઐસી, સગત ભયી હૈ પ્રાની! –હરિકુ હેરતા રે૦

૧ એકીટસે, સૂક્ષ્મતાથી, નીરખતા ૨ તે ૩ ઊછળતા, લહેરવાળા ૪ કપૂર ૫ પામે, પામીને. ૬ તેની ૭ સૂર્ય, ૮ વિલય પામી ૯ બ્રહ્મ

મેરા ઢોલન[1] ઢલ કર આયા રે,
હુ દૂધે ધોઉંગી પાયા રે!
મેરા ઢોલન ઢલ કર આયા રે.

૧ ઢોલા, પ્રિયતમ

हुं आप सरीखी कीती रे,
दोउ जगमें हुं जीती रे,
हुं एकमेक कर लीती रे! –मेरा०

સબ સહીઉંમેં મૈં રાની રે,
જબ લાલનકી ઠકરાની રે,
તેં રાખ્યા મુંહુંકા પાની રે! –મેરા૦

જૈસા થા મોહે હાવા[૧] રે,
શાહી[૨] ગમેં મિલી જાવા રે,
તુજ મિલતે ગયા દાવા[૩] રે! –મેરા૦

ઘૂઘરી મોતન[૪]કી ખાઈ રે,
જબ સાંઈ મિલ્યા મુજ ધાઈ રે,
તબ ઉમગ્યા અખા જગ માંહી રે! –મેરા૦

૧ ઇચ્છા; હોંશ. ૨ રાજવી; શ્રેષ્ઠ. ૩ અહંકાર; અહમ્. ૪ મોતી; સદ્‌વૃત્તિ; મુમુક્ષા.

## ૫૬

શાં શાં રૂપ વખાણું, સંતો રે, શાં શાં રૂપ વખાણું?
ચંદા ને સૂરજ વિના, મારે વાયું છે વહાણું!–સંતો રે૦
નેજા રોપ્યા નિજ ધામમાં, વાજાં અનહદ[૧] વાજે;
ત્યાં હરિજન બેઠા અમૃત પીએ, માથે છત્ર[૨] વિરાજે!–સંતો રે૦
નૂરતસૂરત[૩]ની શેરીએ અનભે[૪] ઘર જોયું;
ઝળમળ જ્યોત[૫] અપાર છે, ત્યાં મુજ મનડું મોહ્યું!–સંતો રે૦
વિના રે વાદળ, વિના વીજળી, જળ સાગર ભરિયું;
ત્યાં હંસ[૬]રાજા ક્રીડા કરે, ચાંચે મોતીડું[૭] ધરિયું!–સંતો રે૦
માનસરોવર ઝીલતાં[૮] તું તો તારું તપાસે;
તેને તીરે વસે નાગણી[૯], જાળવજે – નહીં તો ખાશે!–સંતો રે૦
ઝગમગ જ્યોત અપાર છે, શૂન્યમાં ધૂન લાગી;
અખો આનંદમાં ત્યાં ભળ્યો, ભવભ્રમણા ભાંગી!–સંતો રે૦

૧ અનહદનાં વાજાં; પરબ્રહ્મ સાથેના અદ્વૈતનું સોઽહમ્ શબ્દનું, સંગીત. ૨ બ્રહ્મરૂપી છત્ર. ૩ નિર્ગુણ (નિરાકાર) અને સગુણ (સાકાર) બ્રહ્મ. ૪ નિર્ભય. સુખદુઃખ, હર્ષશોક, જન્મમરણ આદિ દ્વંદ્વોના ભય વિનાનું. ૫ પરમાત્માની અખંડ જ્યોત. ૬ જીવ; આત્મા. ૭ મુમુક્ષા; સદ્‌વૃત્તિ ૮ નહાતાં. ૯ માયા; સિદ્ધિ. હઠયોગના શાસ્ત્ર પ્રમાણે કુંડલિની અથવા નાગિની નામની નાડી. એ જ પ્રમાણે 'શૂન્ય' એટલે બ્રહ્મરન્ધ્રના બિન્દુરૂપ છિદ્ર.

જેમ જાય ઋતુ જલદ[1] શરદ ઋતુ ફરી દીસે,
દામિની દમક પલાય, વાય હલવે મન હીસે,
ચહુદિશ ચમકે ચંદ, ધાદ[2] સહુ મનનું ભાગે,
તેમ ભાગે ભવભ્રાંતિ, કાંતિ દ્વિતીયા[3]ની આગે,
વિમલ વપુ હોયે વળી, ચતુર–લિંગ[4] દેખે, હે લહે,
ચિદાકાર ચિન્મય અખા, ધ્યાતા – ધ્યેય[5] સમરસ રહે !

(અનુભવબિન્દુ છપ્પો – ૧૫)

*

ગદગદ કંઠે ગાતે થકે રોમાંચિત હોયે ગાત્ર,
હર્ષઆંસુ બહુ હોત, હૃદય પ્રેમ કેરું પાત્ર,
નવનીત સરખું, હૃદય કોમળ, કહીં ન માયે હેત,
આંખ માંહે અમૃત ભર્યું, હરિભક્તિ કેરું ખેત !

ખાતો પીતો બોલતો દેખતો સઘળે રામ,
વેધ્યું મન રહે તેહનું, શીતળ સંસારી કામ
જેમ જાર – વળુ ધી[6] જુવતી — તેનું મન
રહે પ્રીતમ પાસ,
અહર્નિશ રહે આલોચતી, ભાઈ, એવું મન હરિદાસ !

(અખેગીતા કડવું – ૧૧ માંથી)

*

ભાઈ ! ભક્તિ, જેવી પંખિણી – જેને જ્ઞાન વૈરાગ્ય બે પાંખ છે,
ચિદાકાશ માંહે તે જ ઊડે, જેને સદ્‌ગુરુરૂપી આંખ છે !

(અખેગીતા કડવું — ૧૦ માંથી)

*

વહેતે વહે સહુ લોક, કરતા દેખી સહુ કરે
પણ સલિલ તણો સંતોષ, અખા ! ન હોયે ઓસ[7]થી

('સોરઠા'માંથી)

---

૧ જલ આપનાર, વર્ષાઋતુ ૨ અંધકાર ૩ જ્ઞાનાનુભવની કાન્તિ (–જ્યોત, પ્રકાશ ૪ સ્થૂલ, સૂક્ષ્મ કારણ અને મહાકારણ ૫ ધ્યાન ધરનાર (મુમુક્ષુ) અને ધ્યેય (બ્રહ્મ) ૬ જારને (પ્રિયતમને) વળગેલી ૭ ઝાકળ

## વિનંતી | સુરેશ દલાલ

ધૂળમાં ખરી ગયા પછી પણ
વસંતની
પાગલ હવાના સ્પર્શને
ફૂલો ભૂલી શકતાં નથી.

નહીં વરસેલાં વાદળોની છાયાને
રણ
ક્યાંક પોતાના તપ્ત સ્મરણમાં
સાચવી રાખે છે.

સમુદ્રનાં મોજાંઓ
વહી જાય છે પછી પણ
રેતી સાવ સુકાતી નથી.

ડાળથી વિખૂટાં પડેલાં
ફૂલની
ભીની નજરના સોગંદ :
તમે મને ભૂલી જજો !

## રિક્તતા | રમેશ જાની

અધબીડી પાંપણોએ પ્રાણ
ઘટઘટ છલકતા આસવને
ચૂમી રહ્યો,
અંગુલિની
દસ દસ દિવેટોએ
આણુ આણુ મહકતા આરસને
હેરી હેરી ઝૂમી રહ્યો.

રાતનો અંધાર
તેજની દીવાલ બહાર ટમટમી રહ્યો
અમૃતનો પારાવાર
હથેલીના સંપુટમાં
અકળાઈ અમળાઈ કમકમી રહ્યો.

તરણાની ઓથે સાવ અકિંચન
રિકત પ્રાણ
કમકમી રહ્યો !

**કોણ? | મનીષા શાહ**

પછીતને બારી ઊગી છે
અને મે શૈશવમા જ જોઈ હતી
એવી દેવચકલી
આવીને બેસી જાય છે
હુ તો પલગ પર
ને પલગ પર જ
બેસી રહુ છુ
અને આ એકલા ખડમાથી
કોણ બેઠુ થઈ, પલગ પરથી હેઠુ ઊતરી
હળવે પગલે આ દેવચકલી પાસે જાય છે?
જળમા સરકતી જતી હવાથી લ્હેરાતા તરગ
અને એ દેવચકલી ફુરરફરર બે વાર
પાખ ફફડાવી ઊડી જાય છે
કોણ છે, જે બારી પાસે ઝૂકી જઈ
ઘર પછવાડે ઊભેના થપ્પીબધ મકાનોની
બારી વગરની ભીતોના ચહેરા જોઈ
મારા ઘરની પછીતને પણ
બારી વગરની કરી દે છે?
(દેવચકલી વગરની કરી દે છે)?
અને કોણ છે
જે હળવે પગલે આવી
મારી પથારીમા બેસી જાય છે
મારા શ્વાસોચ્છ્વાસમા પેસી જાય છે?
હુ વરસોથી પથારીની પેઠે
અપગ હોવા છતા
આટલી પણ મુસાફરી કરુ છુ
ત્યારે હાફી જઉ છુ

---

**ચંદ્ર | ભીખુભાઈ કપોડિયા**

ચદ્રકિરણો
ખજૂરીના પાનામા
ગૂથે વીઝણો

રાતે ખેતર
મનકે ઝીણા ચાદ
ડોલતો ડૂડે

ધુમ્મસ આડે
ચદ્ર લથડે ઢળી
સ્વપ્ને પાપણ

## દિનાન્તે | પ્રાણજીવન મહેતા

ઢળી જતો સૂર્ય
આજે મારા ઉંબરમાં આવી ઊભો
એની રકતવર્ણ કાયા પર
હું ઘરમાંથી ગુલાલ શોધી
છંટકારું.
અને પછી મારી આંખોમાં જ
છલકતાં જલની બે બુંદ લઈ
અભિષેક કરું.
મારી હથેળીઓ હજુ
સ્પર્શનો આનંદ પામે તે પ્રથમ તો
હું એને બથ ભરી લઉં.
ક્ષણ પછી ક્ષણ પછી … ક્ષણ વીતી ગઈ.
ભીંસ્યો સૂર્ય અવ અલોપ.
વેરાયલ ગુલાલમાં ન પગલાં જડે.
ન જલ મહીં બિમ્બ.
ક્યાંય લગી; ક્યાંય લગી
શોધી રહું બથ ભીંસ્યો સૂર્ય.
ને તાકી રહું
આંગણ પડ્યા ગતિહીન રથને.

## દ્વિદલ | "સ્નેહરશ્મિ"

શિયાળુ રાત :
એકાકી : ટેકો લઈ
ભીંતનો ઊંઘું.

પનઘટ પે
બેડાંની હાર : સૂર્ય
રહ્યો ભીંજાઈ.

હેમન્તનો શેડકડો –

હેમન્તનો શેડકડો તડકો સવારનો
પીતા હતા પુષ્પ
પીતાં હતાં ઘાસતૃણો
હીરાકણીશા હિમચક્ષુએ મૃદુ
ને ચક્ષુની
અબોલ હૈયાચમકે કહી રહ્યાં
　　છે કયાય ગ્લાનિ
　　કે લાગણીની અસતોષ – અતિતોષ – મ્લાનિ ?
ડોકુ હલાવી રહી સમતિમા
પુષ્પો ફોર સૌરભપ્રશ્ન મૂક
　　પૃથ્વી – જાયાં તોય પ્રસન્ન શા અમે !
　　કેમ છો તમે ?

સરી ગયો બાગ થકી ત્વરા – ભર્યો,
પૂછે રહ્યુ અનુભવી, નવ હોય જાણે
ભોકાતી શુ સ્વર્ગજસૂગ પુષ્પો
ફેરી આખો

અભિજ્ઞા ]　　　　ઉમાશકર જોશી

ઋતુ, સમય, સ્થળ – આ બધાથી રચાતુ એક વાતાવરણ, અને એના કાવ્યમય ઉલ્લેખથી આ સૂક્ષ્મ કવિતાનો પ્રારભ થાય છે

ઉમાશકરે એક કરતાં વધુ વાર તડકાને શબ્દમા ઝીલ્યો છે પ્રકૃતિના કોઈ પણ તત્ત્વની મઝા તો એ છે કે એને ગમે એટલી વાર તમે પકડમા લ્યો છતા ય એનું કોઈક રૂપ તો એની પોતાની પાસે અનામત રહેવાનું પ્રકૃતિની આ કુવારી રહસ્યમયતાને સર્જક પોતાની રીતે પામવાનો

ઉમાશકરનુ જ એક ગીત યાદ આવે છે 'થોડો એક તડકો ઢોળાઈ ગયો આભથી.' 'ઢોળાઈ ગયો' એ ઉક્તિમા પણ એટલુ તો સૂચવાય છે કે ઉમાશકર તડકાને પ્રવાહ તરીક જોતા આવ્યા છે 'શોધ' નામના કાવ્યમા એક આવુ ચિત્ર છે

'પ્રભુએ મને પકડયો'તો એક વાર
સંધ્યાના તડકાથી એ વૃક્ષનાં
થડ રંગતો'તો.'

તો વળી એમના સૉનેટ 'ભલે શૃંગો ઊંચા'ની બે પંક્તિઓને આ કવિતાની પ્રારંભની પંક્તિઓની લગોલગ મૂકી જોવા જેવી છે:

ઢળી પીતો શૃંગસ્તનથી
તડકો શાન્ત અમૃત;
મુખે એને કેવું વિમલ
શુભ એ દૂધ સુહતું.

મેઘલ સાંજે વૃક્ષની ડાળીઓમાં ઝિલાતા તડકાની કે પાંદડાની લીલી કટોરીઓમાં લીલો રંગ થઈને ખીલતા તડકાની વાત અહીં નથી. ગાયના આંચળમાંથી નીકળતા દૂધની ધાર જેવા ઊજળા ને હુંફાળા તડકાને સૃષ્ટિના સનાતન આદિ શિશુઓ, – પુષ્પો જેને પી રહ્યા હતાં એનું અહીં મહેકતું શબ્દચિત્ર છે. પુષ્પોના પયપાનના ઉલ્લેખની સાથે જ કવિએ બીજું ચિત્ર મઢી લીધું છે: હીરાકણી જેવા ઝાકળનાં મૃદુ લોચનથી તડકાનું સૌન્દર્ય પીતાં ઘાસતૃણોનું: આંખથી, હૃદયભરીને સૌન્દર્ય પીવાનો સૂર ટાગોર અને ઉમાશંકરમાં વારંવાર સંભળાય છે.

Fill your eyes with the colours
that ripples on beauty's streem.
(ટાગોર)

સૌન્દર્યો પી, ઉરઝરણ ગાશે પછી આપમેળે.
( ઉ. જોશી )

રહ્યાં વર્ષો તેમાં હૃદયભર સૌન્દર્ય જગનું
ભલા પી લે;
(ઉ. જોશી)

હોઠ કરતાં આંખ વધુ વાચાળ હોય છે. હૈયાની વાત આંખમાંથી ન ડોકાઈ જાય તો જ નવાઈ. તડકાના સૌન્દર્યને પીતા ઘાસતૃણોની આંખમાં પરિતૃપ્તિની ઝલક ચમકી જાય છે .

'છે કયાંય ગ્લાનિ
કે લાગણીની અસંતોષ – અતિતોષ –
મ્લાનિ ?'

અભાવ કે અતિરેકમાંથી ઉપજતી છે કોઈ વ્યથા? મસ્ત ગોષ્ઠીનો રસ તો સામે કોઈ હોય તો જ ઊછળે ને! પ્રભાતના અજવાળા સાથે પ્રાસ મેળવીને ચાલતી પવનની લહેરખીના તાલમાં ડોલતાં ફૂલો ડોકું હલાવીને સંમતિમાં જાણે કે સામો પ્રતિશબ્દ આપે છે. અને પછી આપણને અવાક્ કરી મૂકે એવો મૂગો પ્રશ્ન વહેતો મૂકે છે. ફૂલને પણ પોતાની વાણી હોય છે–જો એની લિપિ ઓળખવા માટે આપણે સજ્જ હોઈએ તો!

"તારલાને છે તેજની વાણી
ફૂલની વાણી ગંધ"

પણ એ પ્રશ્ન પહેલાં, પુષ્પો પોતાના સુખનો અણસાર પણ હળવેક રહી આપી દે છે:

'પુષ્પો ફોરે સૌરભ પ્રશ્ન મૂક:
પૃથ્વી-જાયાં તોય પ્રસન્ન શાં અમે!
કેમ છો તમે?'

પુષ્પોના આવા માર્મિક નિવેદનમા ઘણુ બધુ જોઈ શકાય છે પુષ્પોનો આ સીધો પ્રશ્ન મનુષ્યને – માનવજાતને છે "અમે પણ તમારી જેમ પૃથ્વીજાયા છીએ પણ ભેદ એ જ છે કે અમે અહીં પ્રસન્ન છીએ અમારી આ નરી પ્રસન્નતા– એની પડખે તમારુ શુ?"

ઉદ્યાનની વચમા આ પ્રશ્નથી જાણે કે આપણા મનમા રચાયલુ એક રણ વધુ ને વધુ વિસ્તરતુ જાય છે મનુષ્ય સૃષ્ટિમા ગોઠવાઈ શકયો નથી અથવા તો એમ કહો કે પોતાને ગોઠે એમ ને આપમેળે ગોઠવાઈ જવાય એવી સૃષ્ટિ એણે કદાચ રહેવા દીધી નથી

પુષ્પો પૃથ્વી પર છે અને પૃથ્વીના છે પણ એનો નર્યો આનંદ એવો છે કે જાણે પૃથ્વી પારના કોઈ અલૌકિક તત્ત્વ સામે આપણે મુકાઈ ગયા હોઈએ એવુ એક ક્ષણ લાગે કવિએ પુષ્પોને સ્વર્ગના જાસૂસ કહીને એ પૃથ્વીના હોવા છતાય માત્ર પૃથ્વીના જ નથી એમ પણ સૂચવી દીધુ છે

સામાન્ય રીતે કોઈ 'કેમ છો?' પૂછે એટલે આપણો પેલો તૈયાર જવાબ 'સારુ', 'મોજમા', 'આનદ' – આપણી પાસે હોય જ છે પણ અહીં આપણે ચહેરો ઉતારવો જ પડે જવાબ આપવાની વાત તો દૂર રહી, પણ અત્યાર સુધી ટકાવી રાખેલી સ્વસ્થતાની – કાગળના ફૂલની પણ – બધી જ પાદડીઓ ખરી પડે એવો, મર્મના ઘાને પ્રકટ કરતો આ પ્રશ્ન છે

પછી કવિએ જવાબ આપ્યો છે: પણ વાણીથી નહીં, વર્તનથી

'સરી ગયો બાગ થકી ત્વરા – ભર્યો',

'કેમ છો તમે?' અને પછી, આ ઉપર ટાકેલી પકિત્ વચ્ચે કવિએ જે અવકાશ રાખ્યો છે એ પણ ખૂબ સૂચક છે દરેક જણ વૈયકિતક અને સમષ્ટિગત યાતના ઓને વધુ નહીં, પણ એક ક્ષણ સભારી જુએ કવિએ મૂકેલા અવકાશને મોટો ને મોટો કરવો પડે એવી પરિસ્થિતિ છે

પોતે પકડાઈ ન જાય, કોઈ વ્યથા, રહસ્ય પ્રગટ ન થઈ જાય એમ ઉતાવળે જીવ બહાવરો થઈને ભાગી છૂટે છે પણ પોતાની પાછળ ફૂલોની આખો ભોકાતી હોય એવો એને અનુભવ થાય છે સરી, થકી, અનુભવી, ભોકાતી, – આવા થોડે થોડે અતર ઈકારાન્ત શબ્દો મૂકીને કટકે કટકે ફૂલોની આખો ભોકાતી હોય એ અનુભવને કવિએ વધુ તીવ્ર બનાવ્યો છે 'રહુ' અને 'શુ'ના અનુસ્વારો પણ અણી કાઢી આપવામા પૂરતી મદદ કરે છે

કવિએ પુષ્પોને 'સ્વર્ગના જાસૂસ' કહ્યા છે આના સદર્ભમા 'Song of myself' મા વૉલ્ટ વ્હીટમેને ઘાસને માટે જે કહ્યુ છે તેની થોડીક પકિતઓ સભારી ઉમાશકરના આ કાવ્યને પુન પુન વાગોળીએ.

A child said, what is the grass?
Fetching it to me with full hands,
How could I answer the child?
I do not know what it is any more than he

I guess it is the handkerchief of the Lord, A scented gift and remembrancer designedly dropped, Bearing the Owner's name someway in the corners, that we may see and remark, and say Whose?

## હોઠ મલકે તો | હરીન્દ્ર દવે

હોઠ મલકે તો મોટી મહેરબાની
 સાજન, થોડો મીઠો લાગે;
તારી સંગાથે પ્રેમનો અજાણ્યો
 મુલક ક્યાંક દીઠો લાગે !

સંગાથે હોય ત્યારે અટવાતાં ચાલીએ
 કે એકલાનો રાહ એકધારો,
મઝધારે મ્હાલવાનો મોકો મળ્યો, તો
 ભલે આઘો ઠેલાય આ કિનારો !
મધમીઠો નેહ તારો માણું
 સંસાર આ અજીઠો લાગે.

રાત આખી સૂતો ક્યાં સૂરજ
સવારે એની આંખમાં ઉજાગરાની લાલી,
લથડીને ચાલતી આ ચંચલ હવાનો હાથ
 ઊઘડેલા ફૂલે લીધો ઝાલી;
તારી આંખના ઉજાગરાનો
 છલકાતો રંગ જો મજીઠો લાગે !

કાવ્ય ગુર્જરી ૧૯૬૮ ]

## ૨૭ | જયન્ત પાઠક

સૂર્યપાંખથી ખરખર રેત ખરે
ઊંચી ઊકે ઊંટ આભનો
તડકો થરે.

પગલામાં પડછાયા તફડે –
પેટ ભરેલું પાણી ખખડે
બળી ગયેલા કાગળ જેવું બરડ
પવનની ચપટીમાં ચોળાઈ
મેંશ થૈ આભ
આંખથી દદડે.

રણદ્વીપોનાં લીલાં છોગાં
મૃગજળ ઉપર તરે

ક્યાં છે હરણ ?
ક્યાં છે પેલું બદામરંગી મરણ ?
ઊંચીનીચી ઊંટગતિનાં
મોજાં ઉપર મોજાં
ઊછળે, ઢળે.

કાવ્ય ગુર્જરી ૧૯૬૮ ]

## વૃદ્ધની આંખો | મનોહર ત્રિવેદી

અકળ એ શૂન્યતાને પટપટાવે વૃદ્ધની આંખો,
થીજેલાં મૌનને યે પીગળાવે વૃદ્ધની આંખો.

દીસે આકાર ઝાંખા, ક્ષીણ ઉચ્ચારાય છે શબ્દો,
જીવનની જ્યોતની ક્ષણ ક્ષણ બુઝાવે વૃદ્ધની આંખો.

ઝૂલ્યું જ્યાં લીમડાની ડાળીએ પાદર મહીં શૈશવ,
કદી ત્યાં તાકતી સામે તળાવે વૃદ્ધની આંખો.

ફરી આ જિન્દગીનું વૃક્ષ તો લીલું નહીં થાશે,
છતાં કાં અશ્રુધારાઓ વહાવે વૃદ્ધની આંખો?

હજુ યે ધૂઘવ્યા કરતા હશે પેટાળમાં સાગર,
અતલ ઊંડાણની ઝાંખી કરાવે વૃદ્ધની આંખો.

મોંસૂઝણું ]

## શી તવ કૃપા | ભરત ઠક્કર

અહીં આકાશે મેં તવ છબી લહી, ને ભ્રમ થયો:
અહીં ક્યાંથી તું મા! મુજ નયન સાચે જ નિરખે
તને? સંધ્યા ધીરે ફરી વળી પળોમાં, હૃદયને
અહા શાંતિ લાધી, નયન ખુલતાં ના છબિ જડે.

દિશાઓ ને આખું ય નભ પળ ઢંઢી ઘર ભણી
વળું, શોધું દશ્ય વળી વળી; પ્રવેશું ઘર મહીં
લહું ત્યાં તો માની સ્મિત ઝરત પેલી છબિ, થતી
પળોમાં અદશ્ય – નિશદિન થતી એ જ ભ્રમણા.

હવે તો પર્ણોમાં, જલ થલ મહીં કૈં પળ સુધી
તને આંખોમાં હું ભરી શકું, તું સર્વત્ર પરમ
ગઈ વ્યાપી, રાત્રિ – દિન અનુભવું હું નિકટતા
રૂંવે રૂંવે, શ્વાસે, પળ પળ મહીં સ્નેહ - રૂપ શી!
ન આકાશે માત્ર, ન ઘર મહીં – ને દર્શન તવ
વિષાદો વીંધીને પળ પળ મળે, શી તવ કૃપા!

કૃપા – સ્પર્શ ]

## અપરાધી પ્રીત | ઉશનસ્

આપણા બેનું આમ જ, એ પણ કોઈક પ્રેમ સગાઈ,
હું અપરાધી રીઢો ને તું અનંત ભલમનસાઈ.

તું જે જે કંઈ સ્થાપે નિતનિત, વળી વળી તે હું ઉથામું;
નિરાંતથી તોડી રહું તારું શાસન તારી જ સામું.
એ તારી તો હાર હશે જો જોશ જરીય ખિજાઈ.

તારી પ્રેમ-નીતરતી આંખે અઢળક માફી જોઈ,
ભૂલ ઉપર ભૂલ કરી રહ્યો છું પ્રિયતમ, જાણી જોઈ.
મુજ અપરાધે કસી રહું તવ હેતતણી સરસાઈ.

તવ અપરાધ કસીને તારાં ઢૂંઢું નયનો વત્સલ,
જરીય જો જોઈશ કઠનાઈ, તો આંખે અશ્રુજલ.
તું મુજથી – જેવો છું તેવો – આખર જોશ જિતાઈ.

કવિલોક - ૬૦]

## નગ્ન નિર્જન હાથ | જીવનાનંદદાસ | ભોળાભાઈ પટેલ

ફરીવાર આકાશે અન્ધકાર ગાઢ થતો જાય છે:
પ્રકાશના રહસ્યમય સહોદરના જેવો આ અન્ધકાર.

જેણે મારા પર સતત પ્રેમ કર્યો છે
છતાંય જેનું મુખ મેં કોઈ દિવસ જોયું નથી,
તે નારીના જેવો
ફાગણના આકાશમાં અન્ધકાર નિબિડ થતો જાય છે.

યાદ આવે છે કોઈ વિલુપ્ત નગરીની વાત
તે નગરીના એક ધૂસર મહેલનું રૂપ જાગે મને.

હિન્દી મહાસાગરને તીરે
અથવા ભૂમધ્ય સાગરના કિનારે
અથવા ટાયરના સમુદ્ર પારે
આજ નહિ, કોઈ એક નગરી હતી એક દિવસ,
કોઈ એક મહેલ હતો;—
મૂલ્યવાન અસબાબથી ભરેલો એક મહેલ;
ઈરાની ગાલીચા, કાશ્મિરી શાલ, બેરિન સમુદ્રધુનીનાં
ઘાટીલાં મુક્ત પ્રવાલ,
મારું વિલુપ્ત હૃદય, મારાં મૃત ચક્ષુ, મારાં વિલીન
સ્વપ્ન અને આકાંક્ષા,

અને તું નારી—
આ બધું હતું પેલા જગતમાં એક દિવસ.

પુષ્કળ નારંગી રંગનો તડકો હતો,
અનેક કાકાકૌઆ અને પારેવાં હતાં;
મેહોગનીનાં ઘટાદાર પલ્લવ હતાં અનેક;
પુષ્કળ નારંગી રંગનો તડકો;
અને તું હતી;
કેટકેટલી શતાબ્દીઓ થયાં તારું મુખ જોતો નથી,
શોધતો નથી.

ફાગણનો અંધકાર લઈને આવે છે પેલી સમુદ્રપારની કથા,
સુંદર મહેરાબ અને ઘુમ્મટની વેદનામય રેખા,
અસંખ્ય લુપ્ત નાસપાતિની ગંધ,
હરણાં અને સિંહનાં ચામડાંની ધૂસર પાંડુલિપિ,
ઈન્દ્રધનુ રંગની કાચની બારીઓ
મોરપીંછના જેવા રંગીન પર્દે પર્દે
કક્ષ અને કક્ષાન્તરથી વળી દૂર કક્ષ અને કક્ષાન્તરોનો
ક્ષણિક આભાસ–
આયુહીન સ્તબ્ધતા અને વિસ્મય.

પર્દા પર, ગાલીચા પર રકતાભ તડકાનો ફેલાયેલો પ્રસ્વેદ,
રકિતમ ગ્લાસમાં તરબુજ મદ!
તારો નગ્ન નિર્જન હાથ;
તારો નગ્ન નિર્જન હાથ.

સંસ્કૃતિ, માર્ચ – ૧૯૬૮]

---

## મારી ગઝલના શેર | "મરીઝ"

એ રીતથી છવાઈ ગયા છે ખયાલમાં,
આવેશને ગણી મેં લીધો છે વહાલમાં.

તારા વચનનો કેટલો આભાર માનીએ,
વરસો કઠણ હતા તે ગયા આજ–કાલમાં.

સારું છે એની સાથે કશી ગુફ્તગુ નથી,
નહિતર હું કંઈક ભૂલ કરત બોલચાલમાં.

મુજ પર સિતમ કરી ગયા મારી ગઝલના શેર,
વાંચીને એ રહે છે બીજાના ખયાલમાં.

એ 'ના' કહીને સહેજમાં છૂટી ગયા 'મરીઝ',
કરવી ન જોઈતી'તી ઉતાવળ સવાલમાં.

આગમન]

શએરો | "નૂરી"

એ મને ત્યાગી ગયા, 'નૂરી' ખુદા હાફિઝ કહી,
જેમના માટે મેં તોડ્યો'તો ખુદાથી સંબંધ.

•

જિંદગીભર જેમને સકોડીને રાખ્યા હતા,
એ પગો છેવટ કફનમાં 'નૂરી' લંબાવી ગયો.

•

નાહક સમયને ઝખ્મનું ગૌરવ મળી ગયું,
નહિતર કોઈનો હાથ હતો સારવારમાં.

•

હશે અસ્થિરતા કેવી, જરા એ કલ્પના કરજો,
અહીં બેઠા છીએ ઘરમા અને ઘર યાદ આવે છે.

•

પરિસ્થિતિ હવે પહોંચી ગઈ છે ક્યાં સુધી જોજો!
ગમે તે આવતું હો પણ તમારું આગમન લાગે.

અવસર]

---

જીવન અને સૅક્સ | દેવીપ્રસાદ વર્મા
હિંદી કવિતા

તું નહીં શકુન્તલા
હું નહીં દુષ્યન્ત
તું નહીં કામિની
હું નહીં કંથ
સાધારણ નારી-નર
આપણે નહીં – અનંત
રોજી ને રોટીના ચક્કરમાં
જીવનનો અન્ત
(જીવ્યા વિના)
મરણ પછી આપણે એકાન્તમાં
સેક્સ વિશે વિચારશું

## ગઝલ | સૈફ પાલનપુરી

કોઇનાં ભીનાં પગલાં થાશે એવો એક વર્તારો છે
સ્મિત ને આંસુ બન્નેમાંથી જોઈએ કોનો વારો છે.

મારા લગતી કોઈએ બાબત એમાં તો મેં જોઈ નહીં
જીવું છું પણ લાગે છે કે બીજાનો જન્મારો છે.

એ જ વખત બસ હોય છે એનું પૂરતું ધ્યાન અમારા પર
એટલે અમને એના કરતાં એનો ગુસ્સો પ્યારો છે.

મારી સામે કેમ જુએ છે મિત્રો શંકાશીલ બની,
જ્યારથી હસવા લાગ્યો છું બસ ત્યારથી આ મુંઝારો છે!

કોઈ તો એવી રાત હો જ્યારે મરજી મુજબ જાગી લઉં
કોઈ તો એવો દિવસ હો કે લાગે દિવસ સારો છે.

## શૂન્યતા | ચિનુ મોદી

ક્યાં કદી પડઘાય છે પથ્થરની શૂન્યતા?
ખીણમાં લસરી પડી ડુંગરની શૂન્યતા.

કેમ વિતાવ્યું હતું શૈશવને શું કહું?
ખ્યાલ કર, કો' ગામના પાધરની શૂન્યતા

છે લચેલો મૉલ ને પંખીનો રવ નહીં
ચાડિયે ડોકાય છે ખેતરની શૂન્યતા.

રોજ કોલાહલ વડે મ્હોરે છે એટલે
એમને ગમતી હતી નિજ ઘરની શૂન્યતા.

એક આ એકાંત ને વરસોની યાદ છે
હું હવે સમજી શક્યો અજગરની શૂન્યતા.

રાતમાં રચતો રહ્યો સપનાનું હું જગત
તોય ના ઓછી થઈ નીંદરની શૂન્યતા

માછલીઘરોમાં મને ઘેરે છે વેદના
મત્સ્યમાં અમળાય છે સાગરની શૂન્યતા.

રોજ હું ભરવા મથું માણસની ભીડથી
તોય તે ખાલી રહી ભીતરની શૂન્યતા

## ધીરે ધીરે | સર્વેશ્વરદયાલ સક્સેના / રમેશ જાની

હિંદી કવિતા

ભરેલી બૉટલોની પાસે
ખાલી ગ્લાસની જેમ
મને મૂકી રાખવામા આવ્યો છે

ધીરે ધીરે અંધારું થશે
અને લથડતું લથડતું
મારી પાસે આવીને બેસી પડશે!
એ કંઈ કહેશે નહીં
મને વાર વાર ભરીને
ખાલી કરશે,
ભરશે – ખાલી કરશે,
અને અન્તે
ખાલી બૉટલોની પાસે
ખાલી ગ્લાસની જેમ
મૂકી જશે!

મારા દોસ્તો,
તમે મૉતને નથી પિછાણતા
પછી એ આદમીનું હોય
કે કોઈ દેશનું
કોઈ કાળનું હોય
યા વેશનું!

બધું ય ધીરે ધીરે જ થતું હોય છે–
ધીરે ધીરે જ બૉટલો ખાલી થતી હોય છે
ગ્લાસ ભરાય છે,
હા, ધીરે ધીરે જ
આત્મા ખાલી થતો જાય છે
આદમી મરતો જાય છે
જે ધીરે ધીરે લથડતો લથડતો

મારી પાસે ફસડાઈ પડયો છે
એ દેશનું હું શું કરું?

મારા દોસ્તો,
તમે મૉતને નથી પિછાણતા
ધીરે ધીરે અંધારાના ઉદરમાં
બધું સમાઈ જાય છે –
પછી કશું બનતું નથી
બનવા માટે કશું બાકી યે રહેતું નથી,
ખાલી બૉટલોની પાસે
ખાલી ગ્લાસની જેમ બધું પડી રહ્યું છે –
ઝંડાની પાસે દેશ
નામની પાસે આદમી
પ્યારની પાસે સમય
દામની પાસે વેશ –
બધું જ પડી રહ્યું હોય છે
ખાલી બૉટલોની પાસે
ખાલી ગ્લાસની જેમ!

'ધીરે ધીરે' –
મને સખ્ત નફરત છે
આ શબ્દ પર.
ધીરે ધીરે જ જીવાત પડે છે
અને અનાજ સડી જાય છે,
ધીરે ધીરે જ ઊધઈ બધું ય કોરી ખાય છે
સાહસ ડરી જાય છે.
ધીરે ધીરે જ શ્રદ્ધાનો લોપ થઈ જાય છે
સંકલ્પ ઢળી જાય છે.

મારા દોસ્તો,
જે ધીરે ધીરે ...
ધીરે ધીરે ... ખાલી થઈ રહ્યો છે
ભરેલી બૉટલોની પાસે
ખાલી ગ્લાસ જેવો
પડી રહ્યો છે
એવા દેશનું હું શું કરું ?

ધીરે ધીરે

હવે મને ઈશ્વર મેળવવાની પણ ખેવના નથી

ધીરે ધીરે

હવે મને સ્વર્ગે જવાની પણ ઝંખના નથી.

ધીરે ધીરે

હવે મારે મન કશાનો ય નહીં સ્વીકાર

પછી ભલે હોય ઘૃણા, ભલે હોય પ્યાર !

મારા દોસ્તો,
ધીરે ધીરે કશું યે નથી થતું
માત્ર મૉત થાય છે,
ધીરે ધીરે કશું યે નથી આવતું
માત્ર મૉત આવે છે,
ધીરે ધીરે કશું યે નથી મળતું
માત્ર મૉત મળે છે,
મૉત –
ખાલી બૉટલોની પાસે
ખાલી ગ્લાસ જેવું !

સાંભળો,

ઢોલની લય-ગતિ ધીમી થઈ રહી છે

ધીરે ધીરે એક ક્રાન્તિ-યાત્રા

શબ-યાત્રામાં પલટાઈ રહી છે.

સડેલી દુર્ગંધ ફેલાઈ રહી છે–

નકશા પર દેશના
અને આંખોમાં પ્યારના

સીમાપ્રાન્ત ધૂંધળા થઈ રહ્યા છે

અને આપણે કોળની જેમ જોઈ રહ્યા છીએ.

**તરણું | હરિકૃષ્ણ પાઠક**

તડકાનાં રેલાયાં પૂર
એમાં છાંયડાની છાની વ્હેતી રે સરવાણી,
બે કાંઠે છલકાતું મૌન
એમાં કેમ કરી મોજાં ઉછાળે મારી વાણી!

મંતર મૂંગો જો સાવ ઊભું તો લાગે
કે વરસી જાતો રે ચોધાર;
વાણીમાં વેદનાને પ્રોઉં તો થાય–
ક્યાંક ખોઉં હું મારો અણસાર!
તડકા – છાયાંની પેલી તરવરતી લીલાની
જુગતિ તો સાવ રે અજાણી!

ગોરંભે ગીત ક્યાંક ઊંડે આકાશમાં
ને ફૂટે પાતાળમાંથી ઝરણું
ખળખળતું ગીત થઈ વ્હેવા મથે રે
મારી વેદનાની વાણીનું તરણું!
અંજલિ ધરીને વ્હેણ ઝીલવા કરું તો
દૂર છલકે કેં ઝાંઝવાનાં પાણી!

---

**એને પણ | ક્રિશ્ચન મોર્ગેન્સ્ટર્ન**
**જર્મન કવિતા**

પોતાને કોઈ જોતું નથી
એમ માની
સસલું લીલોતરીમાં લપાઈ જાય છે.
પણ
પડખેના પર્વતના ઢોળાવ પરથી
શિકારી
ઝીણી નજરે
ચૂપચાપ એને તાકી રહે છે.
અને
આઘેના આકાશમાંથી
ઈશ્વર
પોતાની સર્વવ્યાપક આંખમાં
એને પણ
જકડી રાખે છે!

## સૂધ લિયો છો સારી | રવીન્દ્રનાથ ટાગોર | મકરદ દવે

બગાળી કવિતા

સૂધ નિયો છો સારી નિઠુર,
સુધ લિયો છો સારી,
એમ કહીને હૈયે માર
ભડકા દિયો ભારી

જ્યારે થાપે મન આ મારુ
મૂઢતા કેરુ થાણુ,
આઘાત એ તો હાથ હેતાળવો,
નેહનુ એ નજરાણુ

ધૂપને નાખો નહીં ઢખાળે
ગધ તો તો કાઈ ન ઢાળે,
કોઈ જો મારા દીપ ન બાળે
વાટ રહે અધારી

મોહના કાળા કાળા માળે,
આખો તમને કયાય ન ભાળે
કાળપ મારી અગનઝાળે,
વીજથી દો વિદારી

## વિધિની વક્રતા | લુઈ અન્ટરમાયર

જેમને નહીં દષ્ટિ કે નહીં શ્વાસ
એમને નહીં મૃત્યુ કા?
ને અનત અહીંયા લદાઈ રહે અર સૌની ઉપર
પૃથ્વીનો ટુકડો પડયો
કે અચેતન હોય પથ્થર
રજકણ ભલેને હોય,
માટીનુ ઢેફુ અગર
કેટલુ મોટુ બધા વરદાન પામે છે પ્રભુનું!
માર્ગની ધાર પર કકર પડયો
નામનો પણ યમતણો નહીં હાથ એન રે અડયો!
આપણા પૂર્વજો જે કાપતા'તા ઘાસ
એમની કબરા ઉપર આજેય એ ઊગી રહ્યુ
માડ વ્હેતુ નાનકુ ઝરણુ
એની ગતિનો કયા કદી નહીં નાશ
પથરાઈને જે એકવાર રતી પી
એને નહીં કયારેય તે આવે અહીં અતિમ ઘડી
પણ માનવી છે મહાન, શાણો ને સબળ
એટલે મૃત્યુ —

તારક તગી અંધાર ઘૂંટી રાત્રિનું આકાશ
એની
આંખમાં આબદ્ધ.
તીખી સ્થિર બે તેજે ચમકતી કીકીઓમાં ઘૂમતું નક્ષત્રમંડળ.
આભ પ્હોળાં વેગીલાં વર્તુળ
લેતો, ઘૂર્ઘુરાટી ઘૂંટતો એ આવતો અવકાશ-વનની બ્હાર.
ઊભો
યાળ ઊછળે સાત સાગર પાર
વીંઝી કાય વહ્નિઝાળ જેવી, ન્હોરથી અંધાર ઊતરડી
કૂદ્યો...
તોતિંગ નગરો પ્હાડ જંગલ ત્રાડ પર તોળી,
છલંગે ખલ્ક જંગી સોંસરું વીંધી,
ત્વરામાં ત્રાડતો ઊંડા ગહન અવકાશ-વનમાં લુપ્ત.
તગતાં રક્તમાં મારાં
તગંતાં
સિંહ પગલાં ... સિંહ પગલાં ... સિંહ પગલાં ...

## "કવિતા"

ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ
૧૯૫૬ અન્વયે "કવિતા" પત્ર અંગેની માહિતી

### ફોર્મ નં. ૪

[જુઓ રૂલ નં ૮]

| | | |
|---|---|---|
| ૧ | પ્રકાશનનું સ્થળ | સ્ટેટ્સ પીપલ પ્રેસ, જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ ૧ |
| ૨ | તેના પ્રકાશનની સામયિકતા | દ્વૈમાસિક |
| ૩ | મુદ્રકનું નામ | ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | હિન્દી |
| | સરનામું | મધુ મેનશન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ ૧૯ |
| ૪ | પ્રકાશકનું નામ | ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | હિન્દી |
| | સરનામું | મધુ મેનશન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ ૧૯ |
| ૫ | તંત્રીનું નામ | સુરેશ દલાલ |
| | રાષ્ટ્રીયતા | હિન્દી |
| | સરનામું | બનારસી ભવન, ૧૦મો રસ્તો, ખાર, મુંબઈ ૫૨ |
| ૬ | જે વ્યક્તિઓ આ અખબારના માલિક હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેર હોલ્ડરોના નામ તથા સરનામા | સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બોમ્બે પબ્લિક ટ્રસ્ટ્સ, ઍક્ટ ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, મુંબઈ ૧ |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગત મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે

તા૦ ૧ ૮ '૬૮ પ્રકાશકની સહી ધીરુભાઇ ઝીણાભાઇ દેસાઇ

# કવિતા

વર્ષ ૧ : અંક ૪ : એપ્રિલ ૧૯૬૮

સજાવટ : વિનોદ પીઠડિયા

**સૂચનાઓ :**

વરસમાં છ અંકો દર બે મહિને ઑક્ટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં, વીસમી તારીખે પ્રકટ થશે.
જરૂરી પોસ્ટેજ બીડ્યું હશે તો જ અસ્વીકૃત કૃતિ પરત કરવામાં આવશે.

**લવાજમ :**

દેશમાં રૂપિયા છ
પરદેશમાં રૂપિયા આઠ
છૂટક નકલનો રૂપિયો એક
વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું :**

જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ–૧.

## "કવિતા"

ધી રજિસ્ટ્રેશન ઑફ ન્યૂઝપેપર્સ (સેન્ટ્રલ) રૂલ્સ
૧૯૫૬ અન્વયે "કવિતા" પત્ર અંગેની માહિતી

### ફૉર્મ નં. ૪

[જુઓ રૂલ નં ૮]

| | | |
|---|---|---|
| ૧ | પ્રકાશનનું સ્થળ | સ્ટેટ્સ પીપલ પ્રેસ, જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ ૧ |
| ૨ | તેના પ્રકાશનની સામયિકતા | દ્વૈમાસિક |
| ૩ | મુદ્રકનું નામ | ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | હિન્દી |
| | સરનામું | મધુ મેનશન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ ૧૯ |
| ૪ | પ્રકાશકનું નામ | ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| | રાષ્ટ્રીયતા | હિન્દી |
| | સરનામું | મધુ મેનશન, તેલંગ રોડ, માટુંગા, મુંબઈ ૧૯ |
| ૫ | તંત્રીનું નામ | સુરેશ દલાલ |
| | રાષ્ટ્રીયતા | હિન્દી |
| | સરનામું | બનારસી ભવન, ૧૦મો રસ્તો, ખાર, મુંબઈ - ૫૨ |
| ૬ | જે વ્યક્તિઓ આ અખબારના માલિક હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનારા ભાગીદારો અથવા શેર હોલ્ડરોના નામ તથા સરનામા | સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બોમ્બે પબ્લિક ટ્રસ્ટ્સ ઍક્ટ ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ ૧ |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગત મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે

તા૦ ૧-૮-'૬૮ પ્રકાશકની સહી **ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ**

# કવિતા

વર્ષ ૧ : અંક ૪ : એપ્રિલ ૧૯૬૮

સજાવટ : વિનોદ પીઠડિયા

સૂચનાઓ :

વરસમાં છ અંકો દર બે મહિને ઑક્ટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં, વીસમી તારીખે પ્રકટ થશે.
જરૂરી પોસ્ટેજ બીડ્યું હશે તો જ અસ્વીકૃત કૃતિ પરત કરવામાં આવશે.

લવાજમ :

દેશમાં રૂપિયા છ
પરદેશમાં રૂપિયા આઠ
છૂટક નકલનો રૂપિયો એક
વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

પત્રવ્યવહારનું સરનામું :

જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક : ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ—૧.

## વિસ્તરે | મનોહર ત્રિવેદી

પાનખર કૂપળ થઈને વિસ્તર?
ઝાઝવાઓ જળ થઈને વિસ્તર?
રાતભર વરસી, સવાર ઘાસ પર
આસુઓ ઝાકળ થઈને વિસ્તરે
રત–ઘરમા ઊડતી એકાન્તની,
શૂન્યતાઓ રણ થઈને વિસ્તરે
યાદની ખીલી ઊઠે જ્યા ચાદની,
વેદના સાગર થઈને વિસ્તરે

## એકાન્ત | પ્રાણજીવન મહેતા

દીવાની સ્થિર જ્યોતમા
મારી ઈચ્છાઓ અફળાય
ભીંત કે છત પર જામેલા
મેશના થરને ઉવેખતો
હુ બેઠો છુ સૂનમૂન
તૂટેલાં નળિયા પાછળ બેસી
ડોકાયા કરતું ઓરસ–ચોરસ આકાશ
વૃક્ષની
નમી પડેલી એક ડાળ પર કૂપળ તો –
–વર્ષા બાદના જલબિદુ થી લહેરાય
તમારા પડ્યા રહેલાં પગલા પર
સાજ – સવારે
તેતર – મોર – કબૂતર
બેસે – ઊડે
દીવાલ પાછળ દીવાલ પાછળ દીવાલ
સણ તો ચારે ખૂણે ચકરાવો લઈ ઘૂમ્યા કરતી
ને પથ્થરના પોલાણે
ઘરનું ઘૂઘવતું એકાન્ત

## છાયા | મુકુન્દ પારાશર્ય

ઉજ્જડ વગડે, ધોમ બપોરે
થાકયા આતુર તપ્ત પાંથને
માંડ મળે
તે છાયા:
બાકી રંગની માયા.

## ભ્રમણ | પ્રાણજીવન મહેતા

તેતર થૈને ઊડી ગયું તળાવ.
સીમ પણ તણખલાઓમાં સંતાવા લાગી.
તમારા ઘરની ભીંતોના પડછાયા
અહીં લગ લંબાતા.
અને તમારા ઘરને મોભ બેઠેલું આકાશ
ચૉગરદમ વિસ્તરતું.
વેંત વેંતના નળિયાં વચ્ચે મારી નીંદર ઠુંઠવાતી.
ગાડાનાં પૈડાંની જેમ
મન ચક્કર ચક્કર ફરતું ભમતું –
– તોય ના રસ્તો કાપે.
અપૂરણ સપના જેવું ગામ
સંકોરેલી શગમાં સળવળતું મારી આસપાસ.
ઘરના ચારે ખૂણા
આંખમાં ફેરફૂદરડી ફરતા.
ફળિયે બેઠેલું એકાન્ત
છતથી હેઠે ઊતરી
હવે મારામાં વિસ્તરતું.
ને જુઈ – જાઈ - ચમેલી જેવા
તમારા ઘરના રસ્તાઓ વચ્ચે
હું બસ ભમ્યા કરું છું કયારનો.

## બરફની ફર્શ નીચે | યશવત ત્રિવેદી

દરિયાના પાણી બરફ થઈ થીજી જશે ત્યાર શુ થશે?
સાગરમા તરતા સુવર્ણમૃગોની શિગડીઓ પર હોડી લઈને ફરુ છુ
મારી હથેળીમા તર્યા કરે છે ડૂબી ગયેલુ શ્રીનગર શહેર
હુ, રશમા, તમે – આપણે સહુ ત્યા સાથે રહેતા

શાર્કમાછલીનાં જડબા ખૂલી ગયાં છે
વૃદ્ધ સાન્તીઆગોની જેમ લડ્યા કરુ છુ

મને યાદ છે
મારા પૂર્વજન્મોની કથા લઈને જેલમ વહેતી હતી તે
નારગીના ઝાડ પર તરન્નુમ છેડી વાયરા અમારા શિકારામાં સૂઈ જતો
ઓ જેલમ! તારા આબે બહિશ્ત પર ફૂલચકલીઓનો મેળો ભરાતો!
ત્યારે ઊડતા ગુલમર્ગના શ્વેતકબૂતર
પહાડના ફૂલ ફૂલ પર પોઢી જતુ કબૂતરની પાખનું રેશમ
રશમ તળે તરતા ગુલમહોરના ગીત
આપણે રહેતા શકુતલાની કમર જેવા ગીતના શિકારા પર
વસતઋતુના કેસરી અરીસામા
રેશમાની આખોમા ઊઘડતુ દાલસરોવર
સવાર સરોવરમાથી ઊઘડતુ જન્નતનુ આભ
–પણ આખા શાલીમાર જેવડી રેશમાની ઇચ્છા ક્યાર
દબાઈ હશે, ક્યારે તોડ્યુ હશે ફળ – યાદ નથી

હું ચિરશાપ પામીને અહીં આવ્યો ત્યારથી દરિયાપારથી ઊડીને
એક પેન્ગિવન મારી હોડીના શ્વેત શઢ પર ઊડે છે ને બેસે છે.
જોકે હું જાણું છું
ને પાણી હજીય પાણી જ છે.
આ પાણી પર—ના, બીજા પાણી પર—શ્રીનગર તરતું,
પાણી પર તર્યા કરતી
પૂર્વજન્મોમાં લખેલા પ્રેમપત્રોવાળી ચાંદરણાની મંજુષાઓ,
પાણી પર તર્યા કરતી
જહાંગીરની છાતી પરથી સૂતી સૂતી સપનામાં તણાઈ
આવેલી વાસકસજ્જા નૂરજહાંઓ.
હું, રેશમા, તમે—આપણે સહુ એ પાણી પર રહેતાં.
મારી આ હોડીના ભંડકિયાને એક ખૂણે મેં ભંડારી
રાખ્યું છે એ શ્રીનગર.
હું ક્યારેક ઊતર્યો હોઈશ આ હોડીના ભંડકિયામાં
ને દરિયાનાં પાણી થીજી જશે તો? . . .

મારી આંખ મળી જશે ત્યારે ધ્રુવના બરફ પર મારી
કાગળની હોડી ખૂંપી ગઈ હશે.
અથવા મીઠાના અગરમાં ઢગલો થઈ ઑગળી ગયો હોઈશ હું.

...... પણ બરફની પારદર્શક ફર્શ નીચે જડી દીધેલી
મારી આંખોની માછલીઓ ક્યારેક સળવળી ઊઠશે ત્યારે
ઉપર ઊડતા પેલા પેન્ગિવનનું શું થશે?
શું થશે દરિયાનાં પાણી બરફ થઈ થીજી જશે ત્યારે...?

---

## વિદુરવેડા | મધુકર શંદેરિયા

ઘેલા સાગર, ઊર્મિના વિફલ આ શા તર્ફડાટો કરે?
દીઠા છે કદી ક્યાંય વજ્ર ઉરના પાષાણ તે પીગળ્યા!?
ઊંડે છો ભડકા ઊઠે અગનના ને ભસ્મ સૌ થૈ જતું,
હૈયામાં જ ઘટે સદા છુપવવી હૈયાતણી વેદના!

## મૃત્યુ | પ્રિયકાન્ત મણિયાર

આ અતલીણ ગગને ઊડવુ અસીમ,
ને વાર વાર ટહુકા અફળાય આતરી
જે વૃક્ષની લળતી ડાળ હતી ઝુલાવી
તેના અગણ્ય પરણો અહીં આવી ઘેર,
ત્યા આસુમા સરી જતુ તરતું તળાવ,
ને પકવ કો ફલ સમો ખરી જાય સૂર્ય

## સવારનો તડકો | અનિલ જોશી

ઝાકળભીના ઝાડ કનેથી વળાંક લઈને સવારનો નીકળતો તડકો
કૂદે પ્હાડના પ્હાડ!
મકાઈના ખેતર-શેઢેથી જાગી ઊઠતુ મંન અચાનક –
સુક્કા ખડની સળી પવનને ટેકે ઊભી થાય
પ્હાડ ઉપરથી ગણગણતી કેડીનો પડતો ધોધ
દૂરની ખોબા જેવી ઝૂપડીમા બધાય
પાન-પાનની વચ્ચે નભના વેરણછેરણ ટુકડાઓ વીંગાતા
લાગે, આ તે કેવુ ઝાડ!
ઝાકળભીના ઝાડ કનેથી વળાંક લઈને સવારનો નીકળેલો તડકો
કૂદે પ્હાડના પ્હાડ

## મારી બારીએથી | ચંદુલાલ સેલારકા

સૂર્ય નીકળ્યો
વાદળનાં ગોગલ્સ
પહેરી આભે.

## તરસ્યા તળાવની વેળુ | ભાનુપ્રસાદ પંડ્યા

હું તો તરસ્યા તળાવની વેળુ
ગગન મને કહેશો કે કેમ થાય ભેળું ?

કાંઠે વીખરેલ ઓલ્યા લુખ્ખા ઓવાળમાં
પોઢ્યો આષાઢ આઠ માસ !
કોરીને કાંપમાં ખરીઓની છાપ, ગયો
ભાંભરતો જૂનો સહવાસ !
ઊના વંટોળની ઊંચેરી પાલખીમાં
મૂંગા કાસદ રોજ મેલું !

વહેલી પરોઢ કોઈ તૃણની પાંપણમાં
પેખું અણસાર એના ભીના
લીલા ખેતરનો ફરકે છે શોભતી
એના તરંગ લઉં ઉછીના !
સાંજે સુકોમળી ભોળી આંગળીઓમાં
મીનના રોમાંચ માની ખેલું !

હું તો તરસ્યા તળાવની વેળુ
ગગન મને કહેશો કે કેમ થાય ભેળું ?

## ઉમાશંકર જોશી | નિરંજન ભગત

કોઈ કોઈ લેખકનું વ્યક્તિત્વ માત્ર એના લેખનમાં જ પર્યાપ્ત નથી હોતું, અન્યથા પણ આસ્વાદ્ય રીતે પ્રગટ થતું હોય છે અને એના જીવનકાળમાં જ એની આસપાસના જગતમાં અનેક રીતે પોતાનો પ્રભાવ પાડતું હોય છે. એની એકલતામાં, એના મૌનમાં, અન્ય પરિચિત અને અપરિચિત માનવબંધુ સાથેના એના સંબંધમાં, એના સંવાદમાં, જાતના અને સમગ્ર મનુષ્યજાતિના અનેક પ્રશ્નો–સમાજ, રાજ્ય, ધર્મના પ્રશ્નો–વિષેના એના સચિંત ચિંતનમાં, એના સમભાવમાં, એના સંઘર્ષમાં, એના પ્રેમમાં અને એના પ્રતિકારમાં પણ એના સભર વ્યક્તિત્વનો પરિચય થતો હોય છે. શ્રી ઉમાશંકર જોશીનું વ્યક્તિત્વ કંઈક આવું વિરલ છે. એથીસ્તો ૨૧૦ બલવંતરાય ઠાકોરે ૧૯૫૧માં 'ગોષ્ઠી' નિબંધસંગ્રહની સમીક્ષામાં આરંભમાં જ કહ્યું હશે, 'શ્રી ઉમાશંકર હવે ખાનગી વ્યક્તિ કે 'ઇત્યાદિ'–વર્ગી લેખક નથી રહ્યા. પ્રજાના જીવનમાં જવાબદાર અને શક્તિમાન લેખક તરીકે એ એક ધ્યાનપાત્ર વ્યક્તિ ગણાય...' કોઈ સમાજમાં, કોઈ સમયે કોઈ લેખકને એ એક ધ્યાનપાત્ર વ્યક્તિ ગણાય એવું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થતું હોય છે. ગુજરાતીભાષી સમાજમાં આપણા સમયમાં એ સદ્‌ભાગ્ય શ્રી ઉમાશંકર જોશીને પ્રાપ્ત થયું છે. કહો કે કોઈ યુગકર્મ, યુગધર્મ બજાવવાની જવાબદારી ઈશ્વરેચ્છાથી એમને ભાગે આવી હોય એવી કવન અને જીવનની એમની સાધના આજ લગી રહી છે એમ હવે એમના આયુષ્યના પંચાવનમે વર્ષે પ્રતીત થાય!

ઉત્તર ગુજરાતમાં, ઈડરના બામણા ગામમાં, ૧૯૧૧ના જુલાઈની ૨૧મીએ ઉમાશંકરનો જન્મ. ઝાંઝરીની કૂખે ને ખંભેરિયાને ખભે ઊભેલા એ ગામના એક ઘરમાં જન્મેલું આ ડુંગરનું બાળક–એનું ગુજરાતી ચોથા ધોરણનું ભણતર ચાલતું હતું, 'ત્યાં પિતાજીએ મને ઈડર ભેગો કરી દીધો ... વરસો પહેલાંની એક સાંજ,

જ્યારે ઊંટ પર ચઢી બેસીને મારા ગામના ડુંગરા છોડ્યા હતા' તે વળી વળીને ઉમાશંકરને સાંભરે છે, અનેક કાવ્યો, વારતાઓ એકાંકીઓ, એક પૂરી અને એક અધૂરી નવલકથાઓમાં સાંભરે છે અને હજુ આજે પણ ક્યારેક એમની આંખોમાંથી એ ડુંગરા ડોકાઈ જાય છે. ઉમાશંકરનું જીવન અને કવન આ ડુંગરાની ધરતીમાં દૃઢ રોપાયું છે; એમનું વ્યક્તિત્વ એમાંથી વિકસ્યું છે; એમની અનેક યાત્રાઓ—ચરણની અને ચિત્તની—એમાંથી વિસ્તરી છે.

ઈડરના શાળાજીવનનાં સાત વર્ષો ઉમાશંકરે, ત્યાંની પ્રતાપ હાઈસ્કૂલના અમૃત મહોત્સવ પ્રસંગે, ૧૯૬૫માં, ગુરુજનો પ્રત્યેની કૃતજ્ઞતાસહિત સંભાર્યાં છે. અનેક મેળાઓ અને ઉત્સવો જેવા પ્રસંગોમાં અને આસપાસના પ્રદેશના પ્રવાસોમાં ઈડરની પ્રજાનાં અને પ્રકૃતિનાં સુખદુ:ખ અને સૌંદર્યનો એમનો અનુભવ એ એમની સર્જનપ્રવૃત્તિની પ્રેરક ગંગોત્રી છે, એમના જીવનકવનની દીક્ષા છે. ઈડરમાં 'સૌથી આકર્ષક મારે મન કોઈ પુસ્તક હોય તો તે હેડમાસ્તરના ટેબલ પર પડી રહેતું એન. એમ. ત્રિપાઠી કં૦નું વિસ્તૃત સૂચિપત્ર ... કેટકેટલાં સુંદર પુસ્તકોનાં અને એના કર્તાઓનાં શુભ નામ' આ નિશાળિયાને 'જાદૂઈ—ખજાનારૂપ' હતાં. ત્યારે કેવળ સ્વપ્નનો વિષય હતાં એવાં પુસ્તકોના કર્તારૂપે પોતાનું નામ ત્યારે તો કલ્પ્યું પણ નહીં હોય! ૯ વિદ્યાર્થીના વર્ગમાં જોકે નંબર પહેલો હતો.

ઈડરની શાળામાં અંગ્રેજી છ જ ધોરણ હોવાથી ૧૯૨૭માં ઉમાશંકર મૅટ્રિકના અભ્યાસ માટે ('સાબરનો ગોઠિયો'ના ઋજુકરુણ ભાવથી ભીંજાઈને?) અમદાવાદ આવ્યા. બે ચારિત્ર્યવંત શિક્ષકો (દીવાન તથા બલ્લુભાઈ)નાં નામની સુવાસથી આકર્ષાઈને જ પ્રોપ્રાયટરી હાઈસ્કૂલમાં દાખલ થયા. મૅટ્રિકની પરીક્ષામાં સૅન્ટરમાં પહેલો નંબર પ્રાપ્ત કર્યો. ૧૯૨૮થી ૧૯૩૦ લગી ગુજરાત કૉલેજમાં ઉચ્ચ અભ્યાસ કર્યો. ત્યાં લગીમાં તો દક્ષિણામૂર્તિમાં શ્રીધરાણી ગુજરાતી ગદ્યના જુદા જુદા શૈલીકારોની છટાઓ અને ખંડ-સવૈયા જેવા પદ્યની અભિનવ તાજગીભરી છંદરમઝટમાં રાચતા હતા અને ગુજરાત વિદ્યાપીઠમાં 'સાબરમતી'ના તંત્રી સુન્દરમ્ કીટ્સના ઓડનો અનુવાદ 'કોયલને' પૃથ્વી છંદમાં રચતા હતા. નવીન કવિતામાં 'પૃથ્વીયુગ' શરૂ થઈ ચૂક્યો છે એ જાણવાની મને હજુ વરસેકની વાર હતી... કવિતાક્ષેત્રમાં મારો જન્મ થયો ૧૯૩૧ની લગભગ આખરે ... પૃથ્વીપરસ્તી માટે હું મોડો પડ્યો હતો. પ્રો૦ ઠાકોરની પ્રવાહિતાને અપનાવી લઈ, શાલિનીના મિશ્રણવાળા વહેતા ઉપજાતિમાં મેં મારું મુખ્ય વાહન શોધ્યું 'વિશ્વશાંતિ'માં. પ્રથમ એ છંદોભંગિ ઊતરી હતી. ત્યાં લગી હું 'મણિકાન્ત'ની કાવ્યસિદ્ધિની મહત્ત્વાકાંક્ષા

સેવી રહ્યો હતો અને શામળના અનુકરણમા 'સમસ્યા છોનેરી' માટે મોભારે આદરી રહ્યો હતો (સદ્ભાગ્યે છથી આગળ વધી શકાયુ જ ન હતુ)'

૧૯૩૧માં ઉમાશંકરે મહાકાવ્યની ભવ્યતા અને સુંદરતા જાણે સદેહે વિચરતી હોય એવા મહા-આત્માની પ્રેરણાથી આપણા યુગના સૌથી ગહન અને ગભીર એવા પ્રશ્ન, શાતિ વિષે એમનું 'વિશ્વ શાતિ' કાવ્ય યુવાન કવિની મુગ્ધતાથી રચ્યું અને બે ભિન્ન મિજાજના મનીષી વિવેચકો—કાલેલકર અને નરસિંહરાવ—નુ હૃદય સહજમા જીતી લીધુ

૧૯૩૦થી ૧૯૩૪ લગી કૉલેજનો અભ્યાસ ઘડીક બાજુએ મૂકીને સત્યાગ્રહનુ સાહસકર્મ કર્યું 'બળતા પાણી'નો સંઘર્ષ અનુભવીને અને 'કદાચ ગુજરાતનુ જીવનકાર્ય આ વરસોમા જેટલુ વધ્યુ છે એટલા પ્રમાણમા ગુજરાતની કવિતા નથી વધી' એમ કહીને પણ 'ગગોત્રી' (૧૯૩૪)—નાં 'જઠરાગ્નિ' અને 'એક બાળકીને સ્મશાન લઈ જતા' જેવા સુદર કાવ્યોનુ સર્જન કર્યું વચમાં ૧૯૩૧ના છેલ્લા છ માસ ગુજરાત વિદ્યાપીઠમા આગતુક તરીકે અને ખાસ તો કાલેલકરના અંતેવાસી તરીકે અનુભવ લીધો

૧૯૩૪થી ૧૯૩૮ લગી મુંબઈની ઍલ્ફિન્સ્ટન કૉલેજમા અર્થશાસ્ત્ર ઇતિહાસ સાથે બી એ નો અને ગુજરાતી-સસ્કૃત સાથે એમ એ નો અભ્યાસ આગળ ચલાવ્યો બી એ માં ઑનર્સ અને એમ. એ મા પ્રથમ વર્ગ પ્રાપ્ત કર્યા સાથે સાથે ૧૯૩૬મા વિલેપાર્લેની ગોકળીબાઈ હાઈસ્કૂલમા શિક્ષક તરીકે અને ૧૯૩૮મા સીડનહામ કૉલેજમા અધ્યાપક તરીકે કાર્ય કર્યું ૧૯૩૭મા કુ૦ જ્યોત્સ્નાબહેન સાથે લગ્ન કર્યું ૧૯૩૯માં 'ગંગોત્રી' માટે રણજિતરામ સુવર્ણચન્દ્રક અર્પણ થયો આ સમયમા ગુજરાતી એકાંકી સાહિત્યમા વિરલ એવો ઈડર પ્રદેશની પ્રજાની વેદનાનું અત્યંત કરુણાપૂર્વક અને છતા ક્રૂરપણે વકતા વિનાની વાસ્તવ દૃષ્ટિથી નિરૂપણ કરતો એકાંકી સંગ્રહ 'સાપના ભારા' (૧૯૩૬) અને વિવિધ પાત્રોનું અત્યત સુકુમાર એવી સહૃદય માનવતાથી ચિત્રણ કરતો વાર્તાસંગ્રહ 'શ્રાવણી મેળો'—(૧૯૩૭)માં પ્રગટ કર્યા એમા કવિની સહાનુભૂતિ ઉપરાત કલાકારનો સંયમ સિદ્ધ થયા છે અને એની તીવ્ર અસર ઉમાશંકરની હવે પછીની કૃતિઓમાં સતત વરતાય છે

૧૯૩૯થી ઉમાશંકરે અમદાવાદમાં સ્થિર નિવાસ કર્યો ૧૯૪૬ લગી ગુજરાત વર્નાક્યુલર સોસાયટીમા સશોધન અને અધ્યાપનકાર્ય કર્યું આ સમયમા કારુણ્યને કરુણતાથી રસતા ઊર્મિપ્રચુર 'લોકલમાં' અને રસિકજનોને સગ્રહનું સર્વશ્રેષ્ઠ કાવ્ય લેખવાનું મન થાય એવુ ચિંતનપ્રગલ્ભ સૉનેટગુચ્છ 'આત્માના ખંડેર'મા મુબઈના અનુભવોમાથી, 'નિશીથ'માં દેશપ્રેમના

અને 'વિશટપ્રાણ્ય'માં માનવતાપ્રેમના અનુભવોમાંથી તથા પ્રણય અને પ્રકૃતિના અનુભવોમાંથી હૃદય અને બુદ્ધિ બન્નેની રસદીપ્તિ પ્રગટ કરતો કાવ્યસંગ્રહ 'નિશીથ' (૧૯૩૯); પોલૅન્ડના મહાન કવિ મિસ્કિયેવિચની દેશવટાના દુ:ખે દાઝેલી 'ક્રીમીઅન સૉનેટ્સ'નો અનુવાદ 'ગુલે પોલાંડ' (૧૯૩૯); બીજો વાર્તાસંગ્રહ 'ત્રણ અર્ધું બે' (૧૯૩૮); સુખી, મકન જેવાં પાત્રોમાં જીવનની કરુણતાની 'સાગા' જેવી મહત્ત્વાકાંક્ષી કવિસુલભ કથા 'પારકા જણ્યાં' (૧૯૪૦); અખા જેવા આત્મસૂઝના જ્ઞાની કવિની અર્થસઘન કવિતાની સંકુલતાનેસરલતાથી સમજાવતો સળંગ વિવેચનગ્રંથ 'અખો: એક અધ્યયન' (૧૯૪૧); અર્ધી સદીનો દેશવટો પામીને પુનરાગમન કરનાર પુરોગામી કવિ બાલાશંકરની કવિતાનું સંશોધન-સંપાદન 'ક્લાન્ત કવિ' (૧૯૪૨) તથા મનુષ્યજાતિના ભાવિ પ્રત્યે આશાવાદી એવા ઉમાશંકરનું પ્રાચીન ભારતીય સંસ્કૃતિનાં મૂલ્યોનું દર્શન પ્રગટ કરતો પદ્યનાટકની દિશામાં ગુજરાતી કવિતાની યાત્રાના એક મહત્ત્વના સિમાચિહ્ન જેવો આ પુરસ્કાર પ્રાપ્ત કરનાર સંગ્રહનો પુરોગામી સંવાદકાવ્યોનો સંગ્રહ 'પ્રાચીના' (૧૯૪૪); આચાર્ય શ્રી આનંદશંકર ધ્રુવના સાહિત્યવિવેચનાદિ વિષયો પરના લેખો–પ્રવચનોનાં સ્વ૦ શ્રી રામનારાયણ વિ૦ પાઠક સાથેનાં સહસંપાદનો 'કાવ્યતત્ત્વવિચાર' (૧૯૩૯); 'સાહિત્યવિચાર' (૧૯૪૦); 'દિગ્દર્શન' (૧૯૪૨) અને 'વિચારમાધુરી - ૧' (૧૯૪૬); ગુજરાત વિષેનો સંશોધનગ્રંથ 'પુરાણોમાં ગુજરાત' (૧૯૪૬) – આ વિવિધ વસ્તુ-શૈલીની સર્જન–વિવેચન–સંશોધન–સંપાદન કૃતિઓ એ ઉમાશંકરની સર્વતોમુખી સર્જકપ્રતિભાની દ્યોતક છે. ૧૯૪૪માં 'પ્રાચીના' માટે મહિડા પારિતોષિક અર્પણ થયું. ૧૯૪૧માં પુત્રી નંદિનીનો જન્મ થયો.

૧૯૪૬થી ૧૯૫૪ લગી ઉમાશંકરે વ્યવસાયમુક્તિ મેળવીને આત્મશિક્ષણ અર્થે અધ્યયનકાર્ય અને અવારનવાર ગુજરાતના સ્વનિયુક્ત પ્રવાસી શિક્ષક તરીકે ગુજરાતભરમાં અનૌપચારિક અધ્યાપનકાર્ય કર્યું. આ સમયમાં શૈલી અને સ્વરૂપની અવનવીન છટાઓ અજમાવતો પાંચમો કાવ્યસંગ્રહ 'આતિથ્ય' (૧૯૪૬); ત્રીજો વાર્તાસંગ્રહ 'અંતરાય' (૧૯૪૭); પ્રથમ પ્રકીર્ણ વિવેચનલેખો, વ્યાખ્યાનો અને પ્રસ્તાવનાનો સંગ્રહ 'સમસંવેદન' (૧૯૪૮); મૌલિક દૃષ્ટિથી અમૃતા આત્મની કલારૂપે દાંપત્યપ્રેમના રસદર્શન સાથે ભવભૂતિની કરુણ નાટ્યકૃતિનો અનુવાદ 'ઉત્તરરામચરિત' (૧૯૫૦); પ્રથમ નિબંધસંગ્રહ 'ગોષ્ઠી' (૧૯૫૧), બીજો એકાંકી સંગ્રહ 'શહીદ' (૧૯૫૧); અખાના અધ્યયનના અનુસંધાનમાં છપ્પાની અનેક વાચનાઓ પરથી સંશોધન–સંપાદન 'અખાના છપ્પા' (૧૯૫૩); 'પુરાણા હય' ને 'વછેરા'ના અંજલિઅર્ઘ્યરૂપ

પુરોગામી કવિ બલવતરાયના સૉનેટના મરણોત્તર સગ્રહનુ ‘બીજાને હાથે’ સપાદન ‘મારા સૉનેટ’ (૧૯૫૩), જીવનની અધવયના ગ્રીષ્મના તાપને જીરવીને આસવ અને અમૃત અર્પતો છઠ્ઠો કાવ્યસગ્રહ ‘વસતવર્ષા’ (૧૯૫૪)—આ કૃતિઓ ઉમાશકરની સર્જનપ્રવૃત્તિની સજીવતા અને સજ્જતાની દ્યોતક છે પણ આ સમયમા ઉમાશકરની કેવળ સાહિત્યની જ નહિ પણ સમગ્ર જીવનવિચારની સર્વોત્તમ સેવા તે ૧૯૪૭મા ‘સસ્કૃતિ’ માસિકનો આરભ સાહિત્ય, કલા, સમાજ, રાજ્ય, ઇતિહાસ, ધર્મ, ચિંતન એમ મનુષ્યજીવનના સમગ્ર પ્રશ્ન વિષેનો વિચાર અને એ દ્વારા સ્વાતન્ત્ર્યોત્તર સમયમા ભારતીય સસ્કૃતિની એકતા અને યુદ્ધોત્તર સમયમા સમસ્ત મનુષ્યજાતિની શાતિ-સમસ્યા એ આ માસિકનુ ચરમ લક્ષ્ય છે ગુજરાતમા, દેશમા અને વિદેશમાં અનેક પુરોગામીઓ, સમકાલીનો અને અનુગામીઓ સાથે ઉમાશકરનો જે આત્મીય મૈત્રીસબધ છે એમા ‘સસ્કૃતિ’ની સિદ્ધિનુ રહસ્ય છે ‘બુદ્ધિપ્રકાશ’ અને ‘દાડિયો’થી ‘વસત’ લગીની આ પ્રકારની પ્રવૃત્તિની વિદ્વાન સાક્ષર તત્રીઓની તેજસ્વી પરપરાના આપણા સમયના પ્રતીક ઉમાશકર છે ઉમાશકરની આ સેવા સતત ચાલુ છે અને ચાલશે એ ગુજરાતનું ગૌરવ છે ૧૯૫૨મા યુવાનીમા ‘રખડુનું ગીત’ ગાનાર ઉમાશકરે ચીનમા ૫૮ દિવસનો અને અન્ય એશીઆઈ દેશો જાવા, બાલી અને લકાનો પ્રવાસ કર્યો ૧૯૪૭મા ૧૯૪૩થી ૧૯૪૭ના પાચ વર્ષના સમયની શ્રેષ્ઠ કાવ્યકૃતિ તરીકે ‘પ્રાચીના’ માટે નર્મદ સુવર્ણ ચન્દ્રક અર્પણ થયો ૧૯૫૩મા ‘સદેશ’ દૈનિકમા ‘સાહિત્યસાધના’ કટારનુ સપાદન કર્યું ૧૯૪૮માં પુત્રી સ્વાતિનો જન્મ થયો

૧૯૫૪થી આજ લગી ઉમાશકર ગુજરાત યુનિવર્સિટીના ભાષાભવનના અધ્યક્ષ છે આ સમયમા ‘ઉત્તરરામચરિત’ના અનુગામી અનુવાદ તરીકે ‘અભિજ્ઞાન શાકુન્તલમ્’નો રસદર્શન સાથે અનુવાદ ‘શાકુતલ’ (૧૯૫૫), ‘સસ્કૃતિ’ના પહેલા પાના પર બાર વરસ દરમ્યાન લખાયેલા મુખ્યત્વે ભારતવાસીના સ્વધર્મ વિષેનાં લખાણોમાથી લઘુનિબધનો સગ્રહ ‘ઉઘાડી બારી’ (૧૯૫૯), બીજા અને ત્રીજા પ્રસિદ્ધ વાર્તાસગ્રહોમાથી નવો વાર્તાસગ્રહ ‘વિસામો’ (૧૯૫૯), સમકાલીન કવિમિત્ર સ્વ૦ હરિશ્ચન્દ્ર ભટ્ટના મરણોત્તર કાવ્યગ્રથનુ કવિની ભાવનાસૃષ્ટિના આલેખ સાથે સપાદન ‘સ્વપ્નપ્રયાણ’ (૧૯૫૯), ૧૯૩૪થી આજ લગી છેલ્લા ત્રીસ વર્ષોમા અવારનવાર પ્રસગોપાત્ત મધ્યકાલીન અને અર્વાચીન ગુજરાતી સાહિત્ય, પ્રાચીન ભારતીય અને અર્વાચીન યુરોપીય સાહિત્ય વિષેના લેખો, વ્યાખ્યાનો, વાર્તાલાપો, પ્રસ્તાવનાઓ, વિવિધ સાહિત્ય-સ્વરૂપો, વ્યક્તિઓ, કૃતિઓ અને આનુષગિક પ્રશ્નો—એમ વિવિધ પ્રકારે અનેક

પ્રકીર્ણ વિવેચન લખાણોનાં સંગ્રહો 'અભિરુચિ' (૧૯૫૬); 'શૈલી અને સ્વરૂપ' (૧૯૬૦); 'નિરીક્ષા' (૧૯૬૦); 'કવિની સાધના' (૧૯૬૧); 'શ્રી અને સૌરભ' (૧૯૬૩) અને છેલ્લે 'પ્રાચીના'ના અનુગામી સંવાદકાવ્યોનો આ પુરસ્કાર પ્રાપ્ત કરનાર કાવ્યસંગ્રહ 'મહાપ્રસ્થાન' ( ૧૯૬૫ ) – આ કૃતિઓ મુખ્યત્વે ઉમાશંકરની સર્જક જેટલી જ વિવેચક તરીકેની રસિકતા અને વિદ્વત્તાનો વિરલ સુમેળ સાધતી સિદ્ધિની દ્યોતક છે. ૧૯૬૪માં શ્રીમતી જ્યોત્સ્નાબહેનનું અવસાન થયું.

'કાન્ત'નાં ખંડકાવ્યોના સ્વરૂપ અને બલવંતરાયની અગેય પદ્ય અથવા સળંગ પ્રવાહી પદ્ય તથા બોલચાલની લયભંગિઓની શૈલીના વારસ કવિ ઉમાશંકરે 'પ્રાચીના'નાં સંવાદકાવ્યોની સિદ્ધિના નિજઆંકયા સીમાચિહ્નને અતિક્રમીને 'મહાપ્રસ્થાન'માં એક નવું પ્રસ્થાન કર્યું છે. અહીં સંવાદકાવ્યોમાંથી કાવ્યનાટક પ્રતિ મુખ્યત્વે 'યુધિષ્ઠિર', 'નિમંત્રણ', 'ભરત', 'મંથરા' અને સવિશેષ તો શીર્ષકકૃતિ 'મહાપ્રસ્થાન'માં કવિની સ્પષ્ટગતિ છે. ભવિષ્યમાં કાવ્ય–નાટકનું સર્જન કરવાનું મહત્ત્વાકાંક્ષી સ્વપ્ન સેવનારા સૌ કોઈ કવિને અને સ્વયં ઉમાશંકરને પણ 'મહાપ્રસ્થાન' એક ચૅલેન્જરૂપ છે. પરિષદની નિર્ણાયક સમિતિએ આવી સૂચક કૃતિને ૧૯૬૩-૬૫ના ઉમા–સ્નેહરશ્મિ પારિતોષિકને પાત્ર ગણી તેનું ઔચિત્ય સ્વયંસ્પષ્ટ છે.

૧૯૫૪થી સાહિત્ય અકાદમીના અને એની કારોબારીના સભ્ય તરીકે ઉમાશંકર ચાલુ સેવાઓ આપતા રહ્યા છે. ૧૯૫૬માં સાહિત્ય અકાદમીના પ્રતિનિધિ તરીકે લલિતકલા અકાદમીના સભ્ય હતા. ૧૯૬૫થી નેશનલ બુક ટ્રસ્ટના અને ચાલુ સાલથી કેન્દ્રીય ભાષા સલાહકાર સમિતિના સભ્ય છે. ૧૯૫૫માં ગુજરાતી સાહિત્ય પરિષદના સાહિત્યવિભાગના પ્રમુખ હતા. ૧૯૫૬માં ભારત સરકારના ઉપક્રમે અમેરિકાની યુનિવર્સિટીઓમાં 'જનરલ એડ્યુકેશન'ની પ્રવૃત્તિઓના નિરીક્ષણ અર્થે અમેરિકાનો પ્રવાસ કર્યો, અને લંડનનાં પી૦ ઈ૦ એન૦ની આંતરરાષ્ટ્રીય પરિષદમાં ભાગ લીધો અને યુરોપના મુખ્ય દેશો ફ્રાંસ, જર્મની, ઇટલી અને ગ્રીસનો પ્રવાસ કર્યો. ૧૯૫૭માં તોકિયોમાં પી૦ ઇ૦ એન૦ની આંતરરાષ્ટ્રીય પરિષદમાં ભ ગ લીધો અને જપાનનાં અન્ય સ્થળોનો પ્રવાસ કર્યો. ૧૯૫૭માં કલકત્તામાં અખિલ ભારતીય લેખક પરિષદમાં વિભાગીય પ્રમુખ તરીકે ભાગ લીધો. ૧૯૫૯માં મુંબઈ યુનિવર્સિટીના આમંત્રણથી વસનજી ઠક્કુર વ્યાખ્યાનો આપ્યાં, જે હવે પછી 'કવિતાવિવેક' નામે પ્રસિદ્ધ થશે. અર્વાચીન ભારતના સર્વશ્રેષ્ઠ કવિ રવીન્દ્રનાથના જીવન અને સર્જનના આજીવન અભ્યાસી એવા ઉમાશંકરે ૧૯૬૧માં દિલ્હીમાં રવીન્દ્ર જન્મશતાબ્દી

પુરોગામી કવિ બળવંતરાયના સૉનેટના મરણોત્તર સંગ્રહનું 'બીજાને હાથે' સંપાદન 'મારા સૉનેટ' (૧૯૫૩), જીવનની અધવચના ગ્રીષ્મના તાપને જીરવીને આસવ અને અમૃત અર્પતો છઠ્ઠો કાવ્યસંગ્રહ 'વસંતવર્ષા' (૧૯૫૪) – આ કૃતિઓ ઉમાશંકરની સર્જનપ્રવૃત્તિની સજીવતા અને સજાગતાની દ્યોતક છે પણ આ સમયમાં ઉમાશંકરની કેવળ સાહિત્યની જ નહિ પણ સમગ્ર જીવનવિચારની સર્વોત્તમ સેવા તે ૧૯૪૭માં 'સંસ્કૃતિ' માસિકનો આરંભ સાહિત્ય, કલા, સમાજ, રાજ્ય, ઇતિહાસ, ધર્મ, ચિંતન એમ મનુષ્યજીવનના સમગ્ર પ્રશ્ન વિષેનો વિચાર અને એ દ્વારા સ્વાતંત્ર્યોત્તર સમયમાં ભારતીય સંસ્કૃતિની એકતા અને યુદ્ધોત્તર સમયમાં સમસ્ત મનુષ્યજાતિની શાંતિ-સમસ્યા એ આ માસિકનું ચરમ લક્ષ્ય છે ગુજરાતમાં, દેશમાં અને વિદેશમાં અનેક પુરોગામીઓ, સમકાલીનો અને અનુગામીઓ સાથે ઉમાશંકરનો જે આત્મીય મૈત્રીસંબંધ છે એમાં 'સંસ્કૃતિ'ની સિદ્ધિનું રહસ્ય છે 'બુદ્ધિપ્રકાશ' અને 'દાંડિયા'થી 'વસંત' લગીની આ પ્રકારની પ્રવૃત્તિની વિદ્વાન સાક્ષર તંત્રીઓની તેજસ્વી પરંપરાના આપણા સમયના પ્રતીક ઉમાશંકર છે ઉમાશંકરની આ સેવા સતત ચાલુ છે અને ચાલશે એ ગુજરાતનું ગૌરવ છે. ૧૯૫૨માં યુવાનીમાં 'રખડુનું ગીત' ગાનાર ઉમાશંકરે ચીનમાં ૫૪ દિવસનો અને અન્ય એશીઆઈ દેશો જવા, બાલી અને લંકાનો પ્રવાસ કર્યો ૧૯૪૭માં ૧૯૪૩થી ૧૯૪૭ના પાંચ વર્ષના સમયની શ્રેષ્ઠ કાવ્યકૃતિ તરીકે 'પ્રાચીના' માટે નર્મદ સુવર્ણ ચન્દ્રક અર્પણ થયો ૧૯૫૩માં 'સંદેશ' દૈનિકમાં 'સાહિત્યસાધના' કટારનું સંપાદન કર્યું ૧૯૪૮માં પુત્રી સ્વાતિનો જન્મ થયો

૧૯૫૪થી આજ લગી ઉમાશંકર ગુજરાત યુનિવર્સિટીના ભાષાભવનના અધ્યક્ષ છે આ સમયમાં 'ઉત્તરરામચરિત'ના અનુગામી અનુવાદ તરીકે 'અભિજ્ઞાન શાકુન્તલમ્'નો રસદર્શન સાથે અનુવાદ 'શાકુંતલ' (૧૯૫૫), 'સંસ્કૃતિ'ના પહેલા પાના પર બાર વરસ દરમ્યાન લખાયેલા મુખ્યત્વે ભારતવાસીના સ્વધર્મ વિષેના લખાણોમાંથી લઘુનિબંધનો સંગ્રહ 'ઉઘાડી બારી' (૧૯૫૯), બીજા અને ત્રીજા પ્રસિદ્ધ વાર્તાસંગ્રહોમાંથી નવો વાર્તાસંગ્રહ 'વિસામો' (૧૯૫૯), સમકાલીન કવિમિત્ર સ્વ૦ હરિશ્ચન્દ્ર ભટ્ટના મરણોત્તર કાવ્યગ્રંથનું કવિની ભાવનાસૃષ્ટિના આલેખ સાથે સંપાદન 'સ્વપ્નપ્રયાણ' (૧૯૫૯) ૧૯૩૪થી આજ લગી છેલ્લા ત્રીસ વર્ષોમાં અવારનવાર પ્રસંગોપાત્ત મધ્યકાલીન અને અર્વાચીન ગુજરાતી સાહિત્ય પ્રાચીન ભારતીય અને અર્વાચીન યુરોપીય સાહિત્ય વિષેના લેખો, વ્યાખ્યાનો, વાર્તાલાપો, પ્રસ્તાવનાઓ, વિવિધ સાહિત્ય-સ્વરૂપો, વ્યક્તિઓ, કૃતિઓ અને આનુષંગિક પ્રશ્નો—એમ વિવિધ પ્રકારે અનેક

પ્રકીર્ણ વિવેચન લખાણોનાં સંગ્રહો 'અભિરુચિ' (૧૯૫૬); 'શૈલી અને સ્વરૂપ' (૧૯૬૦); 'નિરીક્ષા' (૧૯૬૦); 'કવિની સાધના' (૧૯૬૧); 'શ્રી અને સૌરભ' (૧૯૬૩) અને છેલ્લે 'પ્રાચીના'ના અનુગામી સંવાદકાવ્યોનો આ પુરસ્કાર પ્રાપ્ત કરનાર કાવ્યસંગ્રહ 'મહાપ્રસ્થાન' ( ૧૯૬૫ ) – આ કૃતિઓ મુખ્યત્વે ઉમાશંકરની સર્જક જેટલી જ વિવેચક તરીકેની રસિકતા અને વિદ્વત્તાનો વિરલ સુમેળ સાધતી સિદ્ધિની દ્યોતક છે. ૧૯૬૪માં શ્રીમતી જ્યોત્સ્નાબહેનનું અવસાન થયું.

'કાન્ત'નાં ખંડકાવ્યોના સ્વરૂપ અને બલવંતરાયની અગેય પદ્ય અથવા સળંગ પ્રવાહી પદ્ય તથા બોલચાલની લયભંગિઓની શૈલીના વારસ કવિ ઉમાશંકરે 'પ્રાચીના'નાં સંવાદકાવ્યોની સિદ્ધિના નિજઆંકયા સીમાચિહ્નને અતિક્રમીને 'મહાપ્રસ્થાન'માં એક નવું પ્રસ્થાન કર્યું છે. અહીં સંવાદકાવ્યોમાંથી કાવ્યનાટક પ્રતિ મુખ્યત્વે 'યુધિષ્ઠિર', 'નિમંત્રણ', 'ભરત', 'મંથરા' અને સવિશેષ તો શીર્ષક-કૃતિ 'મહાપ્રસ્થાન'માં કવિની સ્પષ્ટગતિ છે. ભવિષ્યમાં કાવ્ય–નાટકનું સર્જન કરવાનું મહત્ત્વાકાંક્ષી સ્વપ્ન સેવનારા સૌ કોઈ કવિને અને સ્વયં ઉમાશંકરને પણ 'મહાપ્રસ્થાન' એક ચૅલેન્જરૂપ છે. પરિષદની નિર્ણાયક સમિતિએ આવી સૂચક કૃતિને ૧૯૬૩-૬૫ના ઉમા–સ્નેહરશ્મિ પારિતોષિકને પાત્ર ગણી તેનું ઔચિત્ય સ્વયંસ્પષ્ટ છે.

૧૯૫૪થી સાહિત્ય અકાદમીના અને એની કારોબારીના સભ્ય તરીકે ઉમાશંકર ચાલુ સેવાઓ આપતા રહ્યા છે. ૧૯૫૬માં સાહિત્ય અકાદમીના પ્રતિનિધિ તરીકે લલિતકલા અકાદમીના સભ્ય હતા. ૧૯૬૫થી નેશનલ બુક ટ્રસ્ટના અને ચાલુ સાલથી કેન્દ્રીય ભાષા સલાહકાર સમિતિના સભ્ય છે. ૧૯૫૫માં ગુજરાતી સાહિત્ય પરિષદના સાહિત્યવિભાગના પ્રમુખ હતા. ૧૯૫૬માં ભારત સરકારના ઉપક્રમે અમેરિકાની યુનિવર્સિટીઓમાં 'જનરલ એડ્યુકેશન'ની પ્રવૃત્તિઓના નિરીક્ષણ અર્થે અમેરિકાનો પ્રવાસ કર્યો, અને લંડનનાં પી૦ ઈ૦ એન૦ની આંતરરાષ્ટ્રીય પરિષદમાં ભાગ લીધો અને યુરોપના મુખ્ય દેશો ફ્રાંસ, જર્મની, ઈટલી અને ગ્રીસનો પ્રવાસ કર્યો. ૧૯૫૭માં તોકિયોમાં પી૦ ઈ૦ એન૦ની આંતરરાષ્ટ્રીય પરિષદમાં ભ ગ લીધો અને જાપાનનાં અન્ય સ્થળોનો પ્રવાસ કર્યો. ૧૯૫૭માં કલકત્તામાં અખિલ ભારતીય લેખક પરિષદમાં વિભાગીય પ્રમુખ તરીકે ભાગ લીધો. ૧૯૫૯માં મુંબઈ યુનિવર્સિટીના આમંત્રણથી વસનજી ઠક્કુર વ્યાખ્યાનો આપ્યાં, જે હવે પછી 'કવિતાવિવેક' નામે પ્રસિદ્ધ થશે. અર્વાચીન ભારતના સર્વશ્રેષ્ઠ કવિ રવીન્દ્રનાથના જીવન અને સર્જનના આજીવન અભ્યાસી એવા ઉમાશંકરે ૧૯૬૧માં દિલ્હીમાં રવીન્દ્ર જન્મશતાબ્દી

નિમિત્તે આંતરરાષ્ટ્રીય મહોત્સવમાં ભાગ લીધો. એ જ વરસમાં કટકમાં ઉડિયાભાષી લેખકોના 'વિષુવમિલન'માં મુખ્ય અતિથિ તથા પ્રમુખ તરીકે ભાગ લીધો અને ભારત સરકારના ઉપક્રમે લેખક પ્રતિનિધિ તરીકે રશિયાનો પ્રવાસ કર્યો. કલકત્તામાં નિખિલ ભારત બંગીય સંમેલનના રવીન્દ્ર–જન્મશતાબ્દી અધિવેશનનું કવિના ઘર–'જોરાસાંકો'માં ઉદ્‌ઘાટન કર્યું. ૧૯૬૨માં મૈસુરમાં પી૦ ઇ૦ એન૦ અધિવેશનમાં વિભાગીય પ્રમુખ તરીકે ભાગ લીધો. ૧૯૬૨માં કલકત્તા યુનિવર્સિટીના આમંત્રણથી રવીન્દ્રનાથની કવિતા અને લઘુકથા પર વ્યાખ્યાનો આપ્યાં. ૧૯૬૬માં પૂના યુનિવર્સિટીના આમંત્રણથી રવીન્દ્રનાથની સમગ્ર કવિતા પર વ્યાખ્યાનો આપ્યાં. અને હવે ગુજરાત યુનિવર્સિટીના ઉપકુલપતિપદે નિયુક્ત થયા છે.

આવા તેજસ્વી, તપસ્વી, શીલભદ્ર સારસ્વત ગુજરાતનાં અને ભારતનાં સંસ્કાર અને સાહિત્યની ઉત્તરોત્તર વધુ ને વધુ સેવા કરે એવી શુભેચ્છા અને પરમેશ્વર એમને દીર્ઘાયુષ અર્પે એવી પ્રાર્થના.

ઑક્ટોબર–૧૯૬૬]

૧૯૬૭માં દિલ્હીમાં ગુજરાતી સાહિત્ય પરિષદનું ૨૪મું અધિવેશન શ્રી ઉમાશંકર જોશીના પ્રમુખપદે ભરાયું હતું.

## ઝરૂખો | ઈન્દુકુમાર જોષી

ઊંડાણ એટલું છે અર્થોની સાદગીનું,
રેતીના જંગલોમાં ભટક્યા કરે ઝરૂખો.

આંખોની કીકીઓમાં આખું નગર વસે ને –
સંધ્યાના રંગેરાગે મલક્યા કરે ઝરૂખો.

ઘૂંટો ગરલના કોઈ ભરે – ક્યાં સુધી ભરે?
વ્યથા ને વેદનાથી સળગ્યા કરે ઝરૂખો.

લાળી શિયાળવાની નીંદરમાં સાંભળીને,
બીડેલાં બારણાંને વળગ્યા કરે ઝરૂખો.

પેટાળની પળોંજણું ફેંકી દીધા પછીથી,
રાતોની રોશનીમાં ઝબક્યા કરે ઝ.ખો.

અકસ્માતોની કારમી ક્રિયારીમાં
કચડાઈ ગયેલી
મારી સફેદ પતાસા જેવી ઊંઘોનું શું?
દરિયાવદિલ હશે જે
તે પર્વતોની પીઠો પરથી
ગબડીને
મારી આંખના ખાબોચિયામાં
ખાબકશે નહીં,
ને જગાડશે નહીં
મારા મૃત્યુ પામેલા અપંગ ઉસૂલોને.

કોઈ હશે એવો ધોરી માર્ગ
જ્યાં અહર્નિશ કચડાતી
મારી કબરનાં વૃક્ષોને
ફૂલ બેસી શકે?

મારી મૃત્યુ પામેલી
મનીષાની હડપચી પર પછડાતા
સમુદ્રના તરંગોની ભીંસને
હું અટકાવી શક્યો નહીં.

અને જોખી શકતો નથી હું મારી જાતને.

તો
ખીલાના અવાજોમાં ખોડાતી
મારી કાચી કબરોની
સફેદ પતાસા જેવી ઊંઘોનું શું?

## એ દિન | ઉશનસ

જ્યારે તારી આખમા હતી માયા,
ભરઉનાળે
ત્યારે મારા ઘર–આગળના લીમડા નીચે
ખરતી હતી કેવી શીતળ છાયા!
જ્યારે તારે હૈયે મારે ખાતર હતું હેત,
દૂધ ભરલે દાણે કેવા ઊભરાતા'તા
સીમના સઘળા ખેત!
યાદ છે મને
જ્યારે તારી આખમા મારે ખાતર હતું
એક અનામત આસુ,
ઋતુઓ કેવી ફરતી ફરતી સરસરતી'તી ત્યારે
શિશિર ગ્રીષ્મ ચોમાસુ!
યાદ છે તને?
તે દિન તારી આખમા નૂરી
પ્રથમ માંજર ફૂટી
કે મુજ આંબે કોયલ કેવી પાગલ
બ્હેકી ટહૂકી ઊઠી,
યાદ છે તને?
ત્યારે તારા કંપતા અધર
ઉચ્ચર્યો હતો 'પ્રેમ',
યાદ છે તને
વાળી તારી હતી લજ્જા અરુણા?,
આખી આ અવની પર તે દી
કેટલી ઢળી'તી રહેમ!
કેટલી છાઈ કરુણા!
ઝમતુ હતુ ઋતનુ કેવું અમૃત
નિભૃત નિભૃત!
કેવુ એની મેળે સૌનુ ચાલતુ યોગક્ષેમ!

આજે કોણે કીધો આ અપરાધ?
ઋતમાં કોણે ઉપજાવ્યો રે બાધ?
હમણાં મારે આંગણે
તરુનું તાજું પાંદડું
વૃન્તથી ગયું ખરી!
કોણ એ તારી આંખથી
મારું છેલ્લું આંસુ
અબ ઘડી ગયું હરી?

---

## ઘરમાં | સુરેશ દલાલ

ઘરની ચાર દીવાલો
એમાં
બંધ કાચની બારી:
પડદા પાસે
સપનાનું એક આરસ પંખી
આભ આખાને શૂન્ય નજરથી જોયા કરતું.
પીંછાનો ફફડાટ નહીં
ને તો યે કંપે પડદો:
અને કાચની બારીઓમાં
નહીં પ્રકટેલા ટહુકાઓથી
પડી તિરાડો!
તિરાડમાંથી ટપકે તડકો
અંધારું થઈ!
અંધારાનું આભ
ઘરમાં
અંધારાની ચાર દીવાલો!

અહો આયુર્યાત્રા! –
બસ, સમજવુ એ ફલશ્રુતિ
( અભિજ્ઞા – પૃ૦ ૮૯ )

ફ્રોસ્ટની કવિતાનો પરિચય કરાવતા સેસિલ ડે લેવિસ કહે છે 'If I had to define his poetry in one word 'wise' is the word I should use ' 'અભિજ્ઞા'ની કવિતાને એક જ વિશેષણથી ઓળખાવવી હોય તો એને શાણપણની કવિતા કહવાય આ 'શાણપણ' એટલે કોઈ કોરી બૌદ્ધિક વિચારણાનુ સારગ્રહણ નહિ, તત્ત્વજ્ઞાનીનું તત્ત્વનિરૂપણ નહિ, પણ વસ્તુ કે ભાવ વિચારમા રહેલા કોઈ વ્યાપક સત્યની અનુભૂતિરૂપ આત્મપ્રતીતિ, એનો સવેદનરૂપ સાક્ષાત્કાર એવુ સત્ય નકરુ વસ્તુનિષ્ઠ સત્ય રહેતુ નથી, કવિચિત્તનો વિશિષ્ટ પાસ પામીને એ રસાત્મક સત્યરૂપે સભવ છે 'અભિજ્ઞા'ના કવિની આયુર્યાત્રાની ફલશ્રુતિ છે 'સમજવુ' 'સૌન્દર્ય પી ઉરઝરણ ગાશે પછી આપમેળે' એ કાવ્ય ગગોત્રીની આરભાવસ્થા છે, પછી પેલા સૌન્દર્યપાનમા બીજા અનેક દ્રવ્યના પાનનો સ્વાદ ભળે છે ને કાવ્યસર્જનની સમજ ને કુશળતા વધતાં 'આપમેળે'નું એકાન્તિક-મહત્ત્વ પણ ઘટે છે કાવ્યકૃતિ સગ્રમા 'a poem begins in delight and ends in wisdom' એમ ફ્રોસ્ટે કહ્યુ તે 'અભિજ્ઞા'ના કવિની સમગ્ર કાવ્યપ્રવૃત્તિ માટે પણ સાચુ જણાય છે

કોઈ કવિના આગલા સગ્રહને અનુલક્ષીને આપણે એના પછીના સંગ્રહને જોઈએ ત્યાર એવા તુલનાત્મક નિરીક્ષણમાં આપણી નજર શેના ઉપર રહે છે? કવિ પલટાતા સમયની સાથે રહી શકા છે કે નહિ, બદલાતી આવતી કાવ્યવિભાવનાઓ તણે અપનાવી છે કે નહિ, એના અનુભવસમૃદ્ધિ ને સર્જકકૌશલ વધ્યા છે કે નહિ – આવી આવી બાબતો ઉપર અને પછી આપણે કવિ 'આગળ વધ્યો છે' કે 'પાછળ પડ્યો છે' એવો ચુકાદો આપીએ છીએ ઠીક છે કવિની કાવ્યપ્રવૃત્તિની સળગ ગતિવિધિનો તાગ એથી મળે ખરા પણ એ બહુ મહત્ત્વનુ નથી કવિ તો એની કૃતિની પાછળ ક્યાક રહેલો છે, આપણી સામે જે છે તે તો એની કલા કવિતા, એક રસવિશ્વ જેમા કવિના વ્યક્તિત્વની અનેક મુદ્રાઓ અકારેલી છે એ મુદ્રાઓ આપણો રસનો વિષય છે જેમ આ સૃષ્ટિનું અપાર વૈવિધ્ય માણતા આપણે બ્રહ્માને ભૂલી જઈએ છીએ કે એને પેલા વૈવિધ્યમા જ ઓળખીએ છીએ તેમ

કવિ અને કવિનિર્મિત સૃષ્ટિનું પણ. 'અભિજ્ઞા'ના કવિએ શેક્સ્પિયર માટે જે કહ્યું છે તે આપણને કવિ અને કવિતાના સંબંધ પરત્વે માર્ગદર્શક થાય એવું છે:

ન્યારો ને ન્યારો સદ.નો, શોધી વળો ચાર ખૂણે;
પ્રભુની જેમ જ, નિજ સૃષ્ટિમાં જડે ન જડે.

(પૃ૦ ૪૪)

'અભિજ્ઞા'ની કવિતામાં તરેહ તરેહનાં સૂર સંભળાય છે; પણ એ બધાના કેન્દ્રમાં એક સૂર વરતાય છે તે આત્મશોધનો, આત્મશોધનનો. 'છિન્નભિન્ન છું'માં વ્યક્તિત્વની છિન્નભિન્નતાનો કવિનો એકરાર આત્મશોધનું ને આત્મશોધનની વૃત્તિનું જ પરિણામ છે. આપણે ભોળા માણસો તો રાગ, દ્વેષ ને ભયને સાહજિક વૃત્તિઓ ગણી એને અખંડ વ્યક્તિત્વના અંશો ગણીએ; પણ કવિ આ વૃત્તિઓની લીલા, એ લીલાની સંકુલતા, એનાં અટપટાં પરિણામ જાણે છે ને સાથે એ પણ સમજે છે કે એક-કેન્દ્ર થવું એ લગભગ ગજા બહારનું છે. એને સાંપ્રત યુગની મનોદશા કહેવી હોય તો તે એટલા અર્થમાં જ સાચું કે સાંપ્રત યુગમાં માનવી એ વિશે વધારે સભાન બન્યો છે. વિશાળ જાગતિક સંદર્ભમાં આજનો સંવેદનશીલ ને જવાબદાર મનુષ્ય હૅમ્લેટની લાગણી અનુભવે છે:

The time is out of joint.
Cursed spite
That ever I was born
to set it right!

મનુષ્યહૃદયની ઉષ્મા સૂર્યને ગરમ રાખવામાં ખપ લાગશે કે નહિ એ વિશે તે સાશંક છે. કૃતિનાં છંદોલયમાં, શબ્દ-પસંદગી ને શબ્દવિન્યાસમાં, વાક્ય-વળોટમાં ને પંક્તિવ્યવસ્થામાં કવિએ આત્મસંભાષણને એની પૂરી તરાહોમાં ઉતાર્યું છે. આખી રચના વિશે કહેવાય કે: 'It is in the rhythm of a man talking to himself, arguing something out with himself'.

જાત સાથે વાદમાં ઊતરી અંતે કોઈ સંવાદમાં આવીને ઠરવું એવી કાવ્યયુક્તિનો આશ્રય 'અભિજ્ઞા'ની અનેક કૃતિઓમાં લેવાયો છે. આવા વ્યક્તિપ્રકારમાં રહેલો નાટ્યાંશ કવિ અને કવિતા વચ્ચે આવશ્યક અંતર સાધી આપે છે. બાહ્ય પરિસ્થિતિમાં કે ચિત્તમાં રહેલા સંઘર્ષ કે તાણ-(tension)ના તત્ત્વને પકડીને કવિ ભાવવિચારના ચમત્કારક અંત સુધી પહોંચે છે. 'રખડુ અને ગુફાવાસી'માં સમષ્ટિમાં વ્યક્તિઅંશનો વિલય કરી દેવાના અને વ્યક્તિમાં સીમિત રહેવાના બે પરસ્પર વિરોધી ભાવોના આંતરસંઘર્ષ-માંથી કવિ પોતાને ઇષ્ટ એવો નિર્ણય તારવે છે.

આવી પહોંચ્યો ઘેર!
અરેરે, ઠેરનો ઠેર!!

હજી નથી જયા વાસો વાળ્યો,
પલકભર થાક ગાળ્યો,
કીડીઓ ચઢવા માંડી ત્યાં તો,
– જુઓ વાતો! –

(પૃ૦ ૨૮ – ૨૯)

અહીં વિશિષ્ટ ઉક્તિ લક્ષણોમા પેલો આતરસઘર્ષ નાટ્યાત્મક બનીને કેવી ચોટ સાધે છે!

કવિની ખોજનો એક વિષય છે કવિતા આત્મશોધની વૃત્તિપ્રવૃત્તિમા ઘણુ માની લીધેલુ અસત્ય જણાય, સગીન અને સત્ત્વશીલ ધારેલુ પોલુ અને બોદુ પરખાય ઘડી ઘડીમાં હાથતાળી આપીને છટકી જતી, આપણે બનાવીએ છીએ એવો ભ્રમ ભાગી આપણને જ બનાવી જતી કવિતાની શોધ 'શોધ'મા ચાલતી જોવા મળે છે પ્રકૃતિમા ને માનવીમા કવિને કવિતાના અશો જડે છે 'પુષ્પો, મારી કવિતાના તાજ બ તાજ શબ્દો,' 'શિશુઓનુ હાસ્ય, મારી કવિતાનો શુભ્ર છદ,' 'કન્યાઓની આશા, મારી કવિતાની નસોનુ રુધિર'– આમ શબ્દ, છદ, લય જેવા કાવ્યનાં ઘટક તત્ત્વોની કવિને જાણ છે, પણ એ બધાને કવિતામા સયોજી આપે એવા તત્ત્વની શોધ કરવાની છે વૃક્ષોમા એક ક્ષણ કવિને કોઈ લોકોત્તર સત્ત્વની અનુભૂતિ થાય છે, પણ એક ક્ષણ જ એ ક્ષણ જો લબાય, વિશ્વ સાથે લાબા સમય સુધી આત્મસાત થવાનુ જો બને તો કવિતાના જન્મનો સભવ ખરા સગ્રહની આ એક ઉત્તમ રચનામા અભિવ્યક્તિના આ કવિને પ્રિય એવા કેટલાક લક્ષણો પ્રતીત થાય છે તરત નજરે ચઢે એવુ એક લક્ષણ છે સૂત્રાત્મક ઉક્તિઓના પ્રયોગો

પુષ્પો, મારી કવિતાના તાજ-બ-તાજ શબ્દો
કવિતા, આત્માની માતૃભાષા
મૌનનો દેહ મૂર્ત, આસવ અસ્તિત્વનો

(પૃ૦ ૧૫)

આવી ઉક્તિઓ ક્યાક ગભીર મત્યાશના ઉદ્‌ગારરૂપે તો ક્યાક રમેન્ટિકના જ પરૂપે આવે છે

ભક્ત જેમ ભગવાનને શોધે છે તેમ કવિ કવિતાને શોધે છે, કારણકે એને કવિતામા શ્રદ્ધા છે ભાવનામૂર્તિ કવિતા ને કવિવ્યક્તિના સર્જનરૂપ કવિતા વચ્ચે જે અતર રહી જાય છે તે કવિની વ્યથાનો વિષય છે 'કવિતા ધરા પર અમૃતસરિતા' પણ આપણે જેને મોટે ઉપાડે આપણી કાવ્યરચના કહીને માથે મૂકી નાચીએ છીએ તે માત્ર 'મૌન વિડબના શુ' કરન પણ હોય

કેમ કિંતુ અવાજ મારો લાગતો
મુજને જ ખોટો?
મુખ થકી વાચ્યે જતો, ને અર્થનો મારા જ
મનમા વગે ગોટો!

(પૃ૦ ૩૭)

કવિતાની ક્ષિતિજો ચિત્ત આગળ જેમ જેમ વિસ્તરતી જાય તેમ તેમ કવિને પોતાની કૃતિની અલ્પતા, ક્ષુદ્રતાની પ્રતીતિ થતી જાય ને નમ્રતા એને અધિક ઉત્કટ તપમા

પ્રેરે. કાવ્યસર્જનની આખી પ્રક્રિયા ને એના ઘટક અંશોની પ્રવૃત્તિને કવિ શબ્દમાં મૂકવા મથે છે ત્યારે માત્ર એમાં સમજનો જ પ્રભાવ ને ભાવનો અભાવ વરતાય છે, વિચારભાવ સ્પષ્ટ થતો નથી ને તેથી 'ચોખૂણિયું મારું ખેતર' (પૃ૦ ૪૦) જેવી કાવ્યરચના અંગેની કૃતિને કાવ્ય કહેતાં ખંચકાવું પડે છે. ચોખૂણિયું ખેતર તે કાગળનું એક પાનું, એમાં ક્ષણનું બીજ વવાયું, બીજે કલ્પનાનાં રસાયણ પીધાં, શબ્દના અંકુર ફૂટયા, અલૌકિક રસવાળાં ફળ આવ્યાં, ક્ષણની વાવણીમાંથી અનંતતાની લાણણી મળી, ચોખૂણિયું મારું ખેતર અક્ષયપાત્ર છે. કાવ્યમાં કવિને ચોખૂણિયા ખેતરની એક પ્રતીકાત્મક ઈમેજ (Symbolic image) જડી ને કવિનું કામ ચાલ્યું. પણ પછી કાવ્ય-સર્જનની પ્રક્રિયા અને સામગ્રીને ને છોડના ઉદ્ભવની સામગ્રીને એકબીજા સાથે ચપોચપ બેસાડવાની પ્રવૃત્તિ નરી બૌદ્ધિક બની જાય છે. કવિતા એવો તરલ પદાર્થ છે કે એ ક્યારે તમારા હાથમાંથી છટકી ગયો તેની ખબર પણ ન પડે. પેલા શાણપણને વારંવાર ટપારીને સતત એની શોધમાં રાખવાનું હોય છે.

બાળક આમ તો સૌમાં વહાલ પ્રેરે છે. એની નિર્દોષ, મુગ્ધતાઆંજી, તરલતેજલ આંખોમાં અપાર સાન્ત્વન પમાય છે. કવિએ એક કાવ્યમાં શિશુઓના હાસ્યને કવિતાનો શુભ્ર છંદ કહ્યો છે. એનાં નયનોમાં બોલું બોલું થતો જીવ સહેજે અતલ ઊંડાણોમાં ડબકી મારી આવે છે. બાળક જેવી એક રમતિયાળ કૃતિમાં – પૃથ્વી ઉપર સ્વર્ગ પડ્યું છે ભૂલું (પૃ૦ ૭૮) – કવિએ શિશુ-મહિમા ગાયો છે. પૃથ્વી અને સ્વર્ગ વચ્ચેની તકરારમાં ઈશ્વર વચ્ચે પડી સમાધાન કરાવી આપે છે:

બાળક નથી એ, પૃથ્વી ઉપર
સ્વર્ગ પડ્યું છે ભૂલું
સ્વર્ગ રાજ્યના અધિકારી
પૃથ્વીના બાળારાજા.

બાળક એ સ્વર્ગ અને પૃથ્વીને જોડનાર ચૈતન્ય – સેતુ છે. આ પૃથ્વી પરથી વિદાય લેવાની થશે ત્યારે સાથે શું શું લઈ જઈશું? કવિ કહે છે: 'બાળકનાં કંઈ અનંત આશ ચમકતાં નેનાં.' ટાગોર એક સ્થળે કહે છે કે જ્યાં સુધી પૃથ્વી ઉપર બાળકો અવતરે છે ત્યાં સુધી ઈશ્વરે માનવજાતમાંથી આશા ગુમાવી નથી. બાળક જાણે કવિનો જોડિયો ભાઈ છે!

આપણી કવિતામાં માનવગૌરવના, માનવમહિમાના અવતરણનું મૂળ ટાગોરની કવિતામાં જોવાયું છે એ ખરું હશે. ઉપરાંત સ્વતંત્રતા, સમાનતા ને ભ્રાતૃ-ભાવની ઉદ્ઘોષણામાં ને સમાજવાદના આદર્શમાં પણ એનાં મૂળ હશે. પણ ગુજ-રાતીમાં હવે એનાં બીજ ઊંડાં વવાયાં છે ને ઉમાશંકરની કવિતામાં તો એનો મબલખ પાક ઊતર્યો છે. કુદરત કરતાં કવિને મનુ-ષ્યમાં વધારે રસ છે; એના હરખશોક, આશાનિરાશા, જયપરાજયમાં મહા-કાવ્યની સામગ્રી પડી છે. 'વિરાટ પ્રણય'માં આ કવિએ માનવજાતિના ભૂત-ભવિષ્ય પર ચિંતન કર્યું છે ને ચિંતા પણ સેવી છે. 'અભિજ્ઞા'માં કવિની માનવપ્રીતિ અનેક પ્રકારે પ્રકટે છે. કવિ સંતો, કલાકારો ને મહાપુરુષોની, તેમના જીવનકાર્યની પ્રશ-સ્તિઓ રચે છે; માનવી માનવીને જોડતી માટીની ને તેજની સગાઈનું ગીત ગાય છે; મનુષ્યે અથાગ પરિશ્રમ ને પુરુષાર્થથી સર્જેલી પાળીપોષી ઊછેરેલી સંસ્કૃતિનો મહિમા કરે છે. આજે માણસ પોતે છિન્નભિન્ન હશે, હતાશ હશે, પોતાની પ્રગતિ ને

સસ્કૃતિને ભૂસી નાખવા કરતો હશે એને લાગતુ હશે કે એણે જ્યા જ્યા અમરતવેલની વાવણી કરી ત્યા ત્યાથી વખ લણવાના આવ્યા છે આ કવિએ એવી મનોદશાની કવિતા પણ કરી છે, પણ આવી મનોદશાને એ મથનદશા સમજે છે આ ઘમ્મરવલોણામાથી પાછા રત્નો ને અમરત નીકળવાના જ છે એવી એને શ્રદ્ધા છે આટઆટલા સાધુસતો, કલાકારો, વિજ્ઞાનીઓ ને સેવકોનુ કર્યુંકારવ્યુ ધૂળમા મળશે એવુ કેમ વિચારાય ? । જે જાતિમા તેઓ જન્મ્યા તેના ભાવિ વિશે નિરાશા કેમ સેવાય ? । કવિનો મનુજ તો હવે ખુદ ઈશ્વરને પણ આશ્વાસન આપી શકે છે 'ઉચાટ મુજને ઘણો' ( પૃ૦ ૯૦ )મા ઈશ્વર કઈક નિરાશા ને આશકાથી માણસને કહે છે यथेच्छसि तथा कुरु, પણ માણસનો પ્રત્યુત્તર કેવો શ્રદ્ધાસભર છે

"લઈશ સૃષ્ટિનો તાગ હુ
ભલે તુ ય મળી જતો – યદિ તું હો –
બધા પ્રશ્નનું મૂળ જે
વિસર્જુ ન સ્વતન્ત્રતા, પ્રભુ !
કદાચ સ્વાતંત્ર્ય હો તું સ્વયમ્ .

આવી કૃતિઓમા જ્યા જ્યા માત્ર વિચારને કાતવામા આવ્યો છે ત્યા ત્યા કાવ્યમા ઠાવકાઈ સાથે પાખાપણુ આવ્યુ છે મહાપુરુષોને કવિએ આપેલી અજલિઓમા ન તે મહાપુરુષના જીવનકાર્યનું બૌદ્ધિક આકલન ઘણખરુ જડે છે ન વ્યક્તિનું વ્યક્તિત્વ સ્પષ્ટ રહે છે, બધા પરિમાણમાં પ્રકટ થતું નથી 'શેક્સ્પિયર' ( પૃ૦ ૪૩ ), 'ઊર્ધ્વ માનુષ' ( પૃ૦ ૫૭ ) 'અશેષ' 'શબ્દમાધુરી' ( પૃ૦ ૧૧૪ ) જેવા સુખદ અપવાદો છે, હોય જ, કારણ શક્તિશાળી કવિ ક્યાક તો પેલા ઔપચારિક જેવી લાગતી ઉક્તિઓની ટાઢાશને કલ્પનાના તેજલિસોટાથી દીપ્ત ને ઉષ્માળી બનાવવાનો જ જેમ ચિતન તેમ ભાવુકતા પણ કવિતાને કોઈવાર ન સદે, નહિ વિમાનમાથી પહાડ જોઈને એને નમન કરવાનો ભાવ જાગે, ઉત્કટ ભાવ જાગે, પણ તે કાવ્યમા ન ઊતરે એવુ ય બને કવિને 'મૉ બ્લૉ' અદ્રિનુ દર્શન કરતા સંવેદન થયુ ને એમણે એને શબ્દબદ્ધ કર્યું

હિમાદ્રિ બધુ ! નમન
હિમાદ્રિપાલિત દેશજન –
ગગનયાત્રિક–નું ગ્રહો !
( પૃ૦ ૩૩ )

અહીં કવિના ભાવની તીવ્રતા વિશે જરાય શકા ન સેવીએ, પણ કૃતિ જ્યારે આમ સમેટાય ત્યારે 'ક્યા છે કવિતા ?' એવો ભાવ થાય મુક્તકોમા ખાસ કરીને આવા ભાવસ્થાનો વધારે આવે છે

'અભિજ્ઞા'મા 'છિન્નભિન્ન છુ'થી 'શુ શુ સાથ લઈ જઈશ હુ ?' સુધીની કૃતિઓમા કાવ્યની અનેક કોટિઓ જોવા મળે છે એમા 'એક કેન્દ્ર થવા મથી રહેલ'ની મથામણો છે, શ્રદ્ધાસભર ચિત્તની આશાચકીરા છે, સાવચેત પ્રયોગતત્પરની છટાલય લીલા છે, ક્યારેક રૂઢ ચિતન કે રીતિમા સરકી જતી તો વળી ઊગરી ય જતી કવિશક્તિની રમણીય રમણા છે

## રેશમી | જગદીશ ભટ્ટ

અજવાસ રેશમી અને અંધાર રેશમી,
અડકી ઊભો છે આંખને આકાર રેશમી.

પ્રસરી ગયો સુગંધ સમો બંધ દ્વારમાં,
પાંપણમાં જે પુરાયો હતો ભાર રેશમી.

બરછટ સમયનાં પંથમાં એકલ રહી ગયો,
સાથે હતો એ ક્યાં ગયો આધાર રેશમી?

પર્ણો તણી પીળાશમાં સંભળાય છે હજી–
ક્ષણભર હતો વસંતનો શણગાર રેશમી.

ચલો હવે આ છોડીએ એકાંતનું નગર,
ભીંજાઈ જશે યાદનો વિસ્તાર રેશમી.

---

## તવ પ્રીત | સુન્દરમ્

પ્રગટ બનો તવ પ્રીત, પ્રિયતમ,
અનુપમ મીત, મહા રસધામ,
પ્રગટ બનો તવ પ્રીત.

યુગ યુગ રાહ લહંતી બેસું: લક્ષ પુષ્પના હાર,
સૌરભનાં આ શત શૃંગે તું આવ બની અસવાર.
પળમાં પ્રગટ બનો તવ પ્રીત.

હસી રહી સૌ દાડિમ કલિકા, ખીલી ઉઠ્યા ગુલબાસ,
આ પાગલ કેં ગુલાબને હા મળી રહ્યા આશ્વાસ.
પળમાં પ્રગટ બનો તવ પ્રીત.

એક માત્ર તુજ મીટ અહીં હો, એક માત્ર તુજ પાશ,
મનને પૂછું: બોલ કૃપણ હે! શી તારી ફરમાશ?
પળમાં પ્રગટ બનો તવ પ્રીત.

## ઐતિહાસિક બૃહત્કાવ્ય | વિષ્ણુપ્રસાદ ત્રિવેદી

'મહાકાવ્ય'થી આપણા મનમા 'મહાભારત' કે 'રામાયણ' જેવુ ઐતિહાસિક, અર્ધઐતિહાસિક, બૃહત્કથા-કાવ્ય કે બૃહત્ વૃત્તાન્તકાવ્ય (એપિક)ની કલ્પના હોય તો એને દાન્તેના 'ડિવાઈન કૉમેડી' અને મિલ્ટનના 'પેરેડાઈઝ લોસ્ટ', સ્પેન્સરના 'ફેરી ક્વીન' કે શ્રી અરવિન્દના 'સાવિત્રી'થી તેમ જ 'રઘુવંશ' કે 'શિશુપાલવધ' જેવા કાવ્યથી જુદી ભાતનુ ગણવુ પડશે બૃહત્કાવ્યની આંતર સામગ્રી એકદરે ઐતિહાસિક હોવી જોઈએ પ્રજાકીય ઇતિહાસયાત્રાના કોઈ મહાન પરિવર્તનનું કે ભવ્ય ઘટનાનુ એમાં ઉપનિબન્ધન હોવુ જોઈએ એનો અર્થ એ કે એવા વળાંકના વિધાયકો અને તેમનો વિરોધ કરનાર બન્ને વિરાટ, અને એક મહાન જીવન વિસૃષ્ટિના એ કરણ અને હેતુ હોવા જોઈએ એ વિધાયકો દેવ માનવો હોય એમ તો ન જ કહેવાય, પણ માનવો હોવા છતા, માનવસુલભ મર્યાદા અને દોષોમા સપડાતા હોવા છતા, એમની દૃષ્ટિ યા વિચારણામા, ભાવાવેગોમા, વ્યવહારમા એવી વિલક્ષણતા, અસાધારણતા, દૃઢતા, વિક્રમશીલતા જોવા મળે કે તેમને મહામાનવ ગણવા પડે તેઓ દેવકલ્પ (કે દાનવકલ્પ પણ) લાગે કેમકે તેઓ જાણે અવ્યક્તની મૂર્તિમન્ત મૂલ શક્તિઓ ભાસે છે એવા પાત્રોમા કોઈ કોઈ ગુણો ને લક્ષણો અસાધારણ માત્રામા હોઈ એમને અતિઉદાત્ત કે અતિઘન ગણવા પડે ઇતિહાસના શતકો ઉપર પોતાનો પ્રભાવ પાડી જાય એવા મહામાનવો સામાન્ય માણસની કલ્પનામા ધીમે ધીમે પૌરાણિક પાત્રો જેવા, દૈવી કે અર્ધદૈવી બની જાય છે આપણી

ભારતીય કલ્પનામાં પ્રતાપ અને શિવાજી; પદ્મિની અને લક્ષ્મીબાઈ; નરસિંહ અને મીરાં પૌરાણિક સત્ત્વો જેવાં નથી બની ગયાં ? આધુનિક ઇતિહાસના મહામાનવો વિવેકાનંદ, દયાનંદ, શ્રીઅરવિન્દ આદિ એ કોટિમાં આવતા આપણને લાગવા માંડ્યા છે.

પ્રજાજીવનની કોઈ મહાઘટનાનો અગ્નિપુરુષ તો લેનિન કે ગાંધી જેવો એક જ હોય છે, પણ તેના ધ્યેયને ધકેલતાં કે અવરોધતાં; પોષતાં કે આડે માર્ગે લઈ જતાં બળોના નિર્માતા અનેક સ્ત્રી-પુરુષોનું કર્તૃત્વ અને જીવનલીલા હોય છે. એમની પણ લઘુગુરુ પરાક્રમગાથા મુખ્ય પ્રવાહની ઉપસરિતાઓ જેવી હોઈ, સમગ્ર રીતે જોતાં, સકલ મહાનદને અન્વિતિ અને સંવાદ આપે છે. એ સર્વ પરાક્રમ-કથાઓમાં કોઈ વિશિષ્ટ વ્યાપક ભાવના અને ધ્યેય – પાત્રોને સ્પષ્ટ-અસ્પષ્ટ સમજાતાં, વશે-કવશે દોરતાં – હોય છે અને તે પણ, ઇતિવૃત્તની મહત્તમ ઘટના જેમ, કાવ્યને અન્વિતિ ને આકારનું અભિજ્ઞેય સૌષ્ઠવ આપે છે.

ઐતિહાસિક બૃહત્કથામાં કેન્દ્રસ્થાને પ્રજાજીવનનું કોઈ મહાપરિવર્તન કે કોઈ અત્યંત પ્રભાવક ઘટના પ્રત્યક્ષ જોઈ શકાય એવા બનાવ કે બનાવની પરંપરા-રૂપે હોય છે. તેથી, તેને સ્ફુટ કરવા કવિએ પાત્રોના માનસનું અત્યંત સૂક્ષ્મ પર્યવેક્ષણ કર્યું હોય છતાં, કાવ્યના રસનું મુખ્ય અધિષ્ઠાન તો સંસારદર્શન, પાત્રોના સંઘર્ષ અને કાર્ય જ હોય. કાવ્યની મુખ્ય સામગ્રી ભાવ અને કર્મ જ હોય. બૃહત્-કાવ્ય બીજું જે કંઈ હોય તે સંસારચિત્રની સિદ્ધિ દ્વારા જ હોઈ શકે.

આમ, પ્રજાકીય જીવનનું સ્પષ્ટ નીરખી શકાય એવું પરિવર્તન કે એ જીવનમાંથી કોઈ અદ્ભુત - ભવ્ય ઘટના એ ઐતિહાસિક બૃહત્કાવ્યનું પ્રથમ તત્ત્વ છે. એ મુખ્ય તત્ત્વની નિષ્પત્તિ તરફ કૃતિએ દૃઢતા અને ગંભીર પણ સરખી ગતિથી વધવું જોઈએ. અનેકાનેક પાત્રો અને તેમના જીવનપ્રસંગો, તેમનાં પરાક્રમો અને આવેગો અને બીજાં સૌ અવાન્તર વર્ણનો, વિવરણો કે પર્યપાણાઓ કૃતિના અન્તિમ ધ્યેયને ભુલાવામાં ના નાખે; ઝાંખું ન પાડે.

બીજું, આવી કૃતિની છાપ એક કીર્તિ-સ્થંભ કે મિનારા જેવી નહિ, પણ અનેક ખંડ અને ભવન, અનેક તોરણ અને દ્વાર, અનેક ઘુમ્મટ અને ગોખવાળા મહાલયની છાપ પાડે. પ્રજાકીય જીવનના બહુવિધ સ્તરનું, બહુવિધ વ્યવસાય અને આકાંક્ષાઓનું એમાં પ્રતિબિમ્બ પડવું જોઈએ, કેમકે બૃહત્કથા એક પ્રધાનપુરુષની કથા છે તો સાથોસાથ એક વિશિષ્ટ માનવસમુદાયની કથા પણ છે. એ વ્યક્તિકેન્દ્રી, પરંતુ વિશાળતા અને પ્રભાવમાં સંસ્કૃતિ કથા છે. બૃહત્-કાવ્યની એકતા એ સરલ સીધી રેખા જેવી એકતા નથી, પણ કોઈ અટપટા રેખા-

વિન્યાસવાળી સફુલ સાથિયાની ભાતીગળ એકતા છે, એ તાલવૃક્ષની નહિ પણ વટ વૃક્ષની એકતા છે, એ પારનેરાની નહિ પણ ગિરનારની એકતા છે

કાવ્યનો વિષય આમ ઉદાર અને ઊર્જિત હોવાથી તેના આવિર્ભાવનુ વાહન, ભાષા, લયાન્વિત ને પ્રસન્ન ગભીર હોવી જોઈએ લેખકને યથેચ્છ ગતિની મોકળાશ આપે તથા વાચકને પ્રત્યક્ષ ચારુતાનો સતત પરિતોષ આપી તેના કૌતુકને ટકાવી રાખ વામા સહાયતા કર એવુ માધ્યમ સાધારણ રીતે પદ્યરચના જ ગણાય પદ્યરચનાની બહુવિધ શકિતનો ગુજરાતીમા પૂરતો વિનિયોગ થયો નથી પદ્યબધન સ્વીકારા એટલે એ વાહન જ તમને અમુક અશે સ્વચ્છન્દગતિ થતા રકે છે, આકારનુ સૌષ્ઠવ સાધવામા, વસ્તુપ્રવાહમા વિવેક જાળવવામા એ પ્રતિજ્ઞા જ તમને મદદ કર છે પણ આ બાબત મતાગ્રહ ઈષ્ટ નથી, ગદ્ય પણ ઐતિહાસિક બૃહત્કાવ્યનુ વાહન બની શકે, ‘ એપિક ’ કોઈ મહાન નવલકથામા અવતરી શક પરતુ એમાય ભાષાશૈલીની શિષ્ટતા, ગૌરવ અને કાન્તિ, ગદ્યલયની પ્રીતિજનક રમણીયતા, એકસરખા વરતાવા જોઈએ ‘આત્મકથા’ના દરેક પાનામા ગાધીજીની ચોકસાઈ, વિવેક, સયમ અને નિશ્ચયની છબી પડી છે, અને તેનુ દર્શન ભકિતપ્રેરક અને પાવક લાગે છે ‘ સરસ્વતીચદ્ર’ના ચોથા ભાગમા (–થોડક પ્રકરણ બાદ કરીએ તો–) સર્વત્ર આનદસિન્ધુનો આમન્ત્રતો મદ્ર અને ઔત્સુક્યપ્રેરક રવ સભળાય છે

આવી અથવા આનાથી ય વધુ સુશ્લિષ્ટ ને ભારઝલી, વધુ કાર્યસાધક અને રમ્ય ગદ્યશૈલીમા–નવલકથાના સાહિત્યસ્વરૂપમા પણ–પ્રજાજીવનની ઐતિહાસિક બૃહત્કથા કિવા ‘ એપિક ’ અવતરી શકે

આ યુગમા વાચકને નવરાશ નથી એ વાત મિથ્યા છે હજાર હજાર પાનાની નવલકથા વાચવાને ઘણા લોકોને સમય હોય છે અને ટૂકી જણાતી કાવ્ય કે વાર્તાની કૃતિ સમજ અને આસ્વાદ સારુ નવરાશ માગી લે છે ! નવરાશ અન્ય પદાર્થની ગતિથી વ્યગ્ર થઈ પોતાને ઉદ્યોગી માનતી લાગે છે ! ‘ એપિક’ કહી શકાય એવી નવલકથા કે કવિતામા સર્વ સાહિત્યરસિકો ને સસ્કારસેવકો–મતલબ કે આ યુગમા આખી પ્રજા–રસ લેશે, એમા રસનિષ્પત્તિ હશે તો જરૂર રસ લેશે એ બૃહત્કાવ્ય પોતાના સમાજનું દર્પણ હશે તો વાચકને એને માટે મમતા થશે, એમા પોતાના જ અનેક ભાવાનું નિરૂપણ હશે તો એને આત્મીયતા લાગશે, એમા કલા દ્વારા પ્રતીતિજનક લાગતી ભાવનાની સર્જકતા હશે તો એને ઉચ્ચગ્રાહની સહજ પ્રેરણા મળશે, એમા સમર્થ જીવનદષ્ટિ અને પરિચિન્તન હશે તો એની દષ્ટિ વિશાળ ને પ્રકાશિત થશે, અને એમાં સૌન્દર્ય હશે તો એના લોકોત્તર આહ્લાદથી તે એના તરફ પ્રીતિપૂર્વક વળી વળીને જશે

૨૯–૫–’૬૮

## સપનું | સુરેશ દલાલ

અચાનક
મારી આંખ ખૂલી ગઈ
તો જોયું, કે –
મારા ઘરની પાસેનો આસોપાલવ
વહેલે પરોઢિયે
પવનની લહર સાથે વાતે વળગ્યો છે !
રાત આખી
ઊભા ઊભા અજવાળું પાથરીને
શેરીના દીવાની આંખમાં
હવે
ઊજાગરો બળતો હોય એમ લાગે છે.
સપનામાં હું જેની સાથે થોડુંક ચાલ્યો'તો
એની સ્મૃતિ
જાણે કે મારી નીંદર ડહોળી નાખી હોય એમ
અપરાધીની જેમ
દીવાલને અઢેલીને ખૂણામાં ઊભી છે.
અજવાળાના અવાજમાં
બધું જ ડૂબી જાય
એની રાહ જોતો
પથારીની સફેદ કરચલીઓમાં
આંખ મીંચીને
ઊંઘવાનો પ્રયત્ન કરું છું !
કદાચ,
એમાં નિષ્ફળ જઈશ એમ માની
ઓઢવાનું માથા સુધી ખેંચી
હું પડખું ફરું છું.
પોપચાના કૂણા અંધકારમાં
એક આકૃતિ રચાય છે.
હવાની લહરમાં
ઝાકળનાં બિંદુનો કંપ વરતાય
એમ
મારા સ્મિતમાં
આનંદનો કંપ ઝબકી ઊઠે છે !
પતંગિયાના રંગો વેરીને
ઊડી ગયેલું સવારનું સપનું
જાણે કે
કલ્પવૃક્ષની છાયામાં
ફૂલ થઈ મ્હેકે છે
મારી આસપાસ !

વિન્યાસવાળી સકુલ સાથિયાની ભાતીગળ એકતા છે, એ તાલવૃક્ષની નહિ પણ વટ વૃક્ષની એકતા છે, એ પારનેરાની નહિ પણ ગિરનારની એકતા છે

કાવ્યનો વિષય આમ ઉદાર અને ઊર્જિત હોવાથી તેના આવિર્ભાવનુ વાહન, ભાષા, લયાન્વિત ને પ્રસન્ન ગભીર હોવી જોઈએ લેખકને યથેચ્છ ગતિની મોકળાશ આપે તથા વાચકને પ્રત્યક્ષ ચારુતાનો સતત પરિતોષ આપી તેના કૌતુકને ટકાવી રાખ વામા સહાયતા કરે એવુ માધ્યમ સાધારણ રીતે પદ્યરચના જ ગણાય પદ્યરચનાની બહુવિધ શકિતનો ગુજરાતીમા પૂરતો વિનિયોગ થયો નથી પદ્યબધન સ્વીકારા એટલે એ વાહન જ તમને અમુક અર્થે સ્વચ્છદગતિ થતા રાકે છે, આકારનુ સૌષ્ઠવ સાધવામા, વસ્તુપ્રવાહમા વિવેક જાળવવામા એ પ્રતિજ્ઞા જ તમને મદદ કરે છે પણ આ બાબત મતાગ્રહ ઇષ્ટ નથી, ગદ્ય પણ ઐતિહાસિક બૃહત્કાવ્યનુ વાહન બની શકે, 'એપિક' કાઈ મહાન નવલકથામા અવતરી શક પરતુ એમાય ભાષાશૈલીની શિષ્ટતા, ગૌરવ અને કાન્તિ, ગદ્યલયની પ્રીતિજનક રમણીયતા, એકસરખા વરતાવા જોઈએ 'આત્મકથા'ના દરેક પાનામા ગાધીજીની ચોકસાઈ, વિવેક, સયમ અને નિશ્ચયની છબી પડી છે, અને તેનુ દર્શન ભકિતપ્રેરક અને પાવક લાગે છે 'સરસ્વતીચદ્ર'ના ચોથા ભાગમા (–થોડાક પ્રકરણ બાદ કરીએ તો–) સર્વત્ર આનદસિન્ધુનો આમન્ત્રતો મદ્ર અને ઔત્સુક્યપ્રેરક રવ સભળાય છે

આવી અથવા આનાથી ય વધુ સુશ્લિષ્ટ ને ભારઝરી, વધુ કાર્યસાધક અને રમ્ય ગદ્યશૈલીમા–નવલકથાના સાહિત્યસ્વરૂપમા પણ–પ્રજાજીવનની ઐતિહાસિક બૃહત્કથા કિંવા 'એપિક' અવતરી શકે

આ યુગમા વાચકને નવરાશ નથી એ વાત મિથ્યા છે હજાર હજાર પાનાની નવલકથા વાચવાને ઘણા લોકોને સમય હોય છે અને ટૂકી જાતની કાવ્ય કે વાર્તાની કૃતિ સમજ અને આસ્વાદ સારુ નવરાશ માગી લે છે! નવરાશ અન્ય પદાર્થની ગતિથી વ્યગ્ર થઈ પોતાને ઉદ્યોગી માનતી લાગે છે! 'એપિક' કહી શકાય એવી નવલકથા કે કવિતામા સર્વ સાહિત્યરસિકો ને સસ્કારસેવકો–મતલબ કે આ યુગમા આખી પ્રજા–રસ લેશે, એમા રસનિષ્પત્તિ હશે તો જરૂર રસ લેશે એ બૃહત્કાવ્ય પોતાના સમાજનુ દર્પણ હશે તો વાચકને એને માટે મમતા થશે, એમા પોતાના જ અનેક ભાવાનુ નિરૂપણ હશે તો એને આત્મીયતા લાગશે, એમા કલા દ્વારા પ્રતીતિજનક લાગતી ભાવનાની સર્જકતા હશે તો એને ઉચ્ચગ્રાહની સહજ પ્રેરણા મળશે, એમા સમર્થ જીવનદષ્ટિ અને પરિચિન્તન હશે તો એની દષ્ટિ વિશાળ ને પ્રકાશિત થશે, અને એમાં સૌન્દર્ય હશે તો એના લોકોત્તર આહ્‌લાદથી તે એના તરફ પ્રીતિપૂર્વક વળી વળીને જશે

૨૯–૫–'૬૮

## સપનું | સુરેશ દલાલ

અચાનક
મારી આંખ ખૂલી ગઈ
તો જોયું, કે –
મારા ઘરની પાસેનો આસોપાલવ
વહેલે પરોઢિયે
પવનની લહર સાથે વાતે વળગ્યો છે !
રાત આખી
ઊભા ઊભા અજવાળું પાથરીને
શેરીના દીવાની આંખમાં
હવે
ઊજાગરો બળતો હોય એમ લાગે છે.
સપનામાં હું જેની સાથે થોડુંક ચાલ્યો'તો
એની સ્મૃતિ
જાણે કે મારી નીંદર ડહોળી નાખી હોય એમ
અપરાધીની જેમ
દીવાલને અઢેલીને ખૂણામાં ઊભી છે.
અજવાળાના અવાજમાં
બધું જ ડૂબી જાય
એની રાહ જોતો
પથારીની સફેદ કરચલીઓમાં
આંખ મીંચીને
ઊંઘવાનો પ્રયત્ન કરું છું !
કદાચ,
એમાં નિષ્ફળ જઈશ એમ માની
ઓઢવાનું માથા સુધી ખેંચી
હું પડખું ફરું છું.
પોપચાના કૂણા અંધકારમાં
એક આકૃતિ રચાય છે.
હવાની લહરમાં
ઝાકળનાં બિંદુનો કંપ વરતાય
એમ
મારા સ્મિતમાં
આનંદનો કંપ ઝબકી ઊઠે છે !
પતંગિયાના રંગો વેરીને
ઊડી ગયેલું સવારનું સપનું
જાણે કે
કલ્પવૃક્ષની છાયામાં
ફૂલ થઈ મ્હેકે છે
મારી આસપાસ !

શ્રીમદ્ ભાગવત્‌ના દશમસ્કંધને ગુજરાતીમા અવતારતા 'નાગદમન'ના પ્રસગનું આલેખન કરતી વખતે પ્રેમાનન્દે એક બહુ સરસ વાત કહી છે

"હૃદે ઊપની મારે અભિલાખા
બાંધુ નાગદમણ ગુજરાતી ભાખા !"

આમા બીજી પંકિતનું ઐતિહાસિક મહત્ત્વ તો છે જ અત્યાર સુધી 'પ્રાકૃત' કે બહુ બહુ તો 'ગૂર્જર ભાખા' તરીકે ઓળખાતી આપણી ભાષા સૌથી પહેલી વાર કાવ્યમા 'ગુજરાતી' તરીકે પ્રતિષ્ઠા પામી

પણ એથી યે વિશેષ મહત્ત્વ તો એની પહેલી પંકિતનું છે આ સીધીસાદી પંકિતમા કવિએ પોતાનુ મનોગત રજૂ કર્યું છે એને નાગદમણ રચવાની અભિલાષા જાગી છે એ અભિલાષા એના હૃદયમાં ઊપજી છે સર્જનેચ્છ, સિસૃક્ષા આવી સાચી હોવી જોઈએ – હૈયામાથી જાગેલી! આવી creative urgeના નવાણમાથી જ કાવ્યની, કલાની, અમૃત સરિતા પ્રકટતી હોય છે કલાકારને એ વખતે બીજી કશી આશાઆકાક્ષા કે આળપપાળ નથી હોતાં હોય તો યે એ બધી વસ્તુઓ ગૌણ છે, આગતુક છે હા, પ્રેમાનન્દે સુરત – નદરબાર જેવા સ્થળોએ 'ઉદરનિમિત્તે' આખ્યાનો રચ્યા છે પણ, એકલા ઉદરનિમિત્તથી કે એવા બીજા કોઈ પણ બહ્ય નિમિત્તથી કાળબળની સામે ટકી રહે એવી કૃતિ ભાગ્યે જ રચી શકાય એના મૂળમા તો હૃદયમા ક્યાંક પેલી અભિલાખા ઊપની ચૂકી હોવી જ જોઈએ!

અને એટલે જ સસારના લૌકિક અલૌકિક પ્રસગો અને પાત્રોને તથા ભિન્નભિન્ન ભાવોને ગાતો-બહેલાવતો આપણો આ રસસિદ્ધ કવીશ્વર ક્યારેક અનૌચિત્ય, અપરસ કે અપરુચિમાં સરી જતો હોવા છતા પોતાના આખ્યાનોને કાવ્ય બનાવ્યા સિવાય રહી શકતો નથી સત્તરમી સદીમા જ થઈ ગયેલા એના પુરોગામી અખામા આપણને જ્ઞાનનું કાવ્ય મળે છે પ્રેમાનન્દમા કથનનું કાવ્ય પ્રાપ્ત થાય છે

બાકી, માત્ર ઉદરનિમિત્તે અને કંઈક ભાષાગૌરવની ખોટી ભાવનાથી પ્રેરાઈને પ્રેમાનન્દને નામે ચડાવી દેવામા આવેલી પેલા નાટકો જેવી રચનાઓ કેટલી બધી કાવ્યહીન છે!

આપણું ગુજરાતી સાહિત્ય પ્રેમાનન્દનાં આખ્યાનોથી સવિશેષ ઊજળુ બન્યું છે વિદ્વાનોના અને સામાન્ય જનસમુદાયના, એકસરખી ઊલટથી, એ આખ્યાનોએ પ્રીતિ અને આદર મેળવ્યો છે

મામેરું, સુદામાચરિત, અભિમન્યુ આખ્યાન, રણયજ્ઞ, ઓખાહરણ, નળાખ્યાન, દશમસ્કંધ એની ચિરાયુપી કૃતિઓ છે. એમાં માત્ર કથાનો જ વિજય નથી; કથનને કલા બનાવનાર, માનવમનના પેલા સનાતન ભાવોના, વિભાવાનુભાવ અને સંચારીભાવ સહિત, ઉચિત રસાયનનો વિજય છે. તેમાં યે શૃંગાર કે હાસ્યમાં અને તેથી યે વિશેષ તો કરુણમાં પ્રેમાનન્દની લેખિની અપૂર્વ સામર્થ્ય સાધી રહી છે.

'દશમસ્કંધ'નો એક પ્રસંગ છે:

મથુરા જઈને શ્રીકૃષ્ણે કંસનો વધ કર્યો છે. દેવકી-વસુદેવને પુત્ર પાછો મળ્યો છે. સર્વત્ર આનંદ-મંગળ વ્યાપી રહે છે. પણ, ગોવાળો સાથે મથુરા આવી પહોંચેલા નંદબાબાની ચિંતાનો પાર નથી: "મારું તો કદી યે માનતો જ નથી. આ 'ઉછંકળે' (ઉછ્રૃંખલ) છોકરો! હવે પેલો જરાસંઘ વેર વાળ્યા વિના નહીં રહે!... હવે એને એક ઘડી યે આ મથુરામાં વધારે રહેવા દેવો નથી. અહીંથી એને લઈને સીધા ગોકુળ ... ના, ના, વેરીઓને ખબર ન પડે એમ બીજે ક્યાંક જતા રહેવું છે."

અને એ કાનુડાને તેડી લાવવા ગોવાળોને મથુરાના રાજમહેલે મોકલે છે. દેવકી આ જાણીને ભારે અકળાઈ ઊઠે છે; તો વસુદેવ મમતાપૂર્વક નંદજીને પાછા ગોકુળ વળાવી દેવાનું પુત્રને સૂચવે છે. કનૈયાનું મન રડી ઊઠે છે. અને છતાં યે એ નંદજી પાસે વાડીએ જાય છે. ભીની આંખે કહે છે: "હે ગોકુલસ્વામી!...(હવે નંદબાબા 'ગોકુલસ્વામી' છે; 'નંદજી' છે; 'રાયજી' છે–'પિતા' નથી, પિતા તો વાસુદેવ છે!) અમે તો તમારે ત્યાં 'નાસરડે' (નાસીને આશ્રય લેવા) આવ્યા હતા. તમારા ઓર્શીકલ (ઋણમુક્ત) તો કેમે નહિ થવાય! પણ હવે..."

અને નંદજી એ સાંભળીને તૂટી પડે છે – કોઈ વિશાળ વૃક્ષ કપાઈને તૂટી પડે એમ:

"પ્રેમાનંદ-પ્રભુ પરમેશ્વરે વિદાય આપી;
મૂર્ચ્છા ખાઈ નંદ પડ્યા, શું દ્રુમ નાખ્યો કાપી!"

પ્રીતિ અને ધર્મ વચ્ચે કેવો દારુણ સંઘર્ષ ઊભો થયો છે અહીં! અને પ્રીતિ યે કેવી? જેનું સ્મરણ કરતાં યે પવિત્ર થઈ જવાય એવી; અને છતાં યે એ પ્રીતિપાત્રોનો ત્યાગ કરવો જ રહ્યો. નંદ-જશોદાના વાત્સલ્યના અને ગોપ–ગોપાંગનાના સ્નેહના મહાસાગરને પાછો ઠેલવાનું ગજું તો કોઈ ગીતાના ગાનાર પરમ યોગેશ્વરનું હોય, પૂર્ણપુરુષોત્તમનું જ હોય ...

'શ્રીમદ્ ભાગવત'ના અજ્ઞાત મહાકવિએ આ પ્રસંગને બહુ સંક્ષેપમાં કહી દીધો છે. એમને તો શ્રીકૃષ્ણની કેટકેટલી બધી વાત કહેવાની હતી! પણ; ભાગવતના માત્ર 'દશમ'ને જ આલેખતો પ્રેમાનંદ તો, જીવનની અને માનવજાતની આ નિગૂઢ લીલામય ક્ષણના સૌન્દર્યને અવલોકતો નિરાંતે ઊભો રહીને, એનું આકંઠ પાન કરે છે અને કરાવે છે—નાનાં

નાના અગિયાર ઊર્મિછલકતા પદોથી ઊભરાતા 'કડવા'માં ત્યાર પછી જ એ બારમા પદમાં કથાપ્રવાહ આગળ ચલાવે છે

નંદ વિદાય વેળાનું છેલ્લું પદ અહીં રજૂ કર્યું છે ત્રણત્રણ પંક્તિની પ્રત્યેક કડીમાં એકનો એક ભાવ તેને તે જ શબ્દોમાં ત્રણવાર કહીને કવિ એને વધારે ઘેરો અને હૃદયસ્પર્શી બનાવે છે પ્રેમાનંદની કલાસૂઝનું જ એ પરિણામ છે ને!

– કૃષ્ણ વગર પાછા એકલા ફરેલા નંદજીને જોઈને ગોકુળમાં જે ઉત્પાત મચશે તે તો શુકદેવજી જેવા યે કહી શકે એમ નથી, કોઈ વૈષ્ણવ જ એ વાતને જાણી શકે! કે પછી કાં તો પ્રેમાનંદ જેવો કોઈ મર્મનો જાણતલ કવિ એની ઝાંખી કરી કરાવી શકે

## ગોકુળ જાઓ રે નંદજી

ગોકુળ જાઓ રે, નંદજી! ગોકુળ જાઓ
ફરી ગોકુળ જાઓ નંદજી રે,
મૂકો મનની આશા,
નાસરડે અમો આવીઆ રે,
કીધા તમ ઘેર વાસ!
ગોકુળ જાઓ

ધીરજ ધરીએ રે, રાયજી! ધીરજ ધરીએ
ધીરજ ધરીએ નંદજી રે, એ જૂઠો છે સંસાર,
પરમેશ્વર વિના કો નથી રે, ફોકટીઓ પરિવાર!
ગોકુળ જાઓ૦

ઘણું એક દાઝે રે, અમને ઘણું એક દાઝે રે
ઘણા દાઝે છે મુજને રે, પણ દોહેલો લોકાચાર,
કેમ માતપિતાને પરહરું રે, અમો દેવકીના કુમાર!
ગોકુળ જાઓ૦

બેહુ દુઃખ પડિયા રે, મુને બેહુ દુઃખ પડિયાં
બેહુ દુઃખ પડયાં બાપજી રે, હું કોને આપું છેહ?
મન પ્રાણ રહેશે ગોકુળે રે, મારો મથુરા રહેશે દેહ!
ગોકુળ જાઓ૦

સુખ શ્રીગોકુળનું રે, જે સુખ શ્રીગોકુળનું
ગોકુળ મોટું સુખ ભોગવ્યું રે, ન મળે વૈકુંઠમાંય!
લક્ષ ચોરાશી દેહ ધરું રે, તો યે ન મળે જશોદા માય!
ગોકુળ જાઓ૦

સ્કંધે ધરું કાવડ રે, ઊંચલી સ્કંધે ધરું કાવડ
ઊંચલી સ્કંધે કાવડ રે, કરાવું તીર્થ સકળ;
તો યે એક ઘડી જશોમતીને રે, નવ થાઉં ઓશીંકળ!
ગોકુળ જાઓ૦

અમો છીં તમારા રે, નંદજી તમારા
અમો દાસ તમારા રાયજી રે, ફરી ચરણે નામ્યું શીષ;
વિદાય આજથી આપણે રે,કહી ચાલ્યા શ્રીજગદીશ
ગોકુળ જાઓ૦

ધરણે ઢળીઆ રે, નંદજી રે, ધરણે ઢળીઆ
ધરણે ઢળીઆ નંદજી રે થઈ પડયા અચેત;
શ્રીકૃષ્ણે માયા વિસ્તરી રે, ઊતર્યું પિતાનું હેત!
ગોકુળ જાઓ૦

☐

કુંવર કોનો રે, કૃષ્ણ એ કુંવર કોનો,
કુંવર મારો છે નહીં રે, હું ફોકટ થાઉં તાત;
એ પુત્ર સત્ય વાસુદેવનો રે, મુને ગર્ગે કહી છે વાત
નંદજી ચાલ્યા રે!!

નંદજી ચાલ્યા રે, નંદજી રોતા ચાલ્યા
નંદ ગયા શ્રીગોકુળ રે, ત્યાં વરત્યો જે ઉત્પાત;
તે કહી ન શકયા શુકદેવજી રે કો વૈષ્ણવ જાણે વાત!
નંદજી ચાલ્યા રે!

તાત વળાવી રે, ગોપનો સાથ વળાવી
મળ્યા વિઠ્ઠલ માયાતીત રે, તાતને કરુણાકર;
સંતોખ્યાં વસુદેવ - દેવકી રે, વિપ્ર - પ્રભુ પરમેશ્વર
નંદજી ચાલ્યા રે!

## રહસ્યો તારાં | ઉમાશંકર જોશી

કહ્યું કે ચાહું છું જગ સકલમાં એક જ તને,
રખે માને, વ્હાલી, ઈતર પ્રણયો ના મુજ ઉરે;
રખે વાંછે, ભોળી, ઈતર પ્રણયો ના ટકી શકે
ઉરે મારે, તારા અનુભવ પછીયે સુમૃદુલ!
બિછાવે છો ને સૌ પ્રણયની જગે રમ્ય ભ્રમણા,
અનન્યાસક્તિની વિતથ કરી વાતો પ્રિય કને.
સખી, હૈયાની જે અમિત ધબકો ઊઠી શમતી,
કહે શું ખોટું જો કદીક મળી કોને મળીતી બે?

કહ્યું સાચ્ચું વ્હાલી, મુજ હૃદય જાગ્યા અણગણ્યા,
હજી જાગે, જાગ્યા હજીય કરશે કૈંક પ્રણયો.
અજાણી કો બાલા સ્મિત દઈ ગઈ, કો દૃગ મૃદુ,
અમી શબ્દો, સૂરો, કયમ કરી સહુ એ ભૂલી જવું?
ગણું સૌનો એવો તું પણ સખી એહસાન ગણજે,
રહસ્યો તારાં હું લહું પરમ એ સર્વ થકી તો.
[નિશીથ]

**અકિંચન | ઉમાશંકર જોશી**

બેઠો બજાર જઈને નિજની સમૃદ્ધિ
ખોઈ અકિંચન થવા. અહીં ભાવનાનાં
સાચાંજૂઠાં ધવલ મોતીની લૂમ રમ્ય.
ને આ પરાગભર પુષ્પ ચૂંટેલ કૈં જે
આ લોકના અનુભવો તણી કાંટમાંથી.
દેજો ક્ષમા, નવ ગૂંથી જ શક્યો હું માલા!
શોચ્યું: થશે ટપકતી મુજ અંગુલિથી
એ પુષ્પ સૌ સુરભિહીણ વિવર્ણ મ્લાન.
'રે વાહ, તું અજબ દંભી લૂંટાવનારો!'
ટોળામહીંથી વધ્યું કો મુખ રાખી નીચું.
'પેલું, કહે, છૂપવી રાખ્યું કશું કપાટે?'
'હા. એય અર્પવું ખરે, – આણબોટ ઉર.'
સૌયે ગયાં વીખરી, આખર ખોલી બોલ્યો:
પીજો, ભલાં પણ ન ચંચુપ્રહાર દેજો.
નિશીથ ]

**સાવનઘન | રમેશ ઓઝા**

ઘડી તડકો ઘડી ફોરાં
આ સાવનઘન ઘડી વરસે ઘડી કોરાં.
આણધાર્યાં અહીં–તહીંથી આવી,
નીલા નભસરમાં ઝંપલાવી
છબછબિયાં કરતાં જાણે કે નટખટ ગ્રામીણ છોરાં.
પેલા પર્વતશૃંગ ઉપર પલ
ઝૂકે, અન્ય ક્ષણે ફરી ઓઝલ –
ઘડી શ્યામથી દૂર રાધિકા, ને ઘડી જાણે ઓરાં.
ધૂપછાંવની મનભર માયા,
એક રૂપની વિધવિધ છાયા,
ઘડી પાર્વતી બને ભીલડી, ને ફરી ગૌરી ગોરાં.
સાર્વજનિકમ્ ]

## માર્ટિન લ્યુથર કિંગને | યેવગેની યેવતુશેન્કો | ચુનીલાલ મડિયા

રશિયન કવિતા

એ એક હબસી હતો,
પરન્તુ એનો આત્મા પવિત્ર બરફ જેવો
શ્વેત શ્વેત હતો
જેમનો આત્મા શ્યામ છે એવા
ગોરા લોકોએ એને ગોળીએ દીધો
મને આ સમાચાર મળ્યા ત્યારે મને થયું કે
એ ગોળી મારી જ છાતી વીંધીને
આરપાર નીકળી છે
પણ જે ગોળી વડે એ મરણશરણ થયો
એ જ ગોળીએ મને પુનર્જિવિત કર્યો
અને આ વેળા હું
એક હબસીરૂપે જન્મ્યો છું

રુચિ ]

## આ જિન્દગીની મહેફિલે | મીનુ દેસાઈ

હે તાત યાચું આટલું –
જે ખુમારી પર સજાવી આ ગુલાબી જિન્દગી
એ ખુમારીથી સદા જાગ્રત રહી,
કોઈના ચૂમું નહીં હું પાય, યાચું આટલું
આ જિન્દગીની મહેફિલે –
ફૂલો બદલ હાથે ચડે છે કટકો
એ કટકો સત્કારવા તૈયાર છું,
પણ, બુઝદિલોના દિલને બહેલાવવા લાચાર છું
છો બને દુનિયા ખફા
છો દોસ્ત પણ ફેરી દીએ છેલ્લી વફા,
ખૂનને ખાબોચિયે ભીંજાઉં તો યે હે પ્રભુ!
ઉન્નત કરેલા શિરને તું રાખજે ઉન્નત સદા

પ્રીત ]

## દરિયાઉં શમણે આવ્યા | રમેશ પારેખ

એન કાંઈ દરિયાઉં શમણે આવ્યા કે તોય'આંખ કોરી મોરી રે લોલ,
બાઈ મારું નીંદરનું દૂધમલ મોતી કે દરિયા તાણી ગયા રે લોલ.

(કે) બાઈ મારે મોભે કળાયલ રાત કે નળિયાં ગ્હેકયા કરે રે લોલ.
ગ્હેકે ગ્હેકે આંગણાની પડથાર બે પાંદડાં બ્હેકયા કરે રે લોલ,

ખડભડ ગઢને ગબ્બર ગૉખ કે ઝમરખ દીવો બળે રે લોલ,
(કે) લોલ મારે કંચવે આભલાંની હાર કે ભીંતમાં ભાત્યું પડે રે લોલ.

બાઈ મારે ત્રાજવે ત્રાંફાવેલ પંખી કે ભરર્ર દઈ ઊડી ગયું રે લોલ,
(કે) લોલ મારી પચરંગી ચૅાપાટ કે સોગઠે કોણ રમે રે લોલ.

ઘેર હું તો પાતલડી પરમાર્થ કે એકલી ફાટી પડું રે લોલ;
બાઈ મારી પાનીની ગોટમોટ રેખ કે નીસરે કેડી થઈ રે લોલ.

(કે) બાઈ મારે હાલવું તે કઈ પેર કે પીંડિયું તૂટી પડે રે લોલ,
ઝાંખેપાંખે દીવડાને અજવાસ કે ચાકળો બૂડી જશે રે લોલ.

બાઈ મારી ભરભર ભાંગશે રાત કે દૈયણાં માંડશું રે લોલ,
દૈયણાં દળીએ આઠે પોર કે દૈયણાં ખૂટે નહિ રે લોલ.
કુમાર – મે ]

માર્ટિન લ્યુથર કિંગને | યેવગેની યેવતુશેન્કો | ચુનીલાલ મડિયા
રશિયન કવિતા

એ એક હબસી હતો,
પરન્તુ એનો આત્મા પવિત્ર બરફ જેવો
શ્વેત શ્વેત હતો
જેમનો આત્મા શ્યામ છે એવા
ગોરા લોકોએ એને ગોળીએ દીધો
મને આ સમાચાર મળ્યા ત્યારે મને થયું કે
એ ગોળી મારી જ છાતી વીંધીને
આરપાર નીકળી છે
પણ જે ગોળી વડે એ મરણશરણ થયો
એ જ ગોળીએ મને પુનર્જિવિત કર્યો
અને આ વેળા હું
એક હબસીરૂપે જન્મ્યો છું
રુચિ]

આ જિન્દગીની મહેફિલે | મીનુ દેસાઈ

હે તાત યાચું આટલું –
જે ખુમારી પર સજાવી આ ગુલાબી જિન્દગી
એ ખુમારીથી સદા જાગ્રત રહી,
કોઈના ચૂમું નહીં હું પાય, યાચું આટલું
આ જિન્દગીની મહેફિલે –
ફૂલો બદલ હાથે ચડે છે કટકો
એ કટકો સત્કારવા તૈયાર છું,
પણ, બુઝદિલોના દિલને બહેલાવવા લાચાર છું
છો બને દુનિયા ખફા
છો દોસ્ત પણ ફેંકી દીએ છેલ્લી વફા,
ખૂનને ખાબોચિયે ભીંજાઉં તો યે હે પ્રભુ!
ઉન્નત કરેલા શિરને તું રાખજે ઉન્નત સદા
પ્રીત]

## દરિયાઉ શમણે આવ્યા | રમેશ પારેખ

એન કાંઈ દરિયાઉં શમણે આવ્યા કે તોય/આંખ કોરી મોરી રે લોલ,
બાઈ મારું નીંદરનું દૂધમલ મોતી કે દરિયા તાણી ગયા રે લોલ.

(કે) બાઈ મારે મોભે કળાયલ રાત કે નળિયાં ગ્હેક્યા કરે રે લોલ.
ગ્હેકે ગ્હેકે આંગણાની પડથાર બે પાંદડાં બ્હેક્યા કરે રે લોલ,

ખડભડ ગઢને ગબ્બર ગૉખ કે ઝમરખ દીવો બળે રે લોલ,
(કે) લોલ મારે કંચવે આભલાંની હાર કે ભીંતમાં ભાત્યું પડે રે લોલ.

બાઈ મારે ત્રાજવે ત્રાંફાવેલ પંખી કે ભર્રર્ દઈ ઊડી ગયું રે લોલ,
(કે) લોલ મારી પચરંગી ચૅાપાટ કે સોગઠે કોણ રમે રે લોલ.

ઘેર હું તો પાતલડી પરમાર્થ કે એકલી ફાટી પડું રે લોલ;
બાઈ મારી પાનીની ગોટમોટ રેખ કે નીસરે કેડી થઈ રે લોલ.

(કે) બાઈ મારે હાલવું તે કઈ પેર કે પીંડિયું તૂટી પડે રે લોલ,
ઝાંખેપાંખે દીવડાને અજવાસ કે ચાકળો બૂઠી જશે રે લોલ.

બાઈ મારી ભરભર ભાંગશે રાત કે દેયણાં માંડશું રે લોલ,
દેયણાં દળીએ આઠે પોર કે દેયણાં ખૂટે નહિ રે લોલ.

કુમાર – મે ]

## એક કવિતા | સુરેશ જોષી

એકદંત રાક્ષસનાં ખુલ્લાં જડબાં જેવું આ ઘર
મગરબરછટ એની સિમેન્ટત્વચા
દાખલ થતાં જ હીંચકો
ચીંચવાતો કચવાતો ડાકણ ડચકારો
ઝૂલે એના પર હવાનું પ્રેત.
પછી આવે દીવાનાખાનું
ભીંત પર ફોટા
પીળા પડી ગયેલા ભૂતકાળનાં ચાઠાં
આ શયનગૃહની અંધ ખાંધી બારી
જોતી ગુહ્ય આદિમ સ્વપ્ન
એની પાસેથી ચાલી જાય છે.
        વીજળીના તારની સીધી નૈતિક રેખાઓ

પછી ગોખલો
એમાં બે ચાર દેવનો સરવાળો
ઘીનો દીવો —
ધર્મનું આશ્ચર્ય ચિહ્ન!
ડાલડાના ડબ્બામાં ઉછેરેલાં તુલસી
ખૂણાઓમાં શ્યામ સાથેના વિવાહના કોડભર્યા અન્ધકાર
ટ્રેજેડીના નાયકની અદાથી કર્યા કરે છે આત્મસંલાપ.
માળિયામાં આપઘાત કરવાનું ગમ્ભીરપણે વિચારતો
                                        બેઠેલો ઉંદર

જાળિયામાંથી દેખાતું મેલું મરિયલ આકાશ
કદીક એકાદ તારો,
એની પછી જ હશે ને સ્વર્ગ?

(શ્રી અરવિંદનું એક અપ્રસિદ્ધ કાવ્ય)

(૧)

મૌન છે સર્વસ્વ, મુનિઓ ભાખતા.
મૌન છે નિરખી રહેલું કાર્યને યુગયુગ તણા;
મૌનના પુસ્તક વિષે એ ચિત્રગુપ્તે છે લખ્યાં નિજ પૃષ્ઠ કૈંક વિરાટ તે;
મૌન છે સર્વસ્વ, મુનિઓ ભાખતા.

(૨)

તો પછી શું શબ્દનું, વદનાર હે?
તો પછી શું વિચારનું, હે ચિંતક?
છે વિચાર સુરા અહા આત્મા તણી ને શબ્દ એની સુરાઇ છે;
જિન્દગી મિજબાનીનું છે મેજ—ને આત્મા મુનિનો પાન ત્યાં કરનાર છે.

(૩)

તો સુરાનું શું, કહે, ઓ મર્ત્ય રે?
જ્ઞાનના દ્વારે વિરાજી હું સુરા પી મત્ત છું,
છું પ્રતીક્ષામાં પ્રકાશ તણી વિચારથી પારના ને અમર તે શબ્દની.
બેસી રહ્યો છું કેટલોયે કાળ દ્વારે જ્ઞાનના હું વ્યર્થ હા.

(૪)

તું જાણશે શી રીત જ્યારે આવશે તે શબ્દ, હે ખોજક કહે?
તું જાણશે શી રીત જ્યારે ફૂટશે જ પ્રકાશ, હે સાક્ષી કહે?
હું સુણીશ મુજ ભીતરે આવાજ એ પ્રભુનો અને
હું વધુ જ્ઞાની થઈશ, અધિકો વિનમ્ર થઈશ હું,
હું વૃક્ષ થૈશ પ્રકાશને જે અન્નરૂપે નિજ લિયે, હું એહનું
માધુર્ય - અમૃત પીશ હા.

જાન્યુઆરી ૧૪, ૧૯૪૬
(આ કડીઓ શ્રીઅરવિન્દની એક કાચી નોટબુકમાં મળી આવી હતી. એ કદાચ શ્રીઅરવિંદે લખેલી છેલ્લી ટૂંકી કવિતા છે.)

## સમય | ઑડેન | હરીન્દ્ર દવે

સમયની સરતી રેતી કેટલીયે વાર સિંહગર્જનાને કાનમાં કહે છે,
ટાવરના ડંકાઓ ઉદ્યાનોને દિવસે અને રાત્રે કહે છે,
સમય કેટકેટલી ભૂલોને ધીરજથી નભાવી લે છે
– પોતે હમેશાં સાચાં છે એમ માનવામાં સૌ
કેટલાં ખોટાં હોય છે!

છતાં સમયના ડંકા ગમે તેટલા બુલંદ કે ગહન હોય તોયે
અને રેતી ગમે તેટલી ઝડપથી સરતી હોય તે છતાં
સમયે કદી કોઈ સિંહને ફાળ ભરતા રોક્યો નથી
કે ગુલાબની શ્રદ્ધાને ડગાવી નથી.

કારણકે એ માત્ર સફળતાનો જ ખ્યાલ રાખે છે,
જ્યારે આપણે શબ્દોને તેના ધ્વનિ પ્રમાણે પસંદ કરીએ છીએ,
અને સમસ્યાને તેની વિચિત્રતાથી મૂલવીએ છીએ.

અને સમયનો આપણે કેટલો બધો ખ્યાલ કરીએ છીએ!
જ્યાં છીએ ત્યાં જ સીધા જવા માટે
આપણે ફરી ફરીને ક્યારે નથી ગયા?

કૉફી-ઘરનો ફિલસૂફ | જીઓ જીઓ બેલી | રમેશ જાની

આ સંસારે માનવી સંધાં યે
એસ્પ્રેસૉ મશીને જાણે કૉફી-બીઆં જેવાં!
એક પછી એક પછી એક એમ અવિરત ધારે સઘળાં યે,
–સહુની સમાન ગતિવિધિ – અક્રૂર નિયતિ પ્રતિ ધપ્યે જાય કેવાં!

ઘણીવાર હેરફેર જગ્યા કેરી થાય
મોટેરો નાનાની ભીંસી છૂંદી નાખે કાય!
અને અન્તે બધાં બીઆં ભીડાભીડ કરે પેલા નકરા પોલાદ કેરા દ્વારે,
પિસાયે દળાયે સાવ ચૂરચૂર થાયે એની કારમી બિડાય દાઢ જ્યારે!

માનવીજીવનનો ય એવો દોર
કોમલ કઠોર; સેળભેળ થાય સહુ વલોવાઈ જાય, અતિ ઘોર
વિભુજીના કરે ફરે ગોળ ગોળ ગોળ ઘૂમે ચક્કર ચક્કર ચહુ ઓર!

એમ હરેક માનવી માંડે પાય
કોઈ હળુ હળુ જાય, કોઈ ધાંધલધમાલ કરી ધાય,
શ્વાસ લેતાં સહુ, કોઈ જાણે નહિ કેમ–કશું! કૃતાન્તના કંઠ થકી
અતલાન્ત જઈ પડછાય!

[પ્રાદેશિક રોમન બોલીમાં લખતા ઇટાલિયન કવિ જીઓ જીઓ બેલી–(ઈ૦ સ૦ ૧૭૯૧–૧૮૬૩)ના એક સૉનેટ coffee house philosopher ના હેરોલ્ડનૉર્સ કૃત અંગ્રેજી અનુવાદ પરથી.]

**ઝંખના | અકાહ્‌ટો**
જાપાનીઝ કવિતા

કોઈ માછીકન્યાનું ભીનું વસ્ત્ર
કાયને વળગી રહે
એમ તારી હું નિકટ જો હોઉં તો..
હું હંમેશા મગ્ન તારા ખ્યાલમાં

---

**વૃદ્ધ | લીયુ સાંગ યુએન**
ચાઈનીઝ કવિતા

નિર્જન
સહસ્ર જોજન લગી વિસ્તરી પગથાર.
એક પણ
પંખી વિનાના અહીં પડ્યા શિખરો હજાર.
નાવ –
મેં નદીના થીજતા એ જળ મહીં નિજ જાળ નાખી
હિમવર્ષામાં ઊભો છે વૃદ્ધ માનવ એકલો!

---

**શા માટે? | રોઝાલિયા દ કાસ્રો**
સ્પેનીશ કવિતા

હું તમને ચાહું છું..તમે મને શા માટે ધિક્કારો છો?
–હું તમને ધિક્કારું છું..તમે મને શા માટે ચાહો છો?
કરુણ, અત્યંત રહસ્યમય
ગુપ્ત તત્ત્વ તો આ છે.

અને છતાંય એ સત્ય છે,
જાલિમની પકડમાં હોય એવું કઠોર સત્ય:
–તમે મને ધિક્કારો છો, કારણકે હું તમને ચાહું છું;
હું તમને ચાહું છું, કારણ કે તમે મને ધિક્કારો છો!

---

## આટલો જ ખ્યાલ | ગુંટર આઈક
જર્મન કવિતા

માત્ર આટલો જ ખ્યાલ રાખો
કે માણસ જ માણસનો શત્રુ છે.
અને સર્વનાશ પર જ
એ પોતાનું ધ્યાન કેન્દ્રિત કરે છે.
હંમેશા અને અત્યારે પણ
આ જ ખ્યાલ ...
એપ્રિલની આ ક્ષણે
ભવિષ્યવાણી ભાખતા આભની તળે
જ્યારે તમે એમ માનો છો
કે તમે
સૌમ્ય મર્મર શા કોઈ વિકાસને સાંભળી રહ્યા છો
ને ચંડોળના ગીતની માયામહીં
ફૂલ ચૂંટતી કન્યકાઓ હોય તો પણ –
આ ક્ષણે પણ
માત્ર આટલો જ ખ્યાલ.

જ્યારે તમે સુરાલયમાં સુરાની લિજ્જત માણતા હો
કે ઉદ્યાનમાંથી ફળોને વીણતા હો
કે સમુદ્રકાંઠાની હૉટેલમાં નીંદરમાં પડ્યા હો,
દેવળમાં મીણબત્તી સળગાવતા હો
કે ધરુ ચોપતા હો
કે સવારી કરતા હો
માત્ર આટલો જ ખ્યાલ.

જ્યારે કોઈનો હાથ નજાકતથી તમને સ્પર્શતો હોય
કે તમે તમારી પત્નીના આશ્લેષમાં હો
કે તમે તમારા બાળકના હાસ્યને સાંભળતા હો
ત્યારે માત્ર આટલો જ ખ્યાલ રાખો.

માત્ર આટલો જ ખ્યાલ –
કે મહાન સર્વનાશ પછી
પ્રત્યેક જણ પોતે નિર્દોષ હતો
એમ પુરવાર કરશે
માત્ર આટલો જ ખ્યાલ :

નકશા પર ક્યાય કોરિયા અને બિકિની નથી.
એ છે તમારા પોતાના હૃદયમાં
ભલેને જોજનો દૂર
કોઈ પાશવી કૃત્ય થયું હોય –
પણ
પ્રત્યેકને માટે તમે પોતે જ જવાબદાર છો –
માત્ર આટલો જ ખ્યાલ !

---

**ખંડિત કુટુંબ | જેક્સ પ્રિવર્ટ**

ફ્રેંચ કવિતા

મા ગૂંથે છે
દીકરો લડાઈમા જાય છે:
માને માટે એ સ્વાભાવિક છે
અને બાપ—
બાપ શું કરે છે?
ધંધો
એની પત્ની ગૂંથે છે.
દીકરો લડાઈમા જાય છે.
અને એ ધંધો કરે છે
બાપને માટે એ સ્વાભાવિક છે
અને દીકરો,
હા, દીકરો શું વિચારે છે?
દીકરો કશુ જ વિચારતો નથી
કાંઈ કરતાં કાંઈ નહીં.
દીકરાની મા ગૂંથે છે
એનો બાપ ધંધો કરે છે
એ લડાઈમા જાય છે.
યુદ્ધ પૂરુ થશે
પછી એ પણ બાપની જોડે ધંધો કરશે.
યુદ્ધ ચાલ્યા કરે છે
મા ચાલ્યા કરે છે
ગૂંથણ ચાલ્યા કરે છે
બાપ ચાલ્યા કરે છે
ધંધો ચાલ્યા કરે છે
દીકરો મરાઈ જાય છે
એ હવે જતો નથી
બાપ અને મા સ્મશાનમા જાય છે
માબાપ માટે એ સ્વાભાવિક છે.
જિંદગી ચાલ્યા કરે છે—
ગૂંથણ, યુદ્ધ, ધંધા સાથેની જિંદગી.
ધંધો, યુદ્ધ, ગૂંથણ, યુદ્ધ
ધંધો, ધંધો,—ને આ ધંધો
સ્મશાન સાથેની જિંદગી!

# કવિતા

સમયની ચીસ શાશ્વતી અર્થે

| | | |
|---|---|---|
| રાવજી પટેલ | 'સ્વપ્નસ્થ' | મણિલાલ દેસાઈ |
| હરીન્દ્ર દવે | મનહર ચરાડવા | ભાનુપ્રસાદ પંડ્યા |
| રાજેન્દ્ર શુક્લ | લાભશંકર ઠાકર | સિતાંશુ મહેતા |
| જગદીશ જોશી | ઈન્દુકુમાર જોશી | જગદીશ ત્રિવેદી |
| યશવંત ત્રિવેદી | રાજે | દિલીપ ચિત્રે |
| મુરલી ઠાકુર | રમેશ જાની | હરિવલ્લભ ભાયાણી |
| ગોવર્ધનરામ ત્રિપાઠી | પ્રાણજીવન મહેતા | ભવભૂતિ |
| પ્રવીણચંદ્ર ગાંધી | સુરેશ દલાલ | યોગેશ્વર |
| વિનુ મોદી | જયંત પાઠક | માત્સાનોર કવાગીમોટો |
| પ્રજારામ રાવળ | લોકગીત | કૌશિક પારેખ |
| લલિત જટકિયા | મકરંદ દવે | સનાતન શ્રોફ |

ફરીવાર એક અંધારી રાત્રે
હું આ ગામમાં આવીશ ત્યારે
પેલું દૂધનું બનેલું વાછડું
એની ગાયને
ચાટતું જ હશે કે ?
પેલો
સીસમના ડિલવાળો વૃદ્ધ
ફરકડીમાં ભીંડી વીંટી વીંટી ઘડપણ સાંધે છે.
અને
રોજ રોજ સામા ફળિયામાંથી
ઝઘડવા આવતી છોકરી :
ફરીવાર એક અંધારી રાત્રે
હું આ ગામમાં આવીશ ત્યારે
વૃદ્ધ મને સાંધશે ?
પેલી છોકરી મને લડશે ?

# કવિતા

**સમયની ચીસ શાશ્વતી અર્થે**

| | | |
|---|---|---|
| | | મણિલાલ દેસાઈ |
| | 'સ્વપ્નસ્થ' | ભાનુપ્રસાદ પંડ્યા |
| રાવજી પટેલ | મનહર ચરાડવા | સિતાંશુ મહેતા |
| હરીન્દ્ર દવે | લાભશંકર ઠાકર | જગદીશ ત્રિવેદી |
| રાજેન્દ્ર શુક્લ | ઈન્દુકુમાર જોશી | દિલીપ ચિત્રે |
| જગદીશ જોશી | રાજે | હરિવલ્લભ ભાયાણી |
| યશવંત ત્રિવેદી | રમેશ જાની | ભવભૂતિ |
| મુરલી ઠાકુર | પ્રાણજીવન મહેતા | યોગેશ્વર |
| ગોવર્ધનરામ ત્રિપાઠી | સુરેશ દલાલ | સાલ્વાતોર ક્વાસીમોદો |
| પ્રવીણચંદ્ર ગાંધી | જગત પાઠક | કૌશિક પારેખ |
| ચિનુ મોદી | લોકગીત | સનાતન શ્રોફ |
| પ્રજારામ રાવળ | મકરન્દ દવે | |
| લલિત જાટકિયા | | |

ફરીવાર એક અંધારી રાત્રે
હું આ ગામમાં આવીશ ત્યારે
પેલું દૂધનું બનેલું વાછડું
એની ગાયને
ચાટતું જ હશે કે ?
પેલો
સીસમના ડિલવાળો વૃદ્ધ
ફરકડીમાં ભીંડી વીંટી વીંટી ઘડપણ સાંધે છે.
અને
રોજ રોજ સામા ફળિયામાંથી
ઝઘડવા આવતી છોકરી :
ફરીવાર એક અંધારી રાત્રે
હું આ ગામમાં આવીશ ત્યારે
વૃદ્ધ મને સાંધશે ?
પેલી છોકરી મને લડશે ?

જરૂર કૃષ્ણ કોઈક દુર્યોધનની સભામાં
વિષ્ટિ કરવા ગયા હશે.!
નહીં તો આટઆટલાં શસ્ત્રોનો થાળ
માનવી અમસ્તો ન ખડકે;
કોની પાસે કેટલી અક્ષૌહિણી સેના છે
એની ગણતરી કરવા કોમ્પ્યુટરોને કામે ન લગાડાય;
આકાશમાં ઘેરાઈને વિખરાતાં વાદળો જેવાં મન
ઉદાસીની ઝરમર ઝરી શૂન્ય ન બની જાય.
સોયના બિંદુ પર ટકે એટલું સત્ય પણ શેષ ન રહ્યું હોય
ત્યારે શેષનાગ કંપી ઊઠે છે..
પૂર્વમાં ઊગેલો સૂર્ય
પશ્ચિમમાં આથમે
ત્યારે ઇતિહાસનો દિવસ પૂરો થશે
કે અઢાર દિવસ પહેલાંની
કે પછીની રાત્રિ ઊગશે?
શસ્ત્રો, વિમાનો, સબમરીનો,
આ પૃથ્વીને આગ લગાડી અવકાશમાં વસવા જવા
માટેના રૉકેટો, અવકાશયાનો અને ઉપગ્રહો
રાજભોગની આ તૈયારી
વિષ્ટિએથી પાછા ફરનારા કૃષ્ણ માટે જ
કરી છે શું?
જરૂર,
કૃષ્ણ કોઈક દુર્યોધનની સભામા
વિષ્ટિ કરતા હશે.
નહિતર.....

## ફૂલ ઊગે | રાજેન્દ્ર શુક્લ

ચૈતરના તડકામાં–
તારા મળી જવાનાં સંભવનાં ફૂલ ઊગે?
લૂ સંગાથે લૂ જેવા થઈ ધૂસર,
સૂનકારના ઓગળતા ડામરની
કાળી સડકોના કર્દમ પર
છબ છબ છબ પગ ભમિયે,
ક્ષણ સ્વેદસિકત નિર્ગમિયે...

વાહનની આવનજાવનથી બચતો
આ મુજ છબ છબ પદરવ
ખસની શીતળ સળીઓ વચ્ચે થઈને
દિવાસ્વપ્નના મધુસ્પર્શને હોઠ
કંપતી 'કદાચ'ની કળીઓ લગ કૈં પૂગે?
ચૈતરના તડકામાં–
તારા મળી જવાનાં સંભવનાં ફૂલ ઊગે?

---

## કોઈ | રાજેન્દ્ર શુક્લ

સૂરજને ઠેઠ સાંજે એની ખબર પડે કે–
કોઈ કિરણની ચાદર વણતું રહે સવારે!

તૂટયા કરે કોઈના મોંઘા સમયની માળા,
એકાંત આંગણાંનું ચણતું રહે સવારે!

સપનાં ભરીને ઊંટો ચાલ્યા જતાં ઝડપથી,
રેતીમાં કોઈ પગલાં ગણતું રહે સવારે!

રાત્રી વીતે છતાં આ મનનાં સૂના સ્મશાને–
કોઈ હજી ય મંત્રો ભણતું રહે સવારે!

અંધારું ગાઢ આંખે આંજી અને પછીથી
કોઈ લચેલ ક્ષણને લણતું રહે સવારે!

## સંકલ્પ | જગદીશ જોશી

ઝાકળમા પ્રતિબિમ્બિત થતો
આવતી કાલનો સૂરજ –
અને એના તાપના ભયથી
ઢળી જતા તારી આંખના ફફડાટને
હુ મૌનમા ઢબૂરી દઈશ

વેરાન વચ્ચે
ઊભેલા, પવનથી ઉઝરડાતા
પર્વતોના દૂઝતા ચ્હેરાની વાત–
કદાચ,
હુ મને પણ નહીં કહુ

.અપૂજ દહેરાની બહાર
ઘાસના પીળા પડદા પર અટવાતા
સૂર્યના કિરણની ગતિના અજંપાને
ક્યારે ય
હુ શબ્દમા નહીં સાચવું

છાવણી વચ્ચે ઓલવાયેલા તાપણાની
શીળી આગમાથી ઊડેલી રાખ
આખમા ખૂચે
તો યે
હુ હોઠ બીડીને હસી લઈશ!

## હું મીણબત્તી જલાવીને બેઠો છું

ખોલશો નહિ અંધારિયા પવનની બારી
હું મીણબત્તી જલાવીને બેઠો છું.

પડછાયાનાં કુંડાળામાં નકામાં કોણ બેઠાં છે બીજાં?
મેં જૂહુ પર ઊગેલો ચંદ્ર મીણબત્તીની વાટ પર ટેકવ્યો છે લગાર...
હમણાં ઢીમ થઈ જશે ત્યારે?

ઊંચકશો ના ભૂરી જ્યોતનો ઝભ્ભો
એની તળે
વધની સાંજે
તેત્રીસ લાલ મીણબત્તીમાં બળતા ઈશુને
છાતીએ ચાંપી ઢબૂર્યો
ત્યારે દાઝેલાં
મા મરીઅમનાં કુંવારાં સ્તનો હજીય તરફડ્યા કરે છે.

રહેવા દો બીડેલાં જ મારા પૂર્વજન્મોનાં વાતાયનો.
રખે ને રહી જશે સળગ્યા વગર
આ જન્મની મારી બરફની મીણબત્તી!

સળગતી મીણબત્તીના સ્તંભ પર ચાલવા માંડી છે મારી કીડીઓ
રે! ક્યાં જશે અંતે?
ને સવારે કીડીઓનાં દર શોધતો સૂરજ છજ્જેથી આવી ઢૂકશે ત્યારે?

હું મીણબત્તીઓ જલાવીને બેઠો છું.

આપણા સાત સાત જન્મોની કથા |

અતીતના ધુમ્મસિયા ધાબામાં
ડૂબેલી નગરીના કો'ક જાંબુડિયા કમરામાં
રામણદીવડાનો તર્યા કરે ઝાંખો પીળો પ્રકાશ

આપણા સાતસાત જન્મોની કથા
મેં કબૂતરની આંખોની લાલ ચણોઠીમાં છુપાવી રાખી છે.
(એટલે તો કબૂતરને કંઠે ઊગી ગયા છે વેદનાનાં લીલાંલીલાં વન!)

ચાંદરણાની ગાયો ચરવા નીકળી ત્યારે તેની ઘટડીઓને
પગલે પગલે
દેવદારુનાં વન વીંધી
વનપીલુનાં કિરમજી કર્ણફૂલ
ને
સુંદરીફૂલોમાં ઢોળાયેલા તાજા તડકાના મોતીની નથડી લઈ
હું આપણે જૂને ઘેર આવ્યો હતો.

દરિયાની પ્યાસ કાંઠે ઊભી ઝૂર્યા કરે નારિયેળવનની લીલાશ
તેમ તને
બે ક્ષણ વચ્ચે ઊગેલી નાળિયેરીને પાન
નમેલી વાસકસજ્જા પૂનમને
સ્પર્શી, ન સ્પર્શી ત્યાં તો ઢળી ગઈ પૂનમના ધાબાની પીળાશ.

કો'ક–
હું નહીં, તું નહીં એવા–
કો'ક રાજાને પાપે
ઘંટના પછડાટાએ ટાવરમાંથી ધૂવાપૂવા વછૂટેલા
સમયકૂકડાઓની કલગીઓનો લાલભડક રંગ ડિલે ચોળી
એક અઘોરી બાવો
શેરીએ શેરીએ બરાડતો શાપી ઊઠયો આખું નગર:

'દટ્ટન સો પટ્ટન!
દટ્ટન સો પટ્ટન!'
ત્યાં તો ફરી વળ્યા સાત સાત સાગરના લોઢ
જાંબુડિયા કમરામાં હવે કદી ઊગે ના પરોઢ.
રામણદીવડાનો ઝાંખો પીળો પ્રકાશ
ને
આપણા સાત સાત જન્મોની કથા
તર્યા કરે:
અતીતના ધુમ્મસિયા ધાબામાં.

---

## પેલાં બે કેનેરીનાં ગીત |

તું જઈશ ત્યારે
સમયની મીણબત્તીને આંખોમાં ઓગાળી લઈશ.

જુહુનો કિનારો અને વાલુકા પર રમતાં આપણાં નામનાં
બે કેનેરીને મોજાંની બિલોરી ચાદરમાં ઢબૂરી દઈશ.

ન હોય પૃથ્વી, ન હોય આકાશ......
(એવી–મિલનના ભ્રમ જેવી)
ક્ષિતિજની ભૂરાશમાં પોઢી જઈશ.

જાગીશ ત્યારે ભર ભર ભૂરાશ થઈ વેરાઈ ગયો હોઈશ.

ને ત્યારે
તારા એક્વેરિયમના દરિયાની નિર્મમ ભૂરાશ તળે
સળવળ્યા કરશે પેલાં બે કેનેરીનાં ગીત.........

– તું જઈશ ત્યારે.

---

## ઓ ગગા, વહી જાઓ !

ઓ ગગા, વહી જાઓ !

મારા હિમાલયો નીચે પીગળતા સૂરજના  સોનેરી ઝરણા લઈ જાઓ !
મારા જનમ જનમના હરકી પેઢીના તરતા દીવાની તરણી વહી જાઓ !
ઓ ગગા, લઈ જાઓ !

સાગસીસમના જગલમાં અધારી રાતે સિહવાઘની ત્રાડ થકી સરવરજલમાં
તરડાતો ભૂખર કપ
કે મધરાતે સાત સમદર પાર કરીને ફૂલપરીના સપનાની
ધોળી ધોળી બિછાત ઉપર લો જાય નીંદરી લીલો લીલો જપ
ઓ ગગા, મારા ભટૂરિયાની મુઠ્ઠીની એકાદ નદીના વેકુરિયા
આદિજળમા લેલૂમ ઊગેલા તરબૂચોને વહી જાઓ !
ઓ ગગા, લઈ જાઓ !

કમખાના બન્ને પપીહરા, બે પપીહરાના કેસરને જયા
મયૂરના ટીકાની લીલી વાડ કૂદીને આગળીઓને ઊગી ગયા ગુલમો'ર
ખોબાના કમરજલમા ર રોજ થીરકતી નૈનમછલીઓ
કેસરિયા કાઠાની રે ઓ પાર હવે ..
ઓ ગગા, મારા સપ્તરગના રગધનુથી કેસરિયો આ, વહી જાઓ !
ઓ ગગા, લઈ જાઓ !

ગગાઘાટે હુ જ તે મારા અસ્થિનો લઈ કુભ ઊભો છુ
ઓ ગગા, લહર લહર થઈ આવો !
મારા જન્મજન્મની રાખ તણી ભૂરાશ લઈ વહી જાઓ !
– મારા હિમાલયો નીચે પીગળતા સૂરજના સોનેરી ઝરણાં વહી જાઓ !
ર ગગા, વહી જાઓ !

આવજો |

લ્યો, સાજન મારા, આવજો!
ઢબૂકલો ઢૂકયાની થઈ વેળ
બોલશો વિદાયનાં ના વેણ
કે પોપટો રોઈ રોઈ ભીંજવશે પાંજરું.

મેં ચાંદરણાં ઢાંકયાં ને ઢૂબ્યાં મોગરે, એના જરિયન જામા પ્હેરાવું
આખી ઢોળીને અત્તર છંટાઉં કે મારાં નેણલાંના ફેરબા ફેરાવું
મેં કમખામાં ગોપ્યું મધરાત્યુંનું આભલું
તમે દાડમિયે ઝાલેલે ગવંન
બાંધી રે આલું પોટલું.
લ્યો, સાજન મારા...

પગલાં રામદુવાઈ, પગલાં પીલુડિયો શેઢો, પગલાં હાલજો!
પગલું માંડો કે પૂરવ, હું પછ્છિમ, સાજન મારા આવજો!
મ્હણે પછ્છિમને ચાંદ કંપે પીપળો
પૂરવમાં પળનાં ખર્યે જાય પાન
સાજન, હવે નીકળો.
લ્યો, સાજન મારા...

---

ત્રિદલ | મુરલી ઠાકુર

મોરપિચ્છમાં
રંગ ભર્યાં છે. વચ્ચે
કોની આંખ?

મૂઠ ભરીને
માટી લીધી મૂકવા
માથે ટોપી.

કોણ સ્વજન?
કોની માયા–મમતા? –
ઉત્તર ઝાઝા!

---

## મારી પ્રિય કવિતા | પ્રવીણચન્દ્ર ગાંધી

કામનુ ગમે તેટલુ દબાણ હોય તો યે, મારા વ્યવસાયના વિષયની બહારનું કાંઈક વાચન કર્યા વિના, સામાન્ય રીતે હુ રાત્રે સૂતો નથી–એવી એક ટેવ જ પડી ગઈ છે કશુક રસ પડે તેવુ હોય તો વાચતા વાચતા વહેલી સવાર પણ પડી જાય, ને કશુક એવુ યે હાથે ચડી જાય કોઈક વાર, કે તે વાચતા વાચતા આપમેળે ય ઊંઘ આવી જાય!

વાચનમા હુ માત્ર ગદ્યના—હગવા ગદ્યનો આગ્રહી છુ એવુ નથી અંગ્રેજી વધારે વાચુ, પણ ગુજરાતીમા પણ એટલો જ રસ ખરો કવિતા વાચવી પણ મને ગમે છે, અને ઘણા અંગ્રેજી ગુજરાતી કાવ્યો મને કઠસ્થ છે જૂના ગુજરાતી કાવ્યો વિશેષ યાદ છે નવુ 'સરસ' હશે તો પણ જલદીથી સમજાતું નથી હોતુ અને હુ એ 'સરસ'ની વ્યાખ્યા સમજવાની લપછપમા નથી પડતો જે હો તે, મને લાગે છે કે સમયબળ કાવ્યની સાચી કસોટી છે એની સામે બાથ ભીડીને જે ટકી રહે તે દૈવતવાળુ હોવુ જ જોઈએ અને એ રીતે વિચારુ છુ ત્યારે નરસિહ, મીરા, પ્રેમાનદ, દયારામ અને પછીના યે કઈ કેટલા કવિઓ કેટલા સમર્થ હશે એનો અદાજ સહેજે આવી જાય છે

'કવિતા'ના સપાદકે મારી 'પ્રિય કવિતા' વિશે લખવાનુ આમત્રણ મને આપીને આ દિશામાં ઠીક વિચારતો કર્યો હુ એમનો આભારી છુ

જુવાનીમા હતો ત્યારથી જે થોડાક લેખકો પ્રિય થઈ પડેલા તેમા ગોવર્ધનરામ સૌથી મુખ્ય ગોવર્ધનરામ 'સરસ્વતીચદ્ર'ના લેખક તરીકે ઘરગથ્થુ નામ એમના અવસાનને સાઠથી વધુ વર્ષ થઈ ગયા, અને તે દરમિયાન જમાનો અને લોકરુચિ ઉપરતળે થઈ ગયા 'નૂતન લેખન'ના અનેક અખતરાકારોએ નવલકથાના ક્ષેત્રમા હાથ અજમાવ્યા, છતા ગોવર્ધનરામની વિશાળતા કે વિરાટતાને અને એમના ઊંડાણ તથા પ્રભાવને આચ આવી નથી એ વાત વિચારવા અને સમજવા જેવી છે પણ ગોવર્ધનરામને એકલા ગદ્ય લેખક તરીકે ગણાવવામા એમનુ પૂરુ મૂલ્યાકન નથી થતુ એમ પણ મને લાગે છે

ગોવર્ધનરામ વિચારની હેલીની માફક ભાવની હેલી પણ વરસાવી શકે છે, અને તેથી જ ગદ્ય વાર્તામા, ઠેરઠેર એમણે નાનામોટા કાવ્યો રચી, તેને છુટા મણકા જેવા ન રાખતા, એક સૂત્રમા આબાદ પરોવી દઈને, વાર્તાપ્રવાહને વહેતો રાખ્યો છે એટલુ જ નહિ, પણ ખરેખર પાત્ર અને પ્રસગને પણ અધિક બહેલાવી જાણ્યા છે આ એક કારણે પણ મને ગોવર્ધનરામ આજે ય વાચવા ગમે છે

કોઈ મને પૂછે કે ગોવર્ધનરામમાંથી કયું કાવ્ય મને ગમે છે, તો, બીજી કાવ્યરચનાઓ સાથે, સરસ્વતીચંદ્રે કુમુદને લખેલા પત્રમાંની પંક્તિઓવાળું મુક્તક મને તુરત સાંભરે:

"શશી જતાં, પ્રિય રમ્ય વિભાવરી !
થઈ રખે જતી અંધ વિયોગથી;
દિન રૂપે સુભગા બની રહે, ગ્રહી
કર પ્રભાકરના મનમાનીતા."

[ચંદ્ર (સરસ્વતીચંદ્ર) જતાં, હે પ્રિય સુંદર રાત્રિ, તું રખે વિયોગથી અંધારી બની જતી; બલકે, પ્રભાકર(સૂર્ય)ના મનમાનીતા કર (કિરણો) ગ્રહણ કરી, દિવસરૂપે સૌભાગ્યવતી બની રહેજે—અર્થાત્ મને ભૂલી જજે અને અન્ય સાથે રાંસાર માંડજે.]

આ મારી પ્રિય કવિતા છે.

હું કાવ્યવિવેચક નથી એટલે સંપૂર્ણપણે આ મુક્તકની ખૂબીઓ સમજાવી ન શકું એ સ્વાભાવિક હશે; છતાં વર્ષોથી આ પંક્તિઓ મનમાં રમી રહી છે અને બીજું કોઈ કાવ્ય આસાનીથી એને સ્થાનભ્રષ્ટ કરી શક્યું નથી. શાળાકૉલેજના દિવસોમાં જે પરાણે કંઠસ્થ કરવું પડેલું તે ઘણું ભુલાઈ ગયું છે, ને જે નહોતું કંઠસ્થ કરવાનું તે આપમેળે યાદ રહી ગયું છે, એને હું સાચી કવિતાની એક ચાવી માનું છું!

આ ચાર પંક્તિઓ મને એટલા માટે પ્રિય છે કે એમાં કથાનાયક સરસ્વતીચંદ્રનું સુરેખ વ્યક્તિત્વ અંકાયું છે. એની દુ:ખી મનોદશા, કુમુદ—'પ્રિય' 'રમ્ય' કુમુદ માટે એની તીવ્ર કોમળ લાગણી, એના ભાવિ સુખ માટે એની ભાવના ને શુભેચ્છા, પોતાના અનિશ્ચિત ભાવિની ઉપેક્ષા, કુમુદ માટે ત્યાગવૃત્તિ વગેરે ઊજળા અંશો ખૂબ ચોટદાર રીતે અહીં વ્યક્ત થયા છે. 'પ્રિય' 'રમ્ય' જેવાં વિશેષણો દ્વારા, 'રખે' જેવા શબ્દપ્રયોગ દ્વારા, 'મનમાનીતા' શબ્દ પાછળ સુખી દામ્પત્યજીવનની ચાવીના દર્શન દ્વારા કવિ ઉચ્ચ સપાટીને સ્પર્શે છે.

સરસ્વતીચંદ્ર જુવાન છે, અને જુવાન મન તથા હૃદયના ભરતીઓટ, વાચકને પણ સારી રીતે અનુભવાવે છે. એની લાગણીઓ જાણ્યેઅજાણ્યે આપણી લાગણીઓ બની જાય છે, અને એમાં જ એના લેખકનો વિજય છે.

પ્રસ્તુત 'શશી જતાં' મુક્તકને સંભારીને કુમુદે લખેલી પંક્તિઓ પણ એટલી જ હૃદયસ્પર્શી અને તુરત કંઠસ્થ થઈ જાય તેવી છે:

"શશી ગયો ઊગશે ગણીને, ભલે
ટકતી અંધ નિશા; મુજ ચિત્તમાં
પ્રલયકાળ રચી શશી આથમ્યો
નીરખીને ધિક્ જીવવું જીવનું!"

—અધારી નિશાને શશીના ઉદયની આશા ભલે હો, ને એને આધારે એ ભલે ટકી રહેલી, પણ મારા ચિત્તમા તો પ્રલયકાળ રચીને 'શશી' (સરસ્વતીચદ્ર) આથમી ગયો છે આ જોઈને જીવનુ જીવતાં રહેવુ એ ધિક્કારને જ પાત્ર છે!

સરસ્વતીચદ્રની ભાવનાનો અહીં પ્રત્યાઘાત છે, કદાચ રદિયો છે, અને આ ચાર પંક્તિઓમા કુમુદના કુસુમકોમલ સ્ત્રીહૃદયની સુંદર તસવીર ગોવર્ધનરામે ઉતારી છે

'મારી પ્રિય કવિતા' કઈ તેને અંગે, મારુ આ મંતવ્ય સપૂર્ણપણે સ્વાધીન રાખું છુ!

---

જુદા જુદા ક્ષેત્રની વ્યક્તિઓનો કવિતા પ્રત્યેનો અભિગમ જાણી શકાય એ ઇરાદાથી પ્રારભ કરેલી અનિયતકાલીન લેખમાળાનો પહેલો મણકો શ્રી પ્રવીણચદ્ર ગાંધી દેના બૅન્કના ચૅરમૅન છે

---

ગઝલ | ચિનુ મોદી

પથ્થરો ક્યા કદી તૂટતા હોય છે?
ઘાસ જેમ જ બધે ફૂટતા હોય છે

એક મળતો ખરો, પણ બીજો ના મળે
આમ પથ્થર સદા ખૂટતા હોય છે

હાથ વીંઝાય વીંઝાય ના એ પ્રથમ
પથ્થરો હાથથી છૂટતા હોય છે

મૌનને મૂઢતામા તમે ના ગણો
પથ્થરોમા નરી ગૂઢતા હોય છે

રિક્ત એકાતનુ આખમા ઊગવુ
પથ્થરો જ્યા જ ત્યા પૂગતા હોય છે

## દુહા | પ્રજારામ રાવળ

આ તટને બોલાવતી પેલા તટની પ્રીત.
તટ આ રટત રટત રટત 'આવું, આવું, ઓ મિત!'

બે કાંઠા બે બાજુએ: વચમાં ગાજે પૂર:
ઊડી જાતા સૂર:– સરવા કાન સૂણે નહીં!

ચકવાને ચકવી જુએ: ચકવો ચકવી જોય:
વચમાં રાત ન હોય!– એ તે કેમ બને અહીં!

શુક અહીંયાં; ત્યહીં સારિકા: પીંજરબાંધ્યા પ્રાણ:
લોખંડી સળિયા ખડા:– જાણે સીધાં બાણ!

રેતીને રેતી મળે, એમ મળે સહુ લોક:
(પણ,) દૂધમહીં સાકર ભળે, એવા માઢુ કોક!

એક હોય તો છે બધું: એક વિના સહુ ફોક!
આ એકલને ક્યાં મળે એક? ઢૂંઢૂં સહુ લોક!

શશિયર ખીલે આભમાં; ફોરે કુમુદ સુવાસ!
(પણ) કમલતણે નિ:શ્વાસ દૂર કયહીં દાઝે રવિ!

## દ્વિદલ | લલિત જાટકિયા

ધણની વચ્ચે
ટૂંટિયું વાળી ગોપ
ચરે એકાંત

નાવ ફસાઈ
મઝધારે: જલતો
ઝૂંપડે દીપ

### તાળાં કાળાં | 'સ્વપ્નસ્થ'

સૂરજને મોઢે દો તાળું,
                    કાળું.
નિષ્પર્ણ ઊભેલાં વૃક્ષોની નિર્ભ્રમ છાયા પ્રળે પ્રળે
ઉપરનાં ઊકળતાં તિમિરોદકથી
રાત્રિની લૂ અથડાવા દો !
ભીતરથી રાખ થયેલાંને
એ સ્પર્શી શકે કોઈ કાળે ?
                    માળે માળે
પેટાવો પીળી તાપણીઓ.

થીજી ગયાં કેસર, ગુલાબ કોમળ
                    નિર્મળ દલદલ
પર હિમબિન્દુના કાળા કીડા ચરતા તેને
મૃત સુરભિનાં શબને કોતરવા દો.

બંદોબસ્ત કરો અકબંધ !
ચાવી ફેંકી દો નિર્જની,
   સ્મૃતિનાશના ગહ્વરમાં.

---

### હાઈકુ | મનહર ચરાડવા

સરિતા-કાંઠે
તડકો ભીનું અંગ
સમીરે લૂછે !

| લાભશંકર ઠાકર

તીડોનાં નિરપેક્ષ ટોળાં નીચે
હું દટાઈ ગયો છું;
અને ઉપર
ચણાઈ ગઈ છે મારી કબર.
એ કબરની સફેદીની ચોતરફ
મારી ભોળી ઇચ્છાઓની કપાયેલી પાંખો
રઝળે છે.
મેં લખવા ધારેલો ઇતિહાસ
અને પિતાજીનાં સોનેરી ફ્રેમવાળા ચશ્મા વચ્ચે
એક લીલી ઈયળ લંબાઈને પડી છે.
એ ઈયળના કાળા પડછાયામાં
મારી સફેદ કબર
પીળું પીળું હસી રહી છે.
ક્યાં માણસ !
ક્યાં માણસનું મન !
અને છતાં આકાશના અનંત વિસ્તારમાં
કબૂતરો તો ઊડયાં કરવાનાં !
પીળું પીળું હસી રહી છે મારી સફેદ કબર.

---

## વિસ્તાર થઈ જવાનો | ઈન્દુકુમાર જોષી

સૂરજના સાત અશ્વો રાતે રડી પડે છે,
ક્યારેક ભરબપોરે અંધાર થઈ જવાનો.

અંધારમાં દિશાઓ ફંફોસતી હવાને,
આજે નહીં તો કાલે આકાર થઈ જવાનો.

જંગલની કેડીઓને આ શી રમત સૂઝી છે ?
વેળા-કવેળા દરિયો ભેંકાર થઈ જવાનો.

વેળા વહી જશે તો શું થશે સમયનું ?
ક્ષણ એક ઝંખનાનો વિસ્તાર થઈ જવાનો.

## રાજે | વહાલપણાની વાત

પ્રેમભક્તિની અમરવેલે કઈ કેટલા યે જાણ્યા અજાણ્યા ફૂલપલ્લવ પ્રકટ્યા હશે આપણા મધ્યકાલીન સાહિત્યમા યે એવા એક વણઓળખાયેલા ફૂલની મહેક મન ભરીને માણવા જેવી છે

રાજે પ્રેમાનદનો ઉત્તરકાલીન સમકાલીન હતો ભરૂચ જિલ્લામા આમોદ તાલુકાના કેરવાડા ગામમા જન્મેલો જાતે મોલેસલામ મુસલમાન મોલેસલામ એટલે ખુદાનો બદો કેટલાક હિદુ રાજપૂતોને ધર્માન્તર કર્યા બાદ એમને એ રૂડુ નામ આપવામા આવેલુ નામ-ઠામ, વેશ પહેરવેશ અને કેટલાક રીતરિવાજ પણ હિદુ જેવા રાજેને નાનપણથી કૃષ્ણભક્તિની લત લાગેલી એણે હજારો પદ, સેંકડો સાખીઓ અને કુડળીઆ લખ્યા રાસલીલા અને વિરહ ગીતા લખી ગુજરાતી ઉપરાત એણે તત્કાલીન પ્રચલિત હિદી ભાષામા યે ખૂબ લખ્યુ છે એ બધુ એણે પ્રેમભક્તિના સીધાસાદા સરળ ઊલટભર્યા મીઠા બોલમા વ્યકત કર્યું છે ગોપી ભાવની ધન્યતાને, વિશેષ તો એની આરતને, એણે હૈયાની વાણીમા સાકાર કરી છે પ્રેમ પદારથના અંતરતમને સ્પર્શી આવેલી આ વાણીમા પ્રાસની અને પદબધની, શબ્દ અને લયની, ભાવની અને અભિવ્યક્તિની કોઈ ગજબની આયાસહીન સ્વાભાવિકતા છે, મોહકતા અને મધુરપ છે મનના ઊંડાણને ન જાણનારથી પદોનું આવું રમણીય પૂર ન વહેવડાવી શકાય!

એક સ્થળે એ ગાય છે

'મનનૂ કારણ કોઈ ન જાણે કુણને કહીએ ગાડી જી?
વહાલપણાની વાતડી તે લૂએ હમેશા ગાડી જી!

પ્રેમ તો સાચે જ મનનું કારણ છે, એને કોણ જાણી પરમાણી શકે? માડીને એની વાત કહેવાય પણ કોને? અને એવી 'ગાડી' વાત સમજે ય કોણ? અને છતા યે મહાવજી સાથે સાવ સ્વાભાવિક રીતે એકાદ ક્ષણ પૂરતો યે દષ્ટિનો શુભયોગ થઈ ગયો હોય પછી તો આખુ યે હૈયુ હોઠ પર આવીને ઊભુ રહી જાય છે મનમાં એવી તો ઊલટ થઈ આવે છે કે જાણે સહુના દેખતા એને બોલાવીએ જીવનમા જેણે એક વિપલ માટે ય સાચા હૃદયથી પ્રેમ કર્યો હોય તે જ કદાચ આવો ભાવ આટલી સરલ વેધકતાથી ગાઈ શકે! મીરાએ એવી લાજશરમ સબ હી છાડીને, લોકલાજ અને કુલકી મર્યાદા તોડીને, આવી દીવાની વાત કહી હતી રાજેએ પણ એવી 'ગાડી' વાત કહી છે—કોઈ જાણે કે ન જાણે! નથી કહેવી એમ કહીને યે એણે એ વાત કહી દીધી છે

પ્રેમ તો માણસનું સર્વકાંઈ લૂંટી લે છે. મન, બુદ્ધિ અને પ્રાણ ... બધું યે! એનું અહમ્, એનું પોતાપણું ... એનું સઘળું યે એની પાસેથી જતું રહે છે. રાજેની ગોપી એ જ ભાવ આ રીતે કહે છે:

'ધૂતારા રે, તેં હું પૂરણ ધૂતી!...'

બાકી, હું તો કેવી હતી? કોઈનું કાને ન ધરતી એવી માનિની હતી. તું મળ્યો તે પહેલાં... હું હું–પોતે હતી. પેલા કવિએ કહ્યું છે તેમ till you came I was I...

થોડા શબ્દોમાં ઘણું કહી દેવાની કળા સાચી કાવ્યપ્રતિભાને જ સાધ્ય છે. રાજેની કવિતામાં એ પદે પદે જોવા મળે છે. 'શીદ જગાડી સૂતી?' કે 'કુબજા એમ કલોલ કરે છે....' જેવી પંક્તિઓમાં અથવા તો આ પંક્તિમાં એ આરત, એ અસહ્ય વેદના સાંભળો:

જે ભાવે તમે ભાળતા તે ભાવ જ ભાગૂ રે!...

...... રાજેની ગોપી કૃષ્ણને એક પદમાં 'દિનકર' કહે છે. એને તે વેદનાની રાત શાની હોય? અને પછી તરત જ બીજી કડીમાં એક સાવ સાદી અને જાણીતી કહેવતનો ઉપયોગ કરીને બોલે છે:

... જેહેનું ગામ ઘરાક થયું પછે તે કેમ આવે હાથ?

આખું યે ગામ જેને વાંછતું હોય, એકએક જીવ જેને ઝંખતો હોય, એ કેમ કરીને તારે ભાગે આવે? ઘેલી, તારે હાથ પછી એ શાનો આવે?...

રાજેનાં પદોમાં એક પ્રકારની મુલાયમતા છે—એની ભાવભક્તિની મધુર મૃદુતા જેવી. એની પંક્તિઓના લયમાં એના અંતરગતની ઊલટ વરતાઈ આવે છે. એ ઊલટને લીધે જ આટલી મોટી સંખ્યામાં આવાં ઉત્તમ કાવ્યો એણે આપ્યાં છે.

આપણા મધ્યકાલીન સાહિત્યનો એ ખરેખરો 'મોટો' પદ - કવિ છે—નરસિંહ, મીરાં કે દયારામ સાથે જેનું નામ લઈ શકાય એવો!

અહીં તો એનાં થોડાંક પદોથી જ સંતોષ માનવાનો પ્રયત્ન કર્યો છે ...



મહાવજી, માયા લાગી તમારી રે અળગાં કેમ રેહેવાયે રે?
સહેજ સભાવે[1] સાહામું જોતાં વહાલપણું લેહેવાયે રે!—મહાવજી૦
આગળ કેમ થશે કુણ જાણે હરિ, હવડાંથી છે આવું રે?
ઊલટ મનમાં એમ આવે જાણે સહુ જોતાં બોલાવું રે!—મહાવજી૦
વાર્યું ન રહે વ્હાલા મહારા રે, મનડું મહારું રે;
રાજેના પ્રભુ અંતરજામી, મુહુડે[2] શું વિસ્તારું રે?—મહાવજી૦

૧ સ્વભાવે: સ્વાભાવિક રીતે. ૨ મોઢે.

ધુતારા રે, તે હુ પૂરણ ધૂતી !
કહ્યુ કુહુનુ[1] કાન ન ધરતી
આગે એહેવી હૂતી ![2]
પ્રીત તણ પરમોદ કરેવા
શીદને મોકલી હતી ?
હાવે તુ[3] હુ ઘેલી ઘેલી
હીંડુ વિરહ-વિગૂતી
નીસરવાનુ દાવ ન દીસે
નેહનદીમા ખૂતી !
રાજેના પ્રભુ અંતરજામી,
શીદ જગાડી સૂતી ?

1 કહ્યું કોઈનુ 2 હતી 3 તો

□

તાહા કીધી કુબજા દાસી
મોહન થયા મથુરાવાસી !
તાહા કુબજા કીધી દાસી૦

તે કુબજા એમ કલોલ[1] કરે છે
આપણને ઉદાસી,
ચતુર થૈને એ ચત ધારી,
ભલી કરાવી હાસી !–
તાહા કુબજા કીધી દાસી૦

રૂડા રૂડાને રંગ આપુ[2]
ને રડતા મેહેલ્યા રાગી,[3]
ન થયા રાજે રંક તણા
જે કરતા સદા ખવાસી !
તાહા કુબજા કીધી દાસી ૦

1 કલ્લોલ. 2 આપ્યો. 3 રાશી નભગુ

હરિ, શેં હેત ઉતારું[1] રે?
તે અવગુણ કુહુની[2] અમારં[3] રે!

જે ભાવે તમે ભાળતા
તે ભાવ જ ભાગૂ[4] રે,
સનેહ સહુથી મીઠડુ[5]
શેં કડવૂ[6] લાગૂ રે?

એવડી આંટી શેં પડી
તે ક્હાનડ, કહીએ રે;
મુહુડે કહા વના માહાવજી,
મનની કેમ લહીએ રે?

અમે તમોને ઇચ્છીએ,
તમો અવરને ઇચ્છુ[7] રે;
અબલાની આતુરતા
શેં નાથ ન પ્રીછુ[8] રે?

પેહેલી પ્રીત દેખાડીને
પછે એમ ન કીજે રે;
રાજેના પ્રભુ અંતરજામી,
દરસણ દીજે રે!

---

1 ઉતાર્યું; 2 કહોને; 3 અમારો; 4 ભાંગ્યો;
5 મીઠડો; 6 કડવો લાગ્યો; 7 ઇચ્છો; 8 પ્રીછો.

□

ઘેલાંનો શો સાથ ઘેલી, ઘેલાંની શી ગોઠડી?
તું સાંભળ મારી વાત! ઘેલી૦

આનીહારે ઘેલી, હૈડે એમ વિચારની
—એ દિનકરને શી રાત?
આનીહારે ઘેલી, જેહેનું મન જે સાથ માળૂં[1]

એને તેહેને તેવી ઘાત! ઘેલી૦
આનીહારે ઘેલી, જેહેનું ગામ ઘરાક થયું
પછે તે કેમ આવે હાથ?
આનીહારે ઘેલી, દાસ રાજે પ્રભુમાંહે ઘણી
આ જોની, પરપંચ ઘાત! ઘેલી૦

---

1 મળ્યું.

આસોપાલવના વૃક્ષ જેવુ આકાશ
વાદળના ભારથી ઝૂકી ગયુ છે અહીં
ભરબપોર
ગુલમહોરની છાયને સૂધી સૂઈ ગયેલો સૂર્ય
ફરી પાછો પશ્ચિમે સળવળતો
બાવળની શૂળને પોતાનું એકાન્ત
ડખતુ હોવાથી
ખરી પડલા ફૂલને
ફરી પાછુ ડાળ પર ફોરવા વીનવે છે
કોઈની વિસ્મૃત થયેલી
આંગળીઓના ટેરવા પરની
ઝીણેરી રખાઓના જેવુ ઘાસ
સ્મૃતિના વિશ્વમા મને પાછુ લઈ જાય
ચારે કોર ટહુકાઓની પાથરેલી પથારીમાં
આળોટવાની ઇચ્છા થયા કરે છે
ઊંચે ઊડતી સમડીઓના પડછાયાના
લીસોટાઓમા એકલો હીંચ્યા કરુ છુ
ઢળતી સાંજે
બે-ચાર પાઘડીઓ વચ્ચે
કૂણુ ઘાસ પાથરી
સીમને મુઠ્ઠીમા ભરી ગામ તરફ પાછો વળુ છુ ત્યારે
આ પડયા રહેલા ચીલાઓ પણ
મારી પાછળ પાછળ ચાલવા લાગે છે

## ....ને | સુરેશ દલાલ

મારે વહેલા જાગવાનું છે નોકરીએ ભાગવાનું છે ટપાલો વાંચવાની છે
કાગળો લખવાના છે ફોન ઊંચકવાના છે સામે ઝીંકવાના છે
લંચ અવર્સ ચુકવવાના છે બગાસાં ખાવાના છે સુસ્તી કાઢવાની છે
ટાઈપીંગ કરવાનું છે ઑવરટાઈમ મેળવવાનું છે ત્યાંથી છૂટવાનું છે
મિત્રોને મળવાનું છે નિદ્રામાં ભળવાનું છે રસ્તો સીધો છે
બસ લાલ છે મકાન ચોરસ છે પૃથ્વી ગોળ છે ઘરે આવવાનું છે
બૂટ ઉતારવાના છે ટાઈ કાઢવાની છે વાતો કરવાની છે
જમવાનું છે પાણી પીવાનું છે ઘૂંટડા ગળવાના છે
રેડિયો સાંભળવાનો છે બત્તી બૂઝાવવાની છે પ્રેમ કરવાનો છે
સૂવાનું છે સપનાંએ આવવાનું છે રસ્તો દેખાતો નથી
બસમાં જગા નથી મકાનને આકાર નથી સમય ગોળ છે
ફરી પાછા પાછા ફરી જરી મરી મરી જરી ફરી ફરી
વહેલા જાગવાનું છે જીવવાનું છે હા કહેવાની છે......
ને, હસવાનું છે.

## ચાર કાવ્યો | જયન્ત પાઠક

### મૃત્યુ

જે જાણે તે જાણે
મૃત્યુ એટલે કાચબો
ધીમે ચાલીને એ હમેશાં
સસલાને હરાવે છે

મૃત્યુ એટલે સોનાનું પતરું
એ કાટથી ખવાતું નથી,
લખેલા દાનના અક્ષર
કદી ભૂંસાતા નથી

મૃત્યુ એટલે ફૂલ પર
ગણગણતો ભમરો નહિ,
મૃત્યુ એટલે મધમાખી
મૂગી મૂગી જે રચે મધપૂડો

મૃત્યુ એટલે એક અજાણ્યું ઈંડું
ફૂટ્યા વગર એના ગર્ભને
પામી શકાતો નથી

---

### ભલું કર્યું ભગવાન

(જોવા આપી આંખડી
    સાંભળવાને કાન
જીભ બનાવી બોલવા
    ભલું કર્યું ભગવાન)

અરધુંપરધું દેખે આંખો
સૂરજ લાગે તારા જેવો ઝાંખો
પાંપણના પલળેલા પડદા પાર
રંગરંગના પતંગિયાના
        અંધ પાંખપલકાર

સુણું સુણું ત્યાં બંધ
અવાજો આછા પકડે કાન
માત્ર અવાજો (ધ્વનિ!?)
અર્થનું અંપ જ ઊઘડે ભાન

શબ્દ ઘણા છે મનમાં
જીભ તો બોબડું બોબડું બોલે
ઉચ્ચારણ ના એક્કે મારાં
મૌન મરમને ખોલે
(ભલું કર્યું ભગવાન!)

## જાણે કે તું ?

એક નકામો છોડ ઉખેડું
એક કામનો રોપું
( કયો નકામો, કયો કામનો, જાણે કે તું ? ! )

એક ફૂલ માથામાં મૂકું
એક રહે વણચૂટયું
( કયું વધારે દીપી ઊઠયું, જાણે કે તું ? ! )

માટીને પાણીથી છાંટું
પથ્થરને દૂર ફેંકું
( કઠોર – કોમલને ભીતરથી, જાણે કે તું ? ! )

## ઘાસ

મારા બંગલાના કમ્પાઉંડમાં ઊગેલા
અસંસ્કૃત ઘાસને
હું મૂળમાંથી ઉખાડી નાખું છું.
-ઘાસ. પૃથ્વીનો આદિમ રોમાંચ, પ્રથમ ઉચ્છ્વાસ-
મૂળમાં ધરતી પમરે છે.

કયારે, કયાંથી આવીને
આ માટીમાં બીજ પડયું હશે !
ફોરાંથી એ ફાટયું ને પત્રીઓમાં ફાલ્યું
પવનના પારણામાં ઝૂલ્યું.
એને એમ કે જગા સલામત છે.
હું જીવી જઈશ ......
પણ મેં એને ઉખાડી નાખ્યું.

નખમાં થોડી ભરાઈ રહી છે માટી
હવે એમાં ઊગશે કે
ઊગશે કે પેલું અસંસ્કૃત ......

સંકલન

## ભાગીરથી નાઉં તો ભવ તરું !

રામે સોનાના રથ જોડાવિયા રે, રામે પુણ્યના પૈડા પહેરાવિયા રે,
રામે ધરમના ધોરીડા જોડાવિયા રે, રામા, રાશ વિશ્વેસરને હાથ રે,
રામા, ભાગીરથી નાઉં તો ભવ તરુ

રામા, કાશીની વાટમા ચાલતા રે, રામા, ઝીણીઝીણી ઊડે છે રજ રે,
રામા, ભાગીરથી નાઉં તો ભવ તરુ
રામા, રજે ભરાય છે મારા લૂગડા રે, રામા, પાવન થાય છે મારા દેહ રે,
રામા, ભાગીરથી નાઉં તો ભવ તરું

રામા, કાશીના લોકને પૂછ્યુ રે, અહીંથી ગગાજી કેટલે દૂર રે?
રામા, ભાગીરથી નાઉં તો ભવ તરુ
રામા, ધરમીને મન છે ટૂકડા રે, રામા, પાપીને પગલેથી દૂર રે,
રામા, ભાગીરથી નાઉં તો ભવ તરુ

રામા, વિશ્વેસરની માંડેલી હાટડી, રામા, પુણ્ય ને પાપ તોળાય રે,
રામા, ભાગીરથી નાઉં તો ભવ તરુ

રામા, પુણ્યનુ તાજવુ ઊપડ્યુ રે, રામા, પાપનુ ગયુ છે પતાળ રે,
રામા, ભાગીરથી નાઉં તો ભવ તરુ

ગુજરાતી લોકસાહિત્યમાળા મણકો – ૭ ]

## મે'ણાંની મારી |

ખેતર  ખેડયાં તો ભલે ખેડયાં, મારો રાફડો શા માટે ખેડયો હો સઈ ?
મેણાંની મારી હું તો રાફડામાં રહી.

સાસરા  બોલે  તો ભલે બોલે, મારી સાસુ શા માટે બોલે હો સઈ ?
મેણાંની મારી હું તો રાફડામાં રહી.

જેઠ બોલે તો ભલે બોલે, મારી જેઠાણી શા માટે બોલે હો સઈ ?
મેણાંની મારી હું તો રાફડામાં રહી.

દે'ર બોલે  તો ભલે બોલે, મારી દેરાણી શા માટે બોલે હો  સઈ,
મેણાની મારી હું તો રાફડામાં રહી,

નણંદ બોલે તો ભલે બોલે, મારા નણદોઈ શા માટે બોલે હોઈ સઈ ?
મેણાંની મારી હું તો રાફડામાં રહી.

ગુજરાતી લોકસાહિત્યમાળા–૮]

## અશ્વો | મકરન્દ દવે

લીલા કોમળ ઘાસથી હર્યુંભર્યું મેદાન આ વિસ્તર્યું,
નીચી ડોક નમાવી અશ્વ ચરતા, ત્યાં તો વહેતી હવા
-ભીની માદક ને મથે શિર જરા ઊંચું કરી સૂંઘવા
અશ્વો, મસ્ત છલાંગનું મન રહે એનું ધર્યું ને ધર્યું.'
પાયે બંધન, કાય સાવ નબળી, અંધારું આંખે ભર્યું
જાણે કાયમ ડાબલા, પણ થતું સામે નવાં ને નવાં
બીડો સૂર્યપ્રકાશથી ઝળહળે, ઝંખી મરે આંબવા
આઘેરી ક્ષિતિજે, – શું પૂર પળમાં આવ્યું ન ત્યાં ઓસર્યું !

અશ્વો પુચ્છ ઉછાળતા હણહણે, પાછા નમીને ચરે,
ને જે હોડ હવાની સાથ કરતું, સ્પર્શી જતું ઘ્રાણને
આજે માત્ર, કદાપિ પૂર પળનું જો રોમરોમે ચડે,
કોઠે બંધન જે પડયાં સકળ તે એવાં કઠે આખરે
ને આ મસ્ત હવા જરાક પજવે અશ્વો તણા પ્રાણને,
તો તો તેજી તુખાર, રંગ પલટે, આકાશ ઓછું પડે.

'સંગતિ' ]

## કેનેડીના અવસાન પર | મણિલાલ દેસાઈ

તો પછી ચાલો
આપણે બધા પાછા વળીએ
ને બહાર ઊભેલી ભીડને કહીએ
કે
ઈસુ હવે મરી ગયા છે,
ગાંધી હવે મરી ગયા છે,
જેથી
એ લોકો એકબીજાની વેદનાને ચાહવા માંડે,
એકબીજાના ઘાને પંપાળવા માંડે
અને
કાલે નહિ ઊગવાના સૂરજની રાહ જોવામાં
આજની રાત ન બગાડે.
રાનેરી ]

## જંગલો | મણિલાલ દેસાઈ

વસ્તીની આસપાસ ઊગી જાય જંગલો,
મારા પ્રવાસમાં યે ભળી જાય જંગલો.

તારા એ પ્રેમને હવે કેવી રીતે ભૂલું?
કાપું છું એક વૃક્ષ, ઊગી જાય જંગલો!

જો તું નથી તો થાય, અહીં કોઈ પણ નથી?
તુજ નામ આસપાસ ઊગી જાય જંગલો!

સૂકું જો ખરે પાન તો એની ખબર પડે.
વ્હેલી સવારે ઘરમાં ફરી જાય જંગલો!

લીલો અવાજ મોરનો હજુ યે ઉદાસ છે—
એ સાંભળીને રોજ તૂટી જાય જંગલો!

ચાલું છું ભાન ભૂલી તણખલું હું ઘાસનું
ને મારે રોમરોમ ઊગી જાય જંગલો!

લીલાં ને સૂકાં પાન ખરે છે ઉદાસીનાં
ને શૂન્યતાના ઘરમાં ઊગી જાય જંગલો!

## વિસ્તરે છે | સુરેશ દલાલ

આપણા બન્નેના આકાશની વચ્ચે
એક સૂર્ય
ઊગ્યા વિના આથમી ગયો છે!

આપણા બન્નેની ભીતરમાં
એક ફૂલ
ખીલ્યા વિના ખરી ગયું છે!

આપણા બન્નેના સાગરની વચ્ચે
એક રણ
રોજ ને રોજ વિસ્તરતું જાય છે

અને આપણે
એની ખારી માટી પર
ઊગતા નથી,
આથમતા નથી,
ખીલતા નથી,
ખરતા નથી;

આપણા બન્નેના છેની વચ્ચે
વિસ્તરે છે નથી.

## અબળખા | ભાનુપ્રસાદ પંડયા

ઊતરડી લ્યો
શેરીમાં ઢાળ્યા ડામરને.
કૂણી કૂણી ધૂળ મને દ્યો આલી
ફૂલ પગલીયુંનાં વીણી લઉં!
છૂંદાયેલી બધી ઘોલકીમાં વીખરેલો
સુંવાળો ભંગાર કરી લઉં ભેળો.
ઢળી પડેલી ઊભે મારગ
રમત્યુંની વેલ્યુંનાં મૂળિયાં
હડી કાઢીને હાથ કરી લઉં.
પ્રેત સમો ખોડાયો છે તે
ખેંચી કાઢો લોહથાંભલો–
સંકેલી લ્યો તાર.
મઘમઘતે અંધારે ચાખું
મૌનપાંદડી મીઠી!
ને......
શેરીના ખૂણે ખડકેલા
રંગીન પથ્થરના ઢગલાને
લિયો ખેસવી.
લાવી દ્યો આ માટીને માટીની ભીંત્યું
એ ઊગમણું ઝીણું જાળિયું ભીનું
આવરદાનું સુક્કું ખેતર
હાશ, કરી લઉં લીલું!

અદ્યતન કવિતા વિષેનો બહુજનસમાજનો અણગમો એ કઈ છૂપી વાત નથી, અને એથી યે વધારે પ્રગટ છે એમનુ તે બાબતનુ અજ્ઞાન સમકાલીન કલાપ્રકાર અને જનસમૂહ વચ્ચે દોડતા યુદ્ધરથના આવા અજ્ઞાન અને અણગમાના પૈડા તો લગભગ દરેક સત્ત્વશીલ પ્રસ્થાનયુગમા સભળાય જ છે માઈકેલઍન્જેલોના પ્રખ્યાત ચિત્રોના રગ હજી સુકાયા ના સુકાયા ત્યા જ એક ઉત્તરકાલીન પોપે, એ નગ્નમાનવદેહોના પ્રબળ દિવ્ય સૌન્દર્યને ન સમજી શકાતા, બીજા ચિતારાઓ પાસે એ દેહોને કપડા પહેરાવેલા, એ કેમ ભૂલી શકાય? બ્રીચીઝ મેકર્સ તરીકે જાણીતા થયેલા એ પોપના ચિતારાઓ હજી યે ગુજરાતી સમાજમા ઘેરઘેર વસે છે અને દ્વેષ કરે છે

હાઈકુ કાવ્યપ્રકાર આ વિવિધ નિર્ણયમાથી બચી ગયેલો લાગે જેમ સદીના પૂર્વાર્ધમા સૉનેટ—સૉનેટ થઈ ગયુ હતું તેમ સદીના ઉત્તરાર્ધમા હાઈકુ હાઈકુ થઈ જાય તો નવાઈ નહીં

આ mass responseને કારણે જ કેટલાક સચેત, સજીવોના મનમા હાઈકુની કલાત્મક શકયતા વિશે સદેહ પેદા થાય છે શ્રી સ્નેહરશ્મિની શકિતશાળી હાઈકુ કવિતા "સોનેરી ચાદ — રૂપેરી સૂરજ" થી આરભી "ડાબા હાથનો ખેલ" સુધી, ગુજરાતે હાઈકુને અનેકાનેક રીતે, સજીવ, અર્ધજીવ, અર્ધમૃત અને નિર્જીવ રીતે ચાખ્યુ, ચગળ્યું, પચાવ્યુ કે ઓકયુ છે

પણ, શ્રી સ્નેહરશ્મિ દ્વારા ગુજરાતી ભાષાને પ્રાપ્ત થયેલી આ નવી અનુભવક્ષમતાને તીવ્રતાથી તપાસવાનો ઉપક્રમ ગુજરાતી વિવેચન કરે છે

સત્તર અક્ષરના આ કાવ્યપ્રકારને સમજાવતો ચોવીસેક પાનાનો એક નિબધ શ્રી સ્નેહ રશ્મિએ તેમના હાઈકુસગ્રહને અતે પ્રગટ કર્યો છે જરા સ્મિતપ્રેરક છતા વિશાળ રીતે તો ઉચિત જ એવા આ ઉપક્રમથી સૂચિત થાય છે તેમ, "હાઈકુ"ના સત્તર અક્ષરો, ખરેખર, ઘણા બૃહદ અનુભવનું નિમિત્ત થઈ જ શકે કાવ્યના અનુભવનો વિસ્તાર તેના શબ્દસમૂહ પર આધારિત હોવાની ભ્રમણા તો આપણે ન જ સેવીએ ગ્રીક કવિ જ્યૉર્જ સેફેરિસનુ એક હાઈકુ આ વાતને કેવી અણિયાળી રીતે મૂકે છે!

Pour into the lake
only a wine drop
and the sun's gone

તળાવ જળે
આસવ ટીપું એક
સૂર્ય અલોપ!

વ્યવહારજગતના ધારક એવા ખુદ સૂરજને ભાવકના ચિત્તજળમાંથી અલોપ કરવાની શકિત ધરાવતું એક નાનું આસવબિંદુ, તે જ હાઈકુ.

અથવા, સૂર્યપ્રેમી અદ્યતન યુગમાં, સૂર્યનો લોપ ન થવા દેવો હોય તો હાઈકુની વાત સ્નેહરશ્મિની તાજી, સ્ફૂર્તિલી રીતે કરી શકાય–

હિમ શિખરે
ફૂટે પરોઢ: અહો!
સૂર્ય હાઈકુ!

રાતના અંધકારમાં જે વિશાળ શિખરપ્રદેશો, લીલી ભરચક ખીણો, સફેદ ઝરણાં અને રંગબેરંગી પક્ષીપશુઓ દેખાતાં જ નહોતાં, તે સઘળું એક નાનો સૂરજ દૂરના આકાશમાં ઊગે એટલે દેખાતાં થઈ જાય.–સત્તર અક્ષરોના ઝૂમખાંની કેવી સરસ વ્યાખ્યા અહીં થઈ છે!

એટલે જ બીજી કોઈ વ્યાખ્યા બાંધવાનું પ્રયોજન હવે નથી રહેતું.

હાઈકુ પેલા ઊગતા સૂર્યની જેમ આપણી ચિતિના અનુભવપ્રદેશને હયાત કરે છે ખરું, પણ તેમાં ભળી નથી જતું. એટલે કે, એ કોઈ લાગણી કે વિચારણાનું વર્ણન નથી પણ તે લાગણી કે વિચારની ઉદ્‌બોધક સામગ્રીની વાઙ્‌મય રચના છે.

જ્યાં પોલ સાર્ત્ર, Psychology of imagination નામના ગ્રંથમાં, અન્ય સંદર્ભે, વસ્તુ અને કલ્પનાની તુલના કરે છે. એક પથ્થરનો ટુકડો લો. એના કેટકેટલા અનુભવ આપણને થશે! તેનું વજન, તેનો સ્પર્શ, રંગ, વળી જરા ખૂણો બદલતાં બદલાતો તેનો ચળકાટ, તેનો ધાતુ પર થતો થડકાર, તેને તડકામાં મૂકતાં આવતી ઉષ્મા, તેના જળ, કાગળ, ધૂળ સાથેના અવનવા સંદર્ભો! Sartre કહે છે કે તે પથ્થર, ખરેખર, અનંત છે! અને બીજી બાજુ આપણા મનમાં જળવાયેલી એક ત્રીજી વ્યકિત કે પ્રિય સ્થળના કલ્પનને તપાસો. તે ચહેરાના વળાંક કે તે સ્થળના સીમાચિહ્નો આપણા ચિત્તે અગાઉથી ગ્રહણ કરી રાખ્યાં હશે તેટલાં જ તે કલ્પનમાં હોવાનાં. તેથી વધારે, મૂળસંદર્ભે તો, હવે વધી જ ન શકે. કેમકે આપણા ચિત્તે નિયત સમયમાં જેટલું ગ્રહણ કર્યું તેટલું કર્યું; હવે આપણી સામે અખૂટ એવી વસ્તુ નથી જ, પણ તેના ચોક્કસ અંશોનો સમૂહ જ છે. તેથી તેની બનેલી Image અનંત શકયતાઓથી ભરેલી નહીં પણ ચોક્કસ અંતવાળી જ હોવાની.

"હાઈકુ" ના ભાવનમાં "Thing and Image"–વસ્તુ અને કલ્પનના વચ્ચેના આ તફાવતને પાયામાં ગોઠવી શકાય.

હાઈકુ, તે માનવચિત્તે ગ્રહણ કરેલી ચોક્કસ અસરોને વર્ણવતો ગુચ્છ નથી, પણ તે અસરોને પેદા કરનારા કોઈ દશ્ય કે સ્પર્શ્ય કે શ્રાવ્ય વસ્તુનું જ વાણીરૂપે સર્જન છે.

બે હાઈકુ જોઈએ

એ જ પોલાદી
ટેક રમે છે નીચે
અગશિયા ત્યા

સ્નેહરશ્મિના આ કાવ્યમા, વિનર્જનની ભયાનક છાયા નીચે, જેયુ તો જણારે નહિ એવુ, છતા અનશ્વર જીવન ઝળક્યુ જણાય છે છતા જીવન મરણ, સહાર સર્જન કે આશા નિરાશા જેવા કોઈ પણ લાગણી વિચારનુ નામ પાડતા શબ્દને હાઈકુકાર સ્વીકાર્ય નથી ગણતો, એ નોધવુ જોઈએ ભાષાના આ નવા વણાટથી સ્નેહરશ્મિ સવેદનનો પણ અભિનવ વણાટ સિદ્ધ કરે છે, એ તેમની કવિતા

બીજુ એક હાઈકુ જોઈએ

કયા જાય, અરે?
તટ સૂઘીને લહેરા
શમે સાગરે

"સૂઘીને" શબ્દ તરત ધ્યાન આકર્ષે છે સૂઘવુ, જોવું, અડકવુ, ઈન્દ્રિયોના વ્યાપારા આપણે આપણુ આયુષ્ય આમા જ તો ગાળીએ છીએ, અને છતા, આ તટપ્રદેશ આ આયુષ્ય કાળમા સૂઘીને જોઈ અડકી આપણે મોજાઓ – પાછા અનત કાળસમુદ્રમા ભળી જવાના

શ્રી મુરલી ઠાકુરના આ સત્તર અક્ષરોમા કેવા બૃહદ્ અનુભવ જગાડવાની ક્ષમતા છે છતા કવિ એ અનુભવનુ એ જીવન મરણ અને બેયેથી પર અનત, કાન ભગવાનનુ નામ ન જ પાડે આમ હાઈકુની પહેલી શરત સત્તર અક્ષરાની નહીં, પણ તટસ્થતાની અને દેખીતી પૂર્ણવસ્તુનિષ્ઠાની જ છે

શ્રી કાલેલકર લખે છે

"હાઈકુ"મા શબ્દો ઓછા, વર્ણન સાદુ અને વ્યજનાને અવકાશ અપરિમિત – અપાર!"

– તે બૃહદશે સાચુ જ વિધાન છે વ્યજનાને અપરિમિત અવકાશ તો દરેક સાચી કાવ્ય કૃતિમા હોવાનો જ, પણ તે હાઈકુમા સિદ્ધ થવાની હાઈકુની રીત સ્વકીય જ રહેવાની ત રીત શ્રી કાલેલકરને મને "વર્ણન સાદુ" એ શબ્દોથી સૂચવાય છે

પણ હાઈકુમા વર્ણન "સાદુ" રહેવાનુ ખરુ? હાઈકુમા વર્ણન માત્ર હોય ખરુ?

વસ્તુવર્ણન અને વાઙ્મય વસ્તુનિર્માણ વચ્ચે હુ અહીં ભેદ પાડવા ધારુ છુ વર્ણનમા પરાક્ષતા રહેવાની વળી, ગમે તેટલુ મથો, એકદેશીયતા જ રહેવાની અરે! બાણભટ્ટની કાદબરીના પાનાના પાના ભરી ઝગડતા અશ્વવર્ણનમા પણ અશ્વની અખિલાઈ આવી જ ગઈ એમ કોણ કહેશે? વર્ણન ક્રમે ક્રમે વસ્તુના ગુણધર્મોને શબ્દસ્થ કરતા જવાની ક્રિયા છે એક

મકાનનું વર્ણન કરવું હોય તો તેના આંગણાથી શરૂ કરી, ક્રમેક્રમે માળિયા સુધીના વિભાગોને શબ્દની સહાયથી આપણે તપાસતા જઈએ.

"હાઈકુ" કદાચ વર્ણન છોડી વસ્તુ તરફ વળતા શબ્દઝૂમખા છે. શ્રી સ્નેહરશ્મિ કહે છે:

"જે અનુભૂતિમાંથી આ અંતઃસ્ફૂરણા પ્રગટે છે તેનું પ્રભવસ્થાન મુખ્યત્વે વસ્તુ-જગત છે. સંવેદનશીલ હૃદય પ્રત્યેક વસ્તુ, પરિસ્થિતિ કે ઘટનામાં કોઈ ને કોઈ સંવેદના અનુભવતું હોય છે. અને જે કંઈ અનુભવાય છે તે જ્યારે શબ્દોમાં મુકાય છે ત્યારે તેમાં તે ઘણું બધું અધ્યાહાર રાખે છે– બલકે, તેનાથી રખાઈ જાય છે."

હાઈકુ વર્ણવવાની કલા કરતાં અધ્યાહાર રાખવાની કલા છે. આ પ્રક્રિયાને George Seferis આ હાઈકુમાં મૂકે છે.

| | |
|---|---|
| As you are writing | લખતાં લખતાં આ |
| The ink grows less | શાહી ઘટતી |
| The sea increases | વધે સમુદ્ર. |

ગ્રીક કવિનું આ કાવ્ય છે તે ન ભૂલીએ. સાગરનાં મોજાંની પહેલી હરોળ આગળ જેમના પગનો રસ્તો બંધ જ થઈ જાય છે, તેવા પાનદુકાનિયા ગુજરાતીઓને માટે "The Sea increases"નો જે અર્થ હોય તે આ ગ્રીક કવિ માટે ન હોય. સમુદ્ર તો ગ્રીકો માટે નવાં જ પ્રસ્થાનોનું સાધન છે. હાઈકુના અનંત સત્તર અક્ષરોની લખાવટથી શાહી તો સુકાઈ જ જવાની, પૂરી થઈ જ જવાની, Communicationના એક પ્રકારના નિવૃત્ત માર્ગો તો પુરાઈ જ જવાના. પણ જો એક તરફ "The ink grows less" તો બીજી તરફ The sea increases. અજાણ્યા, પગલાહીણા, ચીલા વિનાના, અપરોક્ષ અને અનંત અનુભવ વિસ્તારોમાં જવાનો ઉપક્રમ હાઈકુ દરેક ભાવચિત્રિ પ્રતિભા પાસે કરાવે છે.

ગુજરાતી કવિતાએ તેના ઇતિહાસમાં આમૂલ પ્રસ્થાનો કર્યાં છે. એક તો લગભગ સો-સવાસો વર્ષ પહેલાં, જ્યારે નર્મદાશંકરે ગુજરાતી કવિતાના સર્જનનું જગતધર્મના ક્ષેત્રેથી સમાજના ક્ષેત્રે ખસેડ્યું ને પરબ્રહ્મ, કૃષ્ણ કે પાવાગઢ પર્વતવાળી માતાને સ્થાને સ્ટ્રી, સ્વદેશાભિમાન અને ન ટેકરીવાળી કુદરતને સ્થાપી ત્યારે.

બીજું પ્રસ્થાન, આપણા નાક તળે થતું હોવાને કારણે આપણી આંખો માટે અદૃશ્ય. તે ૧૯૫૬થી શરૂ થયેલું પ્રસ્થાન,–જ્યારે અદ્યતન કવિતાએ અર્થના પારલૌકિક અને ઈહ-લૌકિક બંને ક્ષેત્રોને છોડયાં; અર્થની તર્કબુદ્ધ, વર્ણનસીમિત પરોક્ષ પ્રક્રિયાને જ ત્યજી. અર્થ-વવાદની નહીં પણ ઈન્દ્રિયોદ્‌બોધક Absurdની કવિતાનો અને અંતઃપ્રજ્ઞાથી સીધા Subconscious forces એટલે કે ગૂઢચિત્તનાં પરિબળોને જગાડતી અર્થમુક્ત કવિતાનો પ્રારંભ કર્યો.

## લાવ, ઘડીક | જગદીશ ત્રિવેદી

મારા વતનના ખેતરોમા આળોટીને આવેલી સાંજને
લાવ, ઘડીક મારી બાથમાં તો લઉં

મારા વતનની ટેકરી પરના વૃક્ષની ટોચેથી ખરીને
સમીરસ્કંધે ચઢી ચાલ્યા જતા પાંદડાને
લાવ, એક ચૂમી તો ભરી લઉં

વતનના વ્યોમમાથી ખરીને
કોઈની આંખમા ઝિલાયેલા તારા સાથે
લાવ, ઘડીક તારામૈત્રક તો રચી લઉં

વતનની માટીની સોડમ લઈને
સાબરમતીમા ચઢી આવેલા ઘોડાપૂરને પલાણીને
લાવ, ઘડીક દૂર દૂર રખડી તો લઉં

દૂર વતનમા વસતા મારા સ્વ જનોનાં ઉરની ઊંડી વ્યથાઓને
પવનની પાખ નીચેથી શોધી કાઢીને
લાવ, મારા અરફાના નીડમા સતાડી તો લઉં

મારા વતનમાથી વહી આવેલા વટોળિયામા
ગાડાવાટ નીચે દબાયેલી માટીથી
લાવ, મોરી કોરી આખ જરી આજી તો લઉં

**પ્રેમકટારી**

પ્રેમકટારી આરંપાર નિકસી મેરે નાથકી,
ઔરકી હોય તો ઓખધ કીજે, આ તો હરિકે હાથકી.

ચોધારીનો ઘાવ નો સૂઝે, જો જોઈ કોણ જાતકી,
આંખ મીંચી ઉઘાડી જોયું, વાર નો લાગી વાતકી–

સઈ, જોયું મેં શામળા સામું, નીરખી કળા નાથકી,
ગ્રેહને બાણે પ્રીત્યે વીંધ્યા, ઘાવેડી બહુ ઘાતકી–

ઓખધ બૂટી પ્રેમની સોઈ, જો પીવે એક પાતકી,
રાત–દિવસ રંગમાં ખેલે રમતું ઈ રઘુનાથકી–

દાસી જીવણ ભીમ પ્રતાપે, મટી ગઈ કુળ-જાતકી,
ચિતડાં હર્યાં શામળે વા'લે, ધારણીધરે ઘાતકી –
પ્રેમકટારી આરંપાર નિકસી મેરે નાથકી.

આપણે ત્યાં કબીરની નિરંજની ઉપાસનાનો આંબો ભાણસાહેબે વાવ્યો. એક પછી એક રવિ–ખીમ મોરાર જેવા સદ્‌ગુરુઓના સીંચને આંબો ઘટાટોપ જામ્યો. પણ આશ્ચર્ય તો એ કે આ મહાવૃક્ષની ટગલી ડાળે ફળ આવ્યું તો એ મધુર ભકિતનું દાસી જીવણરૂપે જાણે રાધિકાનું હૃદય ઝૂલવા લાગ્યું. બીજી રીતે કહીએ તો ભાણસાહેબે 'શૂન્ય મહલ'નો દીવો પેટાવ્યો, રવિસાહેબે નિર્ગુણ સેજ બિછાવી અને આ પરંપરામાં છેવટે આ નિર્ગુણ સેજ પર જીવતાજાગતા મોહનવરને પધરાવ્યા. દાસી જીવણે એક ભજનમાં કહ્યું છે:

"સામળા કારણ સેજ બિછાવું, વ્રજ થકી બોલાવું,
મેરમજી મારે મંદિર પધારે, પ્રેમ થકી પધરાવું,
મારા નાથનાં નેણાં ઉપરે
હું તો ઘડીએ ઘોળી જાઉં.

ભજનના કેટલાક પ્રકારોમાં આરાધ, પ્યાલો, ચેતાવણી, ચાબખો વગેરેની જેમ કટારી પણ એક પ્રકાર છે. આપણા ઘણા ભજનિક સંતોએ કટારી ગાઈ છે એમાં ઉપરનું ભજન જીવણસાહેબની કટારી છે. પરમ પ્રિયતમના વિરહ કે એની બાંકી ચિતવનને મરમી સંતોએ કલેજું વીંધતી કટારી તરીકે આલેખેલ છે. મીરાંનું એક પદ છે :

## લાવ, ઘડીક | જગદીશ ત્રિવેદી

મારા વતનનાં ખેતરોમાં આળોટી
લાવ, ઘડીક મારી બાથમાં તો લઉં.

મારા વતનની ટેકરી પરના વૃક્ષની
સમીરસ્કંધે ચઢી ચાલ્યા જતા પાંદડે
લાવ, એક ચૂમી તો ભરી લઉં.

વતનના વ્યોમમાંથી ખરીને
કોઈની આંખમાં ઝિલાયેલા તારા સાટે
લાવ, ઘડીક તારામૈત્રક તો રચી લઉં.

વતનની માટીની સોડમ લઈને
સાબરમતીમાં ચઢી આવેલા ઘોડાપૂરને પલળું
લાવ, ઘડીક દૂર દૂર રખડી તો લઉં.

દૂર વતનમાં વસતાં મારાં સ્વ-જનોનાં ઉરની ઉ
પવનની પાંખ નીચેથી શોધી કાઢીને
લાવ, મારાં ઝલ્ફાંના નીડમાં સંતાડી તો લઉં.

મારા વતનમાંથી વહી આવેલા વંટોળિયામાં
ગાડાવાટ નીચે દબાયેલી માટીથી
લાવ, મોરી કોરી આંખ જરી આંજી તો લઉં.

પ્રેમકટારી

પ્રેમકટારી આરંપાર નિકસી મેરે નાથકી,
ઓરકી હોય તો ઓખધ કીજે, આ તો હરિકે હાથકી—

ચોધારીનો ઘાવ નો સૂઝે, જે જોઈ કેણ જાતકી,
આંખ મીંચી ઉઘાડી જોયું, વાર નો લાગી ચાનકી—

સઈ, જોયું મેં શામળા સામું, નીરખી કયા નાથકી,
પ્રેહને બાણે પ્રીત્યે વીંધ્યા, ઘાયેલી અંગ ઘાતકી—

ઓખધ બૂટી પ્રેમની સોઈ, જે પીવે એક પાનકી,
રાત-દિવસ રંગમાં ખેલે રમનું રે રઘુનાથકી—

દાસી જીવણ ભીમ પ્રતાપે, મટી ગઈ કુળ-જાતકી,
ચિતડાં ચોર્યાં શામળે વા'લે, ધારણીધરે ઘાતકી —
પ્રેમકટારી આરંપાર નિકસી મેરે નાથકી.

આપણે ત્યાં કબીરની નિરંજની ઉપાસનાનો આંબો ભાણસાહેબે વાવ્યો. એક પછી એક રવિ-ખીમ મોરાર જેવા સદ્ગુરુઓના સીંચને આંબો ઘટાટોપ જામ્યો. પણ આશ્ચર્ય તો એ કે આ મહાવૃક્ષની ટગલી ડાળે ફળ આવ્યું તો એ મધુર ભક્તિનું દાસી જીવણરૂપે જ્યારે રસિકાનું હૃદય ઝૂલવા લાગ્યું. બીજી રીતે કહીએ તો ભાણસાહેબે 'શૂન્ય મહલ'નો દીવો પેટાવ્યો, રવિસાહેબે નિર્ગુણ સેજ બિછાવી અને આ પરંપરામાં છેવટે આ નિર્ગુણ સેજ પર ઝરનાજગના મોહનવરને પધરાવ્યા. દાસી જીવણે એક ભજનમાં કહ્યું છે:

"શામળા કારણ સેજ બિછાવું, વ્રજ થકી બોલાવું,
મેરમજી મારે મંદિર પધારે, પ્રેમ થકી પધરાવું,
મારા નાથનાં નેણાં ઉપરે
હું તો ઘડીએ ઘોળી જાઉં.

ભજનના કેટલાક પ્રકારોમાં આરાધ, ઝાલો, ચેતાવણી, ચાબખા વગેરેની જેમ કટારી પણ એક પ્રકાર છે. આપણા ઘણા ભજનિક સંતોએ કટારી ગાઈ છે એમાં ઉપરનું ભજન જીવણસાહેબની કટારી છે. પરમ પ્રિયતમના વિરહ કે એની બાંકી ચિતવનને મરમી સંતોએ કલેજું વીંધતી કટારી તરીકે આલેખેલ છે. મીરાંનું એક પદ છે:

"આલી સાવરે કી દષ્ટિ માનો, પ્રેમકી કટારી હૈ,
લાગત બેહાલ ભઈ, તનકી સુધબુધ ગઈ,
તન મન સબ વ્યાપી પ્રેમ, માનો મતવારી હૈ"

સૂફી સંતોએ તો સનમનું ખંજર, તેનાં કાતિલ જખમો ને જફાને બહુ મીઠી જબાને જીવતા રાખેલ છે, મીરા સાવરાની નજરની ચોટ ખાય છે તો નજર ચોરાવીને ચાલી જતી સનમનો પ્રહાર સૂફી જિગર પર ઓછો નથી પડતો

"ન મુડ કરકે બેદર્દ કાતિલને દેખા,
તડપતે રહે નીમજા કૈસે કૈસે!"

ખ્રિસ્તી સંતોમા પણ Divine dart–દિવ્ય તીરનો મારો ઓછો નથી થયો પણ આ સૌ સંતોને મન પ્રિયતમના પ્રહારમા જ સાચી મજા ને મુક્તિ રહેલા છે ભેદની દીવાલ ભાગી ગયા વિના અમૃતનો ખજાનો મળતો નથી. અને માનવ–આત્મા જ્યાર પરમાત્મા સાથે પૂર્ણ અદ્વૈત સાધે છે ત્યાર જ તેની પ્રેમયાત્રા પૂરી થાય છે "Lover transfirm'd in lov'd, love's journey done" 'પ્રેમી પ્રિયતમના સ્વરૂપમા ભળી ગયો, અને પ્રેમની યાત્રા પૂરી થઈ'–ખ્રિસ્તી મરમી સંત જૉન ઑફ ધ ક્રૉસનુ આ કથન સર્વત્ર સાચુ છે આવા સપૂર્ણ સાયુજ્ય માટે જ પ્રભુ માનવી પ્રાણને તપાવે છે, તલસાવે છે ને તાતા તીરથી વીંધે છે ફ્રાન્સિસ થોમસન કહે છે તેમ

"And strike your troubled heart
home to himself"

(તારા વ્યથિત હૃદય પર એ પ્રહાર કર છે, –પોતાનામા સમાવી લેવા)

આવા મીઠા દર્દમા ડુબાડી દેતી અને મારીને નવું જીવન આપતી પ્રેમકટારી દાસી જીવણની જેમ દેશ દેશના મરમી સતોને લાગી છે માનવીહૃદય એક જ છે એની કેવી સાબિતી પૂર છે આ સંતોની વાણી! આવા એક ઘાયલ મરમીના આનદ–ઉદ્ગારમાં દાસી જીવણનું હૈયુ પણ ધબકતુ લાગશે

"O burn that burns to heal!
O more than pleasant wound!
And O soft hand! O touch delicate!
That dost new life reveal,
That dost in grace abound,
And slaying dost from death to life translate"

[ઓ દાહ શમાવતી જલન!
ઓ, અદકા મીઠા જખમ!
અને ઓ કોમળ હાથ? ઓ પ્રેમળ સ્પર્શ!
નવીન જીવનની ઝાંખી થાય છે એથી
ને એમાં ઊભરાય છે અપરંપાર કરુણા
અને મારીને એ મૃત્યુમાંથી રચે છે
જીવનનું રૂપ.]

—ત્યારે આ વિરહ-વ્યથા, આ વેદના, આ પ્રેમકટારીનો પ્રહાર એ તો પ્રિયતમનું વરદાન છે. પરમની પ્રાપ્તિ એના વિના થતી નથી. સંતોના આ સનાતન અને સર્વદેશીય અનુભવને કવિવર ટાગોરે એક સુંદર કાવ્યમાં ગૂંથી લીધેલ છે. પ્રિયતમની પાસેથી ફૂલમાળાની ભેટ ચાહતા પ્રેમીને મળે છે તલવાર! અને એ તલવાર જ એનાં સ્વાર્પણ અને આખરી વિજયનું પ્રતીક બની રહે છે.

અહીં આપેલા દાસી જીવણના ભજનમાં આ જ ભાવ વ્યક્ત થયો છે. સોરઠી બોલીના મરમ ને મધુરપથી આ ઘાતકી ઘાવેડીની કૃપા તેમણે ઉમંગભેર ગાઈ છે. દાસી જીવણ કહે છે:

"મારા પ્રભુની પ્રેમકટારી તો હૈયાની આરપાર નીકળી ગઈ છે. બીજા કોઈનો ઘા હોય તો ઇલાજ થઈ શકે. આ તો હરિએ પોતાને હાથે જ હુલાવી દીધી છે, ત્યાં કોની કારી ફાવે?

"અને આ કટારી છે ચોધારી. માનવીના ચારેચાર પુરુષાર્થને છેદી નાખનારી. એનો ઘા નજરે દેખાતો નથી. આ તે કઈ જાતની કટાર છે એનું પારખું પડતું નથી. આંખ મીંચીને ઉઘાડતાં, પલકવારમાં તો એના પ્રહારે પ્રાણ પરવશ થઈને ઢળી પડે છે.

"અને સહિયર, તને શું કહું? શ્યામની સાથે નજર મળતાં જ એની અપરંપાર કળાની મને ઝાંખી થઈ ગઈ. આ મૃત્યુની વેદનામાં મને અમૃતનો ઇશારો મળી ગયો. મારા સ્વતંત્ર અસ્તિત્વનો અંશ પણ રહેવા નથી દેવો એટલે તો એની પ્રીતે વિરહના બાણથી મને વીંધી નાખી. એ ઘાવેડીમાં દયાનો છાંટો ન દીઠો. ભારે ઘાતકી છે સામળિયો.

'પણ સાચું કહું, બેન! આ મારી પંડની પીડાનું ઔષધ તો પાછું એના જ એકમાત્ર પ્રેમમાં છે. જો આ પ્રેમની જડીબૂટીના પાંદડાનું એક ટીપું જ પામે ને કોઈ! તો એના જીવતરમાં રંગ રહી જાય. એને રાત-દિવસ આનંદ-મંગળ વરતાય અને આ ખરા ખેલાડીની લીલામાં એનો પ્રાણ લહેરથી રમતો થઈ જાય.

"દાસી જીવણ કહે છે કે ગુરુ ભીમને પ્રતાપે મારાં નાત - જાત - કુળ - ગોતર તમામનાં બંધનો તૂટી પડયાં. એ ધરણીધર ને ઘાતકી—આખી દુનિયાને માથે લેતા, માથાના ફરેલ સામળિયાએ મારું ચિત્ત હરી લીધું. હવે કોઈ મરજાદામાં પુરાઈને મરવાનું મારે ન રહ્યું. એની પ્રેમકટારીથી આરપાર વીંધાઈને જીવવાની જડીબૂટી મને હાથ લાધી ગઈ."

## મારા કાન સાંભળે છે | દિલીપ ચિત્રે

મરાઠી કવિતા

મારા કાન સાંભળે છે
કિનારા પર
નિસ્તબ્ધ સમુદ્રતા
ફિક્કા, હળવા પવનમાં
સ્વરાની નિષ્પર્ણતા
મારા હોઠ સ્પર્શે છે
ડૂબવા લાયક સૂર્યની રકતખારી વિવર્ણતા
સમુદ્રની શ્યામા
સોનાનો તંતુ
ચિન્તન પોત વણે છે જ્યારે!

વિશ્વાર્દ્ર આંખોને
શીખવવામાં આવ્યું છે
બધું જ સૂકી નજર જોવાનું
અભૌતિકતાની છાલ ઉતારીને
બ્રહ્માએ આપેલું નામ ફગાવી
કંગાલ થઈને
મારા કાન સાંભળે છે
કિનારા પર
નિસ્તબ્ધ સમુદ્રતા
મારી ચેતના સંચય કરે છે
સઘન નિઃસમુદ્રતાને

## પાંચ અનુવાદ | હરિવલ્લભ ભાયાણી

સંસ્કૃત કવિતા

### ભવભૂતિ |

ઉત્ફુલ્લ અર્જુન સર્જ પુષ્પે સુવાસિત
ઝઞ્ઝાનિલ પુરવૈયો ફુંકાય પ્રમત્ત
હીલોળતી સ્નિગ્ધ શ્યામ મેઘમાળ
(ઈન્દ્રનીલ શકલોની ખળભળ!)
દષ્ટનષ્ટ સ્વેદજળ
ધારાસીંચ્યું ધરાતળ
ઊછળતી કટુમિષ્ટ સુરભિની સેર –
વર્ષારંભ વિલસે આ વિધવિધ પેર

□

ખદ્યોત ટીપકી તગે અંધારપટલ
વીજરેખા ઝગમગ
સ્નિગ્ધ ધ્વનને ફગાય મેઘ લથબથ
ગર્જે મત્ત ગજજૂથ
કેતકીઆમોદભર્યો પુરવૈયો વાત
અવિરત ધારાપાત
કમ કરી દૂર દેશે વીતે વર્ષારાત
વર્ષાની એકેક રાત
ધારાપાત

□

નિકુંજસરિતજળે વેતસકુસુમગંધ
તટવિકસિત જૂઈપુષ્પ કેરા જાગરૂક
ગિરિકાળો કુટજકુસુમહાસે હસે
શિખંડીતાંડવ કાજે
શિખરો પે બાંધ્યો છાજે
મેઘચંદરવો તસતસે

## ધારાપાત | યોગેશ્વર

વર્ષાની એકેક રાત–
ધારાપાત
અંતે વાય કોમળ સમીર

નભ બધું મેઘલિપ્ત
ચંદ્ર, ગ્રહ, તારા સુપ્ત
દિશા ઝબકાવે પળ વીજની લકીર

ધારાસિક્ત કદંબોનો
કડક સુરા શો મત્ત
સંસરતો સંભૃત આમોદ
દાદુરનો લગાતાર શોર–
કેમ કરી દૂર દેશે વીતે રાત?
વર્ષાની એકેક રાત
ધારાપાત... ...

---

## તેજ ને તિમિર |

ગહન અંધાર
નવ સૂચિસંચાર પણ થાય;
વર્ષાઝડી - શોર
ઘનગર્જનાને લજાવે;
કનકકમનીય સૌદામિની
રહીરહી આભધરતી વધાવે–
મોદ ને મ્લાનિનાં તેજ ને તિમિર
વળી વળી અભિસારિકા–પથ સજાવે.

પાંચ કાવ્યો | સાલ્વાતોર કવાસીમોદો |

ઇટાલિયન કવિતા | પુરાતન શીતઋતુ

તારા પ્રભાભર્યા કર કેરું ઝંખન
જ્વાલા તણા ધૂંધળા પ્રકાશે,
સૅાડમ – ઓકનાં ઇંધન કેરી,
ગુલાબોની અને મૃત્યુ તણી.

પુરાતન શીતઋતુ.

ચણચણ ખોજી રહેતાં પંખીગણ
બની ગયાં ઓચિંતાનાં હિમકણ.

શબ્દો ય એવા:
કો નાનકો સૂરજ; કીર્તિ તેજવલયિત,
પછી તો ધૂમસ; અને પેલાં વૃક્ષો
અને અમે અને હવા...બાકી રહ્યાં.

પ્રભાતને ખોરે!

દર્પણ |

જો, જો! પેલા થડ પરે
ફૂટી છે કળીઓ:
ઘાસના થકી યે એનો નવતર લીલો રંગ
હૈયાનો વિસામો બની ગયો:
અને થડ તો જાણે કે ખરે,
ખીણની ભેખડ પરે
ઢળી પડી કયારનું યે
મરી ગયું હોય એવું દીસે!

બધું યે ભાસે છે આજ
ચમત્કાર જેવું;
હું છું મેઘદલ તણું નવાણોનું જલ
ઝીલી રહેતું નિજ મહીં

અવકાશી નીલનીલો રંગ,
એનો વ્યોમનો ખંડ
અને થડની મરેલી ખાલ
કંકોરી કરીને ભંગ
ફૂટી નીકળેલ પેલો
નવતર લીલોલીલો રંગ,
— જે કાલ રાત લગી યે ત્યાં
હતો નહીં
થડીઆને અંગ!

---

અને તારું શુભ્ર શ્વેત વસ્ત્ર।

મુખ જરી નમવી તું
મારા ભણી મીટ માંડી રહી;
અને તારું શુભ્ર શ્વેત વસ્ત્ર.
તારે વામ કક્ષ
ખસી ગઈ ઢીલી કસ થકી
ખીલી ઊઠે ફુલ્લદલ વક્ષ!

તેજ મને આંબી આગે જાય
ખુલ્લા તારા લોલ ને વિલોલ બાહુ પરે
કંપતું — પ્રકંપતું છવાઈ જાય.

ફરીથી હું હેરી રહું તને
તારા ધીરથીર બોલ
તણી ગતિનો હિલ્લોલ,

કો સર્કસ જેવી
આ જિંદગીના બોજમહીં
હૈયે હામ નવતર પૂરી જાય.

મારગની પ્રલંબ કરાડ આહીં
અને તહીં
ઊંડે ઊંડે ઊતરી શો ગયો
સૂસવતો પ્રમત્ત પ્રવાતે,
શિશિરની કોઈ કોઈ રાતે!
અને એણે આપણને અણજાણ
સૂતેલાં જગાડી દીધાં,
પ્હેલવેલી વારે
ઝબકીને જેવાં
જાગ્યાં હતાં તેવાં!

અનુ૦ કૌશિક પારેખ

પાંચ
ઇટાલિ

[મિલાન, ઑગસ્ટ ૧૯૪૩]

ધૂળ મહીં ફોગટ શું શોધો,
હાથ, નગર આ મરી ગયું છે.
મરી ગયું: એ હૃદય તણો ધબકાર
આખરી હમણાં ડૂબ્યો.
મંદિર પરની ધજા ઉપર સૂર્યાસ્ત થયા
પહેલાં જેણે ગાયું એ બુલ્બુલ ધરાઢળ્યું આવ:
કોઈ ન ચોગાને કૂવાઓ ખોદો
જીવે, એની તરસ મરી ગઈ.
મૃત્યુ મુખે જે ગયા, લાલ, સૂઝેલા
એને સ્પર્શ કરો મા
એ ભલા પડયા નિજ ઘરની માટી સંગ.
નગર આ મરી ગયું, રે મરી ગયું.

અનુ૦ સનાતન ?

---

દર્પ

અને અચાનક

સૂર્યકિરણ–
–થી વીંધાતો પ્રત્યેક જણ
પૃથ્વીના હૈયા પર
અહીંયાં
સાવ એકલો:
અને અચાનક સાંજ ઢળે છે!

# કવિતા

વર્ષ ૧ : અંક ૬ : ઑગસ્ટ ૧૯૬૮

મુખપૃષ્ઠ: દિનેશચંદ્ર શાહ



**સૂચનાઓ :**

વરસમાં છ અંકો દર બે મહિને ઑકટોબર, ડિસેમ્બર, ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન અને ઑગસ્ટમાં, વીસમી તારીખે પ્રકટ થાય છે. કૃતિ વિષે જવાબ તથા અસ્વીકૃત કૃતિ પાછી મેળવવા માટે ટિકિટ લગાડેલું કવર બીડવું જરૂરી છે.

**લવાજમ :**

દેશમાં રૂપિયા છ
પરદેશમાં રૂપિયા આઠ
ત્રૈવાર્ષિક રૂપિયા ૧૬
છૂટક નકલનો રૂપિયો એક
વરસથી ઓછું લવાજમ સ્વીકારવામાં આવશે નહિ.

**પત્રવ્યવહારનું સરનામું :**

જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.

...ાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક: ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, કોટ, મુંબઈ-૧.

